# અમારાં બા

[ બાની જીવન-કસ્તૂરી ]

લેખિકા

વનમાળા પરીખ

સુશીલા [illegible]



નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

# અમારાં બા

[ એમની જીવન-કસ્તૂરી ]

લેખિકા

વનમાળા પરીખ

સુશીલા નય્યર




નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

# અનુક્રમણિકા

# બે બોલ

ભાઈ નરહરિ પરીખ સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કોચરબમાં થઈ તે વખતથી તેમાં જોડાયેલામાંના છે. એટલે ચિ૦ વનમાળા જે પામી છે તે આશ્રમમાં જ પામી. તે સરકારી શાળાથી અને ત્યાં મળતી કેળવણીથી અસ્પૃષ્ટ રહેલ છે. એટલે એ મજૂરી કરી જાણે એમ લેખાય. પણ તેણે તો કસ્તૂરબાના જીવનવૃત્તાંતની સામગ્રી એકઠી કરવાનું સાહસ કર્યું છે. એમાં તેણે બીજી મદદ મેળવી છે. એ બીજા લેખો આ લખતી વેળા મેં નથી જોયા. ચિ૦ વનમાળાનો આગ્રહ હતો કે એનું પોતાનું લખાણ હું જોઈ જાઉં. એ બિચારી લખવા ગઈ કસ્તૂરબા વિષે પણ મારી સાથે બાળપણમાં દોડેલી, રમેલી મને કેમ ભૂલે? હકીકત ખૂણેખાંચરેથી મેળવીને ઠીક ગોઠવેલી જોઉં છું. તેની ભાષા ઘરેલુ અને સાદી છે. એમાં ક્યાંય કૃત્રિમતા મેં નથી ભાળી. એકંદરે ચિ૦ વનમાળાનો આ પ્રથમ પ્રયત્ન સફળ થયો છે કે નિષ્ફળ એ તો વાંચનારે નક્કી કરવું રહ્યું.

ચિ૦ પ્યારેલાલનાં બહેન ચિ૦ સુશીલાબહેને જેલમાં મળેલા બાના અનુભવો લખેલા. તેમાંથી પોતાના લેખમાં વસ્તુ લેવાનો ચિ૦ વનમાળાએ વિચાર કરેલો; પણ વાંચતાં તેને લાગ્યું કે બહેન સુશીલાના લખાણમાં

સહજકળા હતી. તેને ભાંગવાની તેની હિંમત ન ચાલી. મૂળ હિંદીમાં છે. તેનું પૂરું ગુજરાતી આ સંગ્રહમાં આપવામાં આવ્યું છે. બહેન સુશીલા આખરની ડીગ્રી મેળવેલી દાક્તર છે. સાથે જ તેને ગાવાનો, વગાડવાનો, ચિત્રો કાઢવાનો અને સાહિત્યનો શોખ છે. જાહેર જીવનમાં રસ લે છે. આ ગુણ સ્વ૦ મહાદેવે જોયેલો અને તેને વધારવામાં ખૂબ રસ લીધેલો. પણ તે તો બધાંને મૂકીને ચાલ્યા ગયા. આ જીવન પૂર્ણ કર્યું. આ દૃષ્ટિએ વાંચનાર ચિ૦ સુશીલાનો લેખ જુએ.

આ તો થયું લેખિકાઓ વિષે.

પણ બન્ને કહે છે કે હું બા વિષે કંઈ ન કહું ત્યાં લગી આ પુસ્તક જ અધૂરું ગણાશે. જ્યારે હું જ આ સંગ્રહ વિષે પરિચય આપું છું ત્યારે મારે બાને વિષે કંઈ લખી આપવું કદાચ યોગ્ય ગણાશે. સમય મળશે તો વિસ્તૃત લખવાની મારી ધારણા છે. અહીં તો જેથી બાએ જનતામાં આટલું બધું આકર્ષણ કર્યું છે, એનું કારણ શોધાય તો મારે શોધવું. બાનો ભારે ગુણ કેવળ સ્વેચ્છાએ મારામાં સમાઈ જવાનો હતો. એ કાંઈ મારી ખેંચથી નહોતું બન્યું. પણ બામાં જ એ ગુણ સમય આવ્યે ખીલી નીકળ્યો. હું નહોતો જાણતો કે આ ગુણ બામાં છુપાયેલો હતો. મારા પ્રથમ કાળના અનુભવ પ્રમાણે બા બહુ હઠીલી હતી. હું દબાણ કરું તોય તે પોતાનું ધાર્યું કરતી. તેથી અમારી વચ્ચે ક્ષણિક કે લાંબી કડવાશેય રહેતી. પણ મારું

જાહેરજીવન જેમ ઉજ્જ્વળ થતું ગયું તેમ બા ખીલતી ગઈ, અને પુખ્ત વિચારે મારામાં એટલે મારા કામમાં સમાતી ગઈ. દિવસ જતાં એમ થયું કે મારામાં અને મારા કામમાં – સેવામાં ભેદ ન રહ્યો. તેમ તેમ બા તેમાં તદાકાર થવા લાગી. આ ગુણ હિંદુસ્તાનની ભૂમિને કદાચ વધુમાં વધુ ભાવે છે. ગમે તેમ હો બાની ઉપલી ભાવનાનું આ મને તો મુખ્ય કારણ લાગે છે.

બામાં આ ગુણ પરાકાષ્ઠાએ પહોંચ્યો તેનું કારણ અમારું બ્રહ્મચર્ય હતું. મારા કરતાં બાને સારુ એ ઘણું વધારે સ્વાભાવિક નીવડ્યું. આરંભમાં બાને એની ગતાગમ પણ ન હતી. મેં વિચાર્યું અને બાએ એ ઊંચકી લીધું ને પોતાનું કરી મૂક્યું. પરિણામે અમારો સંબંધ સાચા મિત્રનો થયો. મારી સાથે રહેવામાં બાને સન ૧૯૦૬થી, ખરું જોતાં સન ૧૯૦૧થી, મારા કામમાં જોડાઈ જવા ઉપરાંત કે તેની બહાર કંઈ જ ન રહ્યું. તે નોખી રહી શકતી હતી. નોખા રહેવામાં એને કશી હરકત ન આવત પણ તેણે મિત્ર થવા છતાં સ્ત્રી તરીકે અને પત્ની તરીકે પોતાનો ધર્મ મારા કાર્યમાં સમાઈ જવામાં જ માન્યો. તેમાં મારી અંગત સેવાને બાએ અનિવાર્ય સ્થાન આપ્યું. એટલે મરતાં લગી મારી સગવડની દેખરેખનું કામ તેણે છોડ્યું જ નહિ.

સેવાગ્રામ,                    **મોહનદાસ કરમચંદ ગાંધી**
૧૮–૨–'૪૫

# ભાગ પહેલો

## પ્રસંગકથા

### ૧

### જન્મ અને લગ્ન

કાઠિયાવાડમાં પોરબંદરમાં સને ૧૮૬૯ના એપ્રિલ માસમાં બાનો જન્મ થયેલો. બાપુજી કરતાં લગભગ છ મહિને બા મોટાં. પિતાનું નામ ગોકુળદાસ મકનજી હતું અને માતાનું નામ વ્રજકુંવર. ત્રણ ભાઈ અને બે બહેનો મળી બા કુલ પાંચ ભાંડુ હતાં. તેમાંથી એક બહેન અને એક ભાઈ નાનપણમાં જ ગુજરી ગયેલાં. મોટાભાઈ યુવાન વયે ચાલ્યા ગયા. પછી બા અને એક નાનાભાઈ માધવદાસ બે જ રહ્યાં. માધવદાસમામા સૌથી નાના અને બા ત્રીજાં હતાં.

એ જમાનામાં અને તેમાંયે કાઠિયાવાડમાં, છોકરીઓને કોઈ ભણાવતું નહીં. એટલે બા નાનપણમાં સાવ નિરક્ષર હતાં. પણ એમને ઘરકામની સારી તાલીમ મળી હતી. વળી પિતાના સંસ્કારી વૈષ્ણવ કુટુંબના કેટલાક ઉત્તમ ગુણો એમને વારસામાં મળ્યા હતા. ધાર્મિક વાતાવરણમાં અમુક સંકલ્પબળ અને સંયમ કેળવાય છે, તે બામાં છેક નાનપણથી જ જોવામાં આવતાં.

બાના પિતાશ્રી પોરબંદરમાં વેપારી હતા. આર્થિક સ્થિતિ સામાન્ય ગણાય. પોરબંદર રાજ્યનું પ્રધાનપદું કરતા ગાંધીકુટુંબ સાથે તેમને સારો સંબંધ હતો. એટલે તેમણે બાની સાત વર્ષની ઉંમરે સાડા છ વર્ષના બાપુ સાથે સગાઈ કરી, અને ૧૩ વર્ષની વયે તેમનાં લગ્ન થયાં.

આજે આપણને આવાં બાળલગ્નની વાત વિચિત્ર અને રમૂજી લાગે છે. બાપુજીએ પણ આત્મકથામાં તેનું રમૂજી ચિત્ર દોર્યું છે. તેઓ લખે છે કે, "સગાઈ થઈ ત્યારે મને કશું કહેવામાં આવેલું એવું મને ભાન નથી. તેમ જ લગ્ન વખતે પણ કશું પૂછવામાં નહિ આવેલું. કેવળ તૈયારીઓથી જ જાણ્યું કે વિવાહ થવાના છે. એ વેળાએ મને તો સારાં સારાં કપડાં પહેરશું, વાજાં વાગશે, ફુલેકાં ચડશે, સારાં ભોજનો મળશે, એક નવી બાળા સાથે વિનોદ કરશું, વગેરે અભિલાષા ઉપરાંત બીજું વિશેષ હોય એવું સ્મરણ નથી." લગ્નપ્રસંગનું વર્ણન કરતાં બાપુજી લખે છે: "માહ્યરે બેઠાં, ચોરીફેરા ફર્યાં, કંસાર ખાધો-ખવડાવ્યો, અને વરવહુ ત્યારથી જ સાથે રહેતાં થયાં. બે નિર્દોષ બાળકોએ વગર જાણ્યે સંસારમાં ઝંપલાવ્યું. . . . અમે બન્ને એકબીજાથી ડરતાં હતાં એવો ભાસ આવે છે. એકબીજાથી શરમાતાં તો હતાં જ. વાતો કેમ કરવી, શી કરવી, એ હું શું જાણું? ધીમે ધીમે એકબીજાને ઓળખતાં થયાં, બોલતાં થયાં."

તે વખતની પોતાની ભાવનાઓનું અને બાના સ્વભાવનું બાપુ વર્ણન કરે છે: "મારે મારી પત્નીને આદર્શ સ્ત્રી બનાવવી હતી. એ સ્વચ્છ થાય, સ્વચ્છ રહે. હું શીખું તે શીખે, હું ભણું તે ભણે, અને અમે બન્ને એકબીજામાં ઓતપ્રોત રહીએ, એ ભાવના હતી. કસ્તૂરબાઈને એ ભાવના હતી એવું મને ભાન નથી. તે નિરક્ષર હતી, સ્વભાવે સીધી, સ્વતંત્ર, મહેનતુ અને મારી સાથે તો ઓછું બોલનારી હતી. તેને પોતાના અજ્ઞાનનો અસંતોષ ન હતો. હું ભણું છું અને પોતે પણ ભણે તો સારું, એવી એની ઇચ્છા મેં કદી મારા બચપણમાં અનુભવી નથી. . . . તેને ભણાવવાની મને ઘણી હોંશ હતી. પણ તેમાં બે મુશ્કેલીઓ હતી. એક તો બાની પોતાની ભણવાની ભૂખ ઊઘડી નહોતી. વળી બા અનુકૂળ થાય તોપણ એ જમાનામાં ભર્યાભાદર્યા કુટુંબમાં એ ઇચ્છા પૂરી કરવી સહેલી નહોતી."

બાપુજી પોતે તે જમાનાનું વર્ણન કરે છે: "એક તો મારે પરાણે ભણાવવું રહ્યું, તે પણ રાત્રે એકાંતે જ થઈ શકે. વડીલોના દેખતાં

તો સ્ત્રીના ભણી જોવાય જ નહીં. વાત તો થાય જ શાની? કાઠિયાવાડમાં લાજ કાઢવાનો નકામો અને જંગલી રિવાજ ત્યારે હતો. આજે પણ ઘણે ભાગે મોજૂદ છે. એટલે ભણાવવાના સંજોગો પણ મારે સારુ પ્રતિકૂળ. તેથી જુવાનીમાં મેં ભણાવવાના જેટલા પ્રયત્નો કર્યા તે બધા લગભગ નિષ્ફળ ગયા, એમ મારે કબૂલ કરવું જોઈએ. જ્યારે હું વિષયની ઊંઘમાંથી જાગ્યો ત્યારે તો હું જાહેર જીવનમાં ઝંપલાવી ચૂક્યો હતો, એટલે બહુ વખત આપી શકું એવી મારી સ્થિતિ નહોતી રહી. શિક્ષક મારફતે ભણાવવાના મારા પ્રયત્નો પણ નિષ્ફળ ગયા. પરિણામે આજે કસ્તૂરબાઈની સ્થિતિ માંડ કાગળ લખી શકે અને સામાન્ય ગુજરાતી સમજી શકે એવી છે. જો મારો પ્રેમ વિષયથી દૂષિત ન હોત તો આજે તે વિદુષી સ્ત્રી હોત એવી મારી માન્યતા છે. તેના ભણવાના આળસને હું જીતી શકત."

## ૨

# બાનો બાળ-ગૃહસ્થાશ્રમ

આમ બાલ્યાવસ્થામાં જ બા બાપુજીના ગૃહસ્થાશ્રમનો આરંભ થયો. એ બાળ ઉંમરનાં પતિપત્નીના સંસારનું અને નાદાનીભર્યા ઝઘડાઓનું વર્ણન બાપુજીએ બહુ જ માર્મિક શબ્દોમાં આપ્યું છે. તેમાંથી આપણે જોઈ શકીએ છીએ કે, બા જોકે નિરક્ષર હતાં છતાં તે પોતાની સ્વતંત્રતા ન સમજે એવાં ન હતાં. તે લાંબી ચર્ચા કે દલીલ કરે એવાં ન હતાં. પણ એમનું ધાર્યું કરતાં કોઈનાં દાબ્યાં દબાય એવાં તે ન હતાં. બાપુજી લખે છે કે:

"વિવાહ થયા તે દિવસોમાં નિબંધોનાં નાનાં ચોપાનિયાં નીકળતાં. એમાં દંપતીપ્રેમ, કરકસર, બાળલગ્ન વગેરે વિષયો ચર્ચવામાં આવતા. આમાંના કોઈ નિબંધ મારા હાથમાં આવતા અને તે હું વાંચી જતો. એ ટેવ તો હતી જ કે વાંચવું તે પસંદ ન પડે તો ભૂલી જવું,

અને પસંદ પડે તો તેનો અમલ કરવો. એકપત્નીવ્રત પાળવું એ પતિનો ધર્મ છે એમ વાંચેલું તે હૃદયમાં રમી રહ્યું.

"પણ આ સદ્‌વિચારનું એક માઠું પરિણામ આવ્યું. જો મારે એકપત્નીવ્રત પાળવું જોઈએ તો પત્નીએ એકપતિવ્રત પાળવું જોઈએ. આ વિચારે હું અદેખો ધણી બન્યો. પાળવું જોઈએ-માંથી પળાવવું જોઈએ એ વિચાર પર આવ્યો. અને જો પળાવવું જોઈએ તો પત્ની ઉપર ચોકી રાખવી જોઈએ. મને કાંઈ પત્નીની પવિત્રતા વિષે શંકા લાવવાનું કારણ નહોતું. પણ અદેખાઈ કારણ જોવા ક્યાં બેસે છે? મારી સ્ત્રી ક્યાં જાય છે એ મારે જાણવું જોઈએ. તેથી મારી રજા વિના ક્યાંયે જવાય જ નહીં. આ વસ્તુ અમારી વચ્ચે દુઃખદ ઝઘડાનું મૂળ થઈ પડી. રજા વિના ક્યાંય ન જવાય એ તો એક જાતની કેદ થઈ. પણ કસ્તૂરબાઈ એવી કેદ સહન કરે એમ હતી જ નહિ. ઇચ્છામાં આવે ત્યાં જરૂર મને પૂછ્યા વિના જાય. જેમ હું દાબ મૂકું તેમ તે વધારે છૂટ લે, અને તેમ હું વધારે ચિડાઉં."

બાપુ અદેખા અને વહેમી પતિ હતા તેની સામે બાએ છૂટ લીધા જ કરી અને છતાં બાપુનાં વહેમ અને અદેખાઈ પણ સાંખી લીધાં. તેમ ન કર્યું હોત તો ઘરસંસાર ત્યાંથી જ તૂટત. હિંદુ ગૃહસ્થાશ્રમોમાં બાળદંપતીઓમાં ઘણી વાર આવા કલહ થાય છે. પણ તેમાં સરવાળે સ્ત્રીઓ જ વધારે ડહાપણ, ધીરજ અને સહનશીલતા બતાવે છે. તેથી જ સંસારનું નાવ ખરાબે ચડતું અટકે છે. પછી તો બન્ને સમજતાં થાય છે અને સંસાર સરળ ચાલે છે. આવી રીતે તેને સરળ તેમ જ સફળ કરવામાં વધારે ફાળો સ્ત્રીઓનો હોય છે. આવે વખતે સ્ત્રી ગમ ખાય છે અને સહન કરી લે છે. પુરુષને તો તે વખતે પોતાની સત્તા સ્થાપવાનો, ધણીપણું સિદ્ધ કરવાનો જુસ્સો ચડેલો હોય છે, પણ સ્ત્રીના ડહાપણને લીધે સંસાર નભે છે.

બાપુજી આત્મકથામાં આગળ લખે છે કે: "કસ્તૂરબાઈએ જે છૂટ લીધી હતી તેને હું નિર્દોષ માનું છું. એક બાળા, જેના મનમાં પાપ નથી, એ દેવદર્શને જવા કે કોઈને મળવા જવા ઉપર દાબ

કેમ સહન કરે ? જો હું તેના પર દાબ મૂકું તો તે મારા પર કેમ ન મૂકે ? પણ આ તો હવે સમજાય છે."

પણ બા દરેક વખતે મૂંગાં જ રહેતાં એવું નથી બન્યું. બાપુ ગર્વિષ્ઠ ધણી હોવા છતાં જ્યારે જરૂર જણાય ત્યારે બા તેમને ચેતવણી આપવામાં પાછાં નથી પડ્યાં. બાપુજીએ લખ્યું છે કે, એક ખરાબ મિત્રની સોબત માટે મારાં માતુશ્રી, મોટાભાઈ તથા મારી પત્નીએ મને ચેતવ્યો હતો. બાપુજી એ મિત્રની સોબતમાં રહેલો ભય નહોતા જોઈ શક્યા તે બા પોતાની સહજબુદ્ધિથી જોઈ ગયાં. અને ખાસ તો એ કે, જોઈને મૂગાં બેસી ન રહ્યાં. અભણ અને નાની ઉમરનાં બામાં તે વખતે પણ વિવેકશક્તિ અને સ્વતંત્ર વિચારશક્તિ હતી. પોતાને માટે શું સારું છે અને શું ખરાબ છે એ તો બા સમજતાં જ હતાં. ઉપરાંત પોતાના પતિને માટે પણ કયું સારું છે અને કયું ભયાવહ છે એનો ખ્યાલ એમને હતો. તેથી જ "પત્નીની ચેતવણી તો હું ગર્વિષ્ઠ ધણી શેનો ગણકારું ?" એ વાક્ય લખી બાપુજીએ પોતાનું દુઃખ વ્યક્ત કરવાની સાથે બાના ડહાપણની પણ કબૂલાત કરી છે.

*　　　　*　　　　*

આ કાળના બાના જીવનના બીજા પ્રસંગો હું મેળવી શકી નથી. સને ૧૮૮૮માં બાપુજી વિલાયત ગયા તે પહેલાં બાને એક બાળક અવતરેલું તે બે કે ચાર દિવસમાં જ મરી ગયેલું અને ત્યાર પછી હરિલાલભાઈનો જન્મ થયો. તે વખતે એમની ઉમર ઓગણીસેક વર્ષની હતી. બાપુજી વિલાયત ગયા ત્યારે બધાંની રજા લીધી વગેરે તેમણે લખ્યું છે, પણ બાની રજા લીધા વિશે તેમ જ તેમની લાગણી વિશે કશું લખ્યું જ નથી. અલબત્ત, બાને એ ગમ્યું તો નહીં હોય. બહુ તો, ક્યારે પાછા આવશો, એમ બાએ પૂછ્યું હશે અને બાપુએ પ્રેમપૂર્વક કાંઈક આશ્વાસન આપ્યું હશે.

બાપુ જ્યારે વિલાયતમાં હતા ત્યારે તેમનાં માતુશ્રી, એટલે બાનાં સાસુ ગુજરી ગયાં. બાનાં જેઠાણી કલાકો સુધી પૂજામાં રહેતાં.

તે વખતે એમનાં બાળકોને નવડાવવા ધોવડાવવા તથા સાચવવાનું બધું જ કામ નીચું ઘાલી બા કર્યે જતાં. રસોડું તો આખું બાના જ હાથમાં હતું. બાએ સાસુના જેટલી જ જેઠાણીની પણ સેવા કરી છે.

બાપુજી વિલાયતથી પાછા આવ્યા પછી પણ તેઓ પોતાનો દ્વેષી સ્વભાવ છોડી શક્યા ન હતા. તેઓ લખે છે કે: "દરેક વાતમાં મારી ખાંખદ ને મારો વહેમ જારી રહ્યાં. આથી મારી ધારેલી મુરાદો હું પાર ન પાડી શક્યો. પત્નીને અક્ષરજ્ઞાન હોવું જ જોઈએ અને તે હું આપીશ એમ ધારેલું. પણ મારી વિષયાસક્તિએ મને તે કામ કરવા જ ન દીધું. અને મારી ઊણપનો રોષ મેં પત્ની પર ઉતાર્યો. એક સમય તો એવો આવ્યો કે, મેં તેને પિયર જ મોકલી દીધી અને અત્યંત કષ્ટ આપ્યા પછી ફરી સાથે રહેવા દેવાનું કબૂલ કર્યું. આમાં કેવળ મારી નાદાની જ હતી એમ હું પાછળથી જોઈ શક્યો."

આ પ્રસંગ વિશે બાપુજીની પાસેથી વધુ વિગતો મેળવી શકાત, પણ તેમની માંદગી તેમ જ બીજાં મહત્ત્વનાં કામોમાં તેમના રોકાણને લીધે હું તે વિગતો મેળવી શકો નથી.

બાપુજીની બૅરિસ્ટરી હિન્દુસ્તાનમાં બરાબર ન ચાલી અને તેમને એક કેસ લઈને આફ્રિકા જવાનું થયું, તે વખતની બાપુજીની તેમ જ બાની લાગણીની કંઈક ઝાંખી તેમણે કરાવી છે. તેઓ લખે છે કે: "વિલાયત જતાં વિયોગદુ:ખ થયું હતું તે દક્ષિણ આફ્રિકા જતાં ન થયું. માતા તો ચાલી ગઈ હતી. એટલે વિયોગ માત્ર પત્નીની સાથેનો આ વેળા દુ:ખકર હતો. વિલાયતથી આવ્યા પછી એક બીજા બાળકની પ્રાપ્તિ થઈ હતી. અમારી વચ્ચેના પ્રેમમાં હજી વિષય તો હતો જ. છતાં તેમાં નિર્મળતા આવવા લાગી હતી. વિલાયતથી મારા આવ્યા પછી અમે સાથે બહુ થોડું રહ્યાં હતાં. અને હું પોતે ગમે તેવો પણ શિક્ષક બન્યો હતો તેથી તથા પત્નીમાં કેટલાક સુધારા કરાવ્યા હતા તેથી, તે નિભાવવા ખાતર

પણ સાથે રહેવાની આવશ્યકતા અમને બન્નેને જણાતી હતી. પણ આફ્રિકા મને ખેંચી રહ્યું હતું. તેણે વિયોગને સરળ બનાવી મૂક્યો. 'એક વર્ષ બાદ તો આપણે મળીશું જ ને?' એમ કહી સાંત્વન આપી મેં રાજકોટ છોડયું અને મુંબઈ પહોંચ્યો." પણ બાપુજી તો દક્ષિણ આફ્રિકામાં એકને બદલે ત્રણ વર્ષ રહી ગયા. એ વર્ષો પણ બાનાં રાજકોટમાં જ વીત્યાં. બાપુજી સને ૧૮૯૬ની સાલમાં છ માસને સારુ, પોતાના કુટુમ્બને લેવા માટે, દેશમાં આવ્યા. પણ છ માસ પૂરા કરે તે પહેલાં જ આફ્રિકાથી જલદી પાછા ફરવાનો તાર આવ્યો, અને બા, બે દીકરા અને પોતાના સ્વર્ગસ્થ બનેવીના એક દીકરાને લઈ બાપુજી આફ્રિકા જવા ઊપડ્યા.

૩

# આદર્શ સહધર્મચારિણી

બાપુજીએ એક સ્થળે લખ્યું છે કે, "મારી પત્ની વિશેનો મારો પ્રેમ અને મારી લાગણી હું વર્ણવી શકું તો હિંદુધર્મ વિશેનો મારો પ્રેમ અને મારી લાગણીઓ હું વર્ણવી શકું. દુનિયામાંની બીજી કોઈ પણ સ્ત્રી કરતાં મારી પત્ની મારા ઉપર વધારે અસર કરે છે."

બાપુને પોતાના જીવનમાં જે કાંઈ ઉચ્ચમાં ઉચ્ચ વસ્તુ લાધી છે, જે કાંઈ પ્રેરણા મળી છે, જે કાંઈ માર્ગદર્શન મળ્યું છે, તે જેમ હિંદુધર્મમાંથી મળ્યું છે તેમ બા પાસેથી પણ મળ્યું છે, એમ કહી શકાય. આ બન્ને જીવનદાયી અને પ્રેરણાદાયી બળોની બાબતમાં રહસ્યમય ઘટના એ છે કે, એમાંથી એકે વસ્તુની બાપુ પસંદગી કરવા ગયા નહોતા. હિન્દુધર્મ જન્મ સાથે મળ્યો. વિલાયત જતી વખતે માતાની ઇચ્છાથી એક જૈન સાધુ સમક્ષ લીધેલી પ્રતિજ્ઞાઓનું ત્યાં અણીશુદ્ધ પાલન કર્યું, તે કાંઈ એ પ્રતિજ્ઞાઓનું

મહત્ત્વ સમજીને નહીં, પણ લીધેલી પ્રતિજ્ઞાનું પાલન ગમે તેવી વિકટ પરિસ્થિતિમાં પણ કરવું જ જોઈએ એવી હિંદુધર્મની માન્યતા ગળથૂથીમાંથી જ મળેલી તે કારણે. તે જ પ્રમાણે પત્નીની પણ તેમણે પસંદગી નથી કરી. ધર્મ જેમ માબાપનો મળ્યો તેમ પત્ની પણ માબાપે જ મેળવી આપી. આત્મકથામાં તેઓ કહે છે કે: "કઈ બાળા સાથે લગ્ન થવાનું છે અને મને એ પસંદ છે કે કેમ એવું તેવું કશું મને પૂછવામાં આવ્યું નહોતું. પણ મારાં માતપિતાએ જ બધું ગોઠવ્યું હતું."

બીજી એક રહસ્યમય ઘટના એ છે કે, પોતાના જીવનની શરૂઆતમાં આ બન્ને વિશે, એટલે કે હિંદુધર્મ વિશે તેમ જ પત્ની વિશે બાપુ સાશંક હતા. હિંદુધર્મ વિશે દક્ષિણ આફ્રિકામાં એક મિત્રને તેમણે કહ્યું છે કે: "જોકે હું જન્મથી હિંદુ છું છતાં હિંદુધર્મ વિશે હું બહુ જાણતો નથી. બીજા ધર્મો વિશે તો એથીયે ઓછું જાણું છું. ધર્મની બાબતમાં મારી માન્યતા શી છે, કયા ધર્મ ઉપર મારી શ્રદ્ધા છે અને કયા ધર્મ ઉપર મારે શ્રદ્ધા રાખવી જોઈએ, એ કશું હું જાણતો નથી." હિંદુધર્મનું પૂરેપૂરું મહત્ત્વ અને ખરેખરું રહસ્ય જાણ્યા વિના જેમ બાપુએ ધાર્મિક જીવનની શરૂઆત કરી તેમ જ પત્નીનું મહત્ત્વ અને તેમના ખરા ગુણોના કશા ખ્યાલ વિના ગૃહસ્થ જીવનની શરૂઆત કરી. બાપુજી પોતે જ કહે છે કે, "હું અદેખો અને વહેમી પતિ હતો. પત્ની ક્યાં જાય છે અને શું કરે છે તે ઉપર અંકુશ રાખવા ઇચ્છતો."

આમ છતાં છેવટે બાપુજીએ એ બન્નેને સમજવા ખૂબ પ્રયત્ન કર્યો. બન્નેને અપનાવ્યાં અને બન્ને વડે પોતાનું જીવન ધન્ય કર્યું. હિંદુધર્મનું ઊંડામાં ઊંડું રહસ્ય પોતે શોધી કાઢ્યું અને તેના પ્રભાવથી દુનિયાની એક ધાર્મિક વિભૂતિ બન્યા, સન્ત અને મહાત્મા તરીકે પંકાયા. તેમ જ બાના ખરા ગુણો જેમ જેમ સમજતા ગયા તેમ તેમ પોતાનું ગૃહસ્થ જીવન ધન્ય બનાવતા ગયા અને બાપુ ખરા બાપુ બન્યા.

બાપુજીને તપશ્ચર્યાનો શોખ છે. તપ અને સંયમના ભારે અખતરા તેઓ કર્યા જ કરે છે. જીવનને તેમણે તપોમય બનાવી દીધું છે. છતાં તપસ્વીમાં જે શુષ્ક વૈરાગ્ય અને કર્કશતા આવી જાય છે તે એમના જીવનમાં આવવા પામ્યાં નથી. પ્રેમ અને કરુણા એમના સ્વભાવના મૂળમાં જ રહેલાં છે. આ પ્રેમ અને કરુણાના ઝરાને એમની તપઃપરાયણતા કદાચ સૂકવી નાખત, પણ એ ઝરો સુકાયો નથી એટલું જ નહીં, પણ તપ વધવાની સાથે એ પણ વધતો જ ગયો છે, એ પ્રતાપ બાના ગણવા જોઈએ.

બાપુજી જેવા ઉગ્ર તપસ્વીના જીવન ઉપર આવી અસર કરવી એ જેવી તેવી યોગ્યતા નથી. બાપુની તપસ્યાની ભઠ્ઠી નજીક થોડો વખત પણ રહેવું એ કેટલું કપરું છે, એ તો જેને અનુભવ છે તે જ જાણે છે. મિસિસ પોલાક પરણીને તરત બાપુજીના એક કુટુમ્બી જન તરીકે બાપુના ઘરમાં જ રહ્યાં હતાં. તેમાં એમને કેટલી મુશ્કેલીઓ વેઠવી પડી હશે તે વિશે આપણને સમભાવી બનવાનું કહેતાં મિ૦ ઍન્ડ્રૂઝ લખે છે કે, “હમેશાં કોઈ ને કોઈ શારીરિક અગવડ જ ભોગવવાનો આગ્રહ રાખે એવા એક જક્કી અને ધૂની, તેમ છતાં તેના ઉપર વહાલ ઊપજે એવા એક સન્તની સાથે એના એક કુટુમ્બી જન તરીકે રોજનું અત્યંત નિકટનું જીવન ગાળવું, એ મિસિસ પોલાકને કેટલું આકરું લાગ્યું હશે ?”

મિસિસ પોલાકને તો થોડા મહિના અથવા એક બે વર્ષ બાપુજીના ઘરમાં રહેવું પડ્યું હશે અને તે એમને આકરું લાગ્યું, તો પછી જેના જીવનનાં પાનાં જ આવા ‘સન્ત’ની સાથે જોડાયાં તેવાં બાની શી દશા થઈ હશે, તેનો વિચાર કરો. અલબત્ત, બાને અનેક મુશ્કેલીઓ પડી જ હશે. પણ તે બધી મુશ્કેલીઓને તેમણે ગૌરવ સાથે તરીને પાર કરી છે એટલું જ નહીં, પણ બાપુજીને પણ તપશ્ચર્યાના જોસમાં વધારેપડતા કડક અથવા શુષ્ક નથી થઈ જવા દીધા, એ બાના જીવનનું ખરું રહસ્ય છે. બાપુજી પોતે કહે છે કે: “અમારી વચ્ચે કજિયા તો પુષ્કળ થયા છે. પણ પરિણામ હમેશાં

કુશળ જ આવ્યું છે. બાએ પોતાની અદ્‌ભૂત સહનશક્તિથી જીત મેળવી છે."

દક્ષિણ આફ્રિકામાં બાપુજીના જીવને પલટો લેવા માંડ્યો અને સને ૧૯૦૪માં તો તેમણે જીવનમાં ક્રાન્તિકારી પરિવર્તન કર્યું. જીવનના પરિવર્તન માટેનો તેમનો આગ્રહ એટલો તીવ્ર અને ઉત્કટ હતો કે તેમની સાથે નભવું તે વખતે મુશ્કેલ હતું. ગોખલેજીએ એક વાર બાપુજીને વિનોદમાં છતાં સત્ય જ કહેલું કે: "તું ભારે જાલિમ છે. એક તરફથી તારો પ્રેમ અને બીજી તરફથી તારો આગ્રહ એ એટલા જોરથી બીજા ઉપર અસર કરે છે કે, એ બિચારો તારી ઇચ્છા પ્રમાણે વર્તવાને અને તને રાજી કરવાને તણાઈ મરે." શ્રીમતી સરોજિની નાયડુ પણ બાપુજીને ઘણી વાર જાલિમ ('ટાયરન્ટ') કહેતાં અને કાગળમાં 'માઈ ડિયર ટાયરન્ટ' 'મારા વહાલા જાલિમ' એમ સંબોધન કરતાં. બાપુના આવા જાલિમ પ્રેમમાં અને જીવન-પરિવર્તનની ઉત્કટ તીવ્રતામાં બા શી રીતે નભ્યાં હશે? બાપુજીના જીવનનો પ્રવાહ ત્યાગ, વૈરાગ્ય, સંન્યાસ તરફ જોરથી વહ્યે જતો હતો. તેને અનુકૂળ અને ઇષ્ટ માર્ગે બાએ વહેવા દીધો છે, તેમાં કશો અંતરાય નથી નાખ્યો, અને તેમ છતાં જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં ત્યાં નમ્ર સૂચનારૂપી પાળ બાંધીને, અવિનય પ્રતિકારરૂપી ઇષ્ટ અંતરાયો ઊભા કરીને, પ્રવાહને પ્રતિકૂળ અથવા અનિષ્ટ દિશામાં વહેતો રોક્યો છે અને હમેશાં યોગ્ય દિશામાં રાખ્યો છે. કાવ્યપ્રકાશ-કાર મમ્મટે કવિતાના બોધ અથવા ઉપદેશને કાન્તાના ઉપદેશ સાથે સરખાવ્યો છે. બાએ એ ઉપમાને બરાબર સાચી પાડી છે. પોતાની નમ્રતાભરી સમજાવટ, સૌમ્ય આગ્રહ, અને કશું ન વળે ત્યારે આંસુથી બાએ બાપુજીને કઠોર બની જતા, કર્કશ બની જતા, અને જાલિમ બની જતા રોક્યા છે; એમને પ્રેમાળ અને રસાળ રાખ્યા છે.

કોઈ આનો એવો અર્થ ન કરે કે, બાએ બાપુને જીવનમાં આગળ વધતા રોક્યા છે. બાપુજી કહે છે કે: "બાનામાં એક ગુણ

બહુ મોટા પ્રમાણુમાં છે, જે બીજી ઘણી હિન્દુ સ્ત્રીઓમાં ઓછા-વત્તા પ્રમાણુમાં રહેલો છે. મને કમને, જ્ઞાનથી અજ્ઞાનથી મારી પાછળ ચાલવામાં તેણે પોતાના જીવનની સાર્થકતા માની છે. અને સ્વચ્છ જીવન ગાળવાના મારા પ્રયત્નમાં મને કદી રોક્યો નથી. આથી, જોકે અમારી બુદ્ધિશક્તિમાં ઘણું અંતર છે છતાં અમારું જીવન સંતોષી, સુખી અને ઊર્ધ્વગામી છે એમ મને લાગ્યું છે." બાપુજીનાં ધાર્મિક મહાવ્રતોમાં તેમ જ દેશસેવાનાં મહાવ્રતોમાં બાએ હમેશાં સાથ જ આપ્યો છે; બાપુને આગળ તો વધવા જ દીધા છે. જેમ કે, બાપુજી પોતે કહે છે કે, "બ્રહ્મચર્યવ્રતના પાલનમાં બા તરફથી કદી વિરોધ નથી થયો. અથવા તો બા કદી લલચાવનારાં નથી બન્યાં. મારી અશક્તિ અથવા આસક્તિ જ મને રોકી રહી હતી." સાદાઈ પણ બામાં સહજ હતી, સ્વભાવસિદ્ધ હતી. કપડાં વગેરેના ઠાઠમાઠ છોડવામાં કંઈ કે પ્રયત્ન કરવો પડ્યો હોય તો, કપડાંની ટાપટીપના શોખીન અને વરણાગિયા એવા બાપુજીને કરવો પડ્યો હશે. અપરિગ્રહમાં બાને વસમું લાગ્યું હશે ખરું, પણ તેમાંય બાએ પોતા પૂરતું તો મન બહુ વહેલું વાળી લીધું હતું. પરિગ્રહનો જે કાંઈ મોહ અથવા ઇચ્છા બામાં હતાં તે છોકરાની વહુઓ અને દીકરીઓ પૂરતાં જ હતાં. મન વાળી લીધા વિશેનો બાનો એક પ્રસંગ મુ. રાવજીભાઈ મણિભાઈ પટેલ — કે જેમને બા બાપુના સંસારમાં રહેવાનું આફ્રિકામાં સદ્ભાગ્ય મળ્યું હતું — તેમણે મને લખી મોકલ્યો છે તે અહીં આપું છું :—

"ફિનિક્સ આશ્રમની વાત છે. સને ૧૯૧૩માં એક સવારે જમી રહ્યા પછી ૧૧ વાગ્યાના અરસામાં ખાણાના ટેબલ પાસે હું બેઠો હતો. બાપુજી સૌને જમાડ્યા પછી હમેશાં જમે. તેઓ જમતા હતા અને પાસે બાપુના કુટુમ્બના એક મુરબ્બી કાળીદાસ ગાંધી બેઠા હતા. તે ટોંગાટ નામના ગામમાં રહેતા ત્યાંથી થોડા દિવસ માટે આવ્યા હતા. બા ઊભાં ઊભાં રસોડાની કાંઈક સાફસફી કરતાં હતાં. શ્રી. કાળીદાસભાઈ કાંઈક જૂના વિચારના હતા.

"દક્ષિણ આફ્રિકામાં એક સામાન્ય વેપારીને ત્યાં પણ રસોડાનું તથા બીજું સાફસફીનું કામ કરવા માટે નોકર હોય. બાને અહીં બધાં કામ હાથે કરતાં જોઈ શ્રી કાળીદાસભાઈ બાપુજીને સંબોધીને બોલ્યા: 'ભાઈ, તમે તો જીવનમાં બહુ ફેરફાર કર્યો. સાવ સાદાઈ દાખલ કરી દીધી. આ કસ્તૂરબાઈએ પણ કાંઈ વૈભવ ન માણી જાણ્યો.'

"'મેં ક્યાં એને વૈભવ માણવાની ના પાડી છે?' બાપુએ ખાતાં ખાતાં જવાબ આપ્યો.

"'ત્યારે તમારા ઘરમાં વૈભવે શો ભોગવ્યો છે?' બાએ હસતાં હસતાં ટોણો માર્યો.

"બાપુજીએ એ જ ઢબે હસતાં હસતાં કહ્યું: 'મેં તને જાણુશો પહેરતાં કે સારી રેશમી સાડીઓ પહેરતાં ક્યારે રોકી છે? અને તારી ઇચ્છા થઈ ત્યારે સોનાની બંગડીઓ પણ કરાવી લાવ્યો હતો ને?'

"'તમે તો બધુંયે લાવી આપ્યું. પણ મેં ક્યારે તે વાપર્યું છે? જોઈ લીધું કે તમારો રસ્તો જુદો છે. તમારે તો સાધુ સંન્યાસી થવું છે. તો પછી મારે મોજશોખ માણીને શું કરવું હતું? તમારું મન જાણી લીધા પછી આપણે તો આપણું મન વાળી લીધું,' બા કંઈક ગંભીર ભાવે બોલ્યાં."

"આપણે તો આપણું મન વાળી લીધું" એમાં બાના આખા જીવનસાફલ્યની ચાવી જડી આવે છે. પણ આ રીતે મન વાળી લીધા છતાં, બાએ બાપુને કઠોર અને શુષ્ક બની જતા તો રોક્યા જ છે. બાપુને 'મહાત્મા' બનવા દીધા છતાં અથવા મહાત્મા બનવામાં મદદ કરતાં છતાં, બાપુને પોતાના વિશાળ કુટુમ્બના વહાલા બાપુ મટી જતા બાએ રોક્યા છે અથવા તો આમ-જનતાના સાચા અને મોટા બાપુ બનાવ્યા છે, અને એ રીતે બાપુની મહત્તામાં વધારો કર્યો છે, એ બાના જીવનનું રહસ્ય છે. અલબત્ત, બાને 'બા' બનાવવામાં બાપુનો ફાળો કાંઈ નાનો સૂનો નથી. આ વિભૂતિમય

દંપતીના જીવનનું ખરું રહસ્ય જ એ છે કે, બન્નેએ એકબીજાને ચડાવ્યાં અને મહાન બનાવ્યાં.

ગુરુદેવ ટાગોર એક જગાએ લખે છે કે: " તે સમયે ભારતના તપસ્વીઓ ગૃહસ્થ હતા, કારણ કે ગૃહ તે વખતે મુક્તિમાર્ગમાં અડચણરૂપ ન હતું." બાના જીવનનો બોધ પણ આ જ છે. બા બાપુજીની સાધનામાં અને એમનાં મહાવ્રતોના પાલનમાં આડે તો નથી જ આવ્યાં, પણ ઊલટું ધીમે ધીમે બાપુનાં વ્રતો, આદર્શો અને સિદ્ધાન્તો પોતાનાં કરતાં ગયાં છે અને તેમ તેમ બાનો પોતાનો વિકાસ થતો ગયો છે. એ રીતે બા મહાપતિવ્રતા કહેવાય. પતિવ્રતા શબ્દના પ્રચલિત અર્થમાં તો ખરાં જ, પણ એથી બહુ વિશાળ અર્થમાં પણ. પતિનાં સઘળાં વ્રતોને પોતાનાં બનાવીને બાએ આચર્યાં એ અર્થમાં. આમાં બાની વિશેષતા એ છે કે, આ બધાં વ્રતો, સિદ્ધાન્તો, આદર્શો એ કાંઈ બાનાં પોતાનાં ન હતાં. બાની મહત્ત્વાકાંક્ષા કાંઈ બાપુના જેવી પોતાના જીવનને પૂર્ણ બનાવવાની, મોક્ષની સાધના કરવાની ન હતી. જેને પોતાની આવી મહત્ત્વાકાંક્ષા હોય તે તો પોતાની અંદરની પ્રેરણાથી ધકેલાઈને આવું જીવન ગાળે. એમની તો એ પણ મહત્ત્વાકાંક્ષા ન કહેવાય. એમની એક સહજવૃત્તિ, બાપુને અનુકૂળ થવાની હતી. જોકે પોતાની સમજના ક્ષેત્રની જે વાત હોય તેમાં તો બાના પોતાના જ સ્વતંત્ર વિચાર રહેતા અને એ વિચારોમાં તે મક્કમ પણ રહેતાં, પણ સાર્વજનિક પ્રવૃત્તિઓ, આશ્રમના આદર્શો વગેરે બાબતોમાં તે નિષ્ઠાપૂર્વક બાપુને અનુસરતાં, અને એમ અનુસરતાં અનુસરતાં એમણે પોતાનો વિકાસ સાધ્યો, અથવા વધારે સાચું તો, એમનો વિકાસ થયો. કારણ, આવા વિકાસની પણ એમણે આકાંક્ષા નથી રાખી. એમનું જીવન તો સહજવૃત્તિથી ચાલ્યું છે. એનો ધ્રુવતારો એક કે, જે બાબત સમજ ન પડે એવી હોય તેમાં પતિને અનુસરવું.

બાપુ જેવા પરમ સત્યાગ્રહી અને ધ્યેયવાદીને અનુસરવા માટે બાએ કાંઈ ઓછો ભોગ નથી આપ્યો. બાપુ જેવા તપસ્વી પુરુષની

સાથે ચાલવામાં તો વચ્ચે વચ્ચે ભૂકંપના જેવા આકરા આંચકા વેઠવાના આવે, જ્વાલામુખીના ધગધગતા લાવામાંયે પગલાં ભરવાં પડે, છતાં છેવટ સુધી બા પાછાં નથી પડ્યાં. પોતાની ઇચ્છા અનિચ્છાનો ત્યાગ કરી, અનેક મુશ્કેલીઓ અને પરિવર્તનો સહી લઈ, પતિને રસ્તે ચાલવું, એ કાંઈ સહેલ નથી. આને માટે ખૂબ આત્મબળ અને અપૂર્વ સમર્પણની ભાવના જોઈએ. બામાં એ બન્ને હતાં અથવા બાએ એ બન્ને કેળવ્યાં હતાં, અને તેથી ગૃહસ્થજીવનનો દુર્ગમ સમુદ્ર કુશળ તારાની છટાથી બા તરી ગયાં.

બાપુ બહુ ભણેલા અને મોટા નેતા અને બા અભણ; વળી બાપુ પોતાના જીવનમાં ઉત્તરોત્તર ભારે પરિવર્તનો કરતા રહ્યા છે અને પોતાના વિચારોના પાલનનો ખૂબ આગ્રહ રાખે છે; એટલે તેમાં બાની તો ખરેખરી તાવણી જ થતી. તે ઉપરથી કેટલાંકને એમ પણ લાગતું કે, બાને તેનું દુઃખ રહેતું હશે. પણ બા તે તાવણીમાંથી કેટલા આનંદ અને ઉત્સાહથી પસાર થતાં તેનો પુરાવો તેમણે લખેલા એક પત્રમાંથી મળે છે. બાની ઇચ્છા તો એ પત્ર એક ટીકા કરનાર બહેનને મોકલવાનો તેમ જ વર્તમાનપત્રોમાં પણ છાપવા આપવાનો હતો. પણ બાપુએ એ પત્ર પેલાં બહેનને મોકલ્યો જ નહીં. અને છાપામાં તો આવે જ શાનો? સેવાગ્રામમાં મહાદેવ-કાકાના કેટલાક કાગળોની હું નકલ કરતી હતી તેમાંથી એ પત્ર મારા હાથમાં આવ્યો, તે બાપુની રજાથી અહીં આપું છું. મૂળ પત્રનું ચિત્ર સામે પાને આપ્યું છે; શુદ્ધ કરીને વાંચતાં તે નીચે પ્રમાણે છે :

શુક્રવાર

અ. સૌ. લીલાવતી,

તમારો પત્ર મને બહુ ખૂંચ્યાં કરે છે. તમારે ને મારે તો કોઈ દિવસ વાતચીત કરવાનો વખત બહુ નથી આવ્યો. તો તમે કેમ જાણ્યું કે, મને ગાંધીજી બહુ દુઃખ આપે છે? મારો ચહેરો ઊતર્યો હોય છે, મને ખાવા વિશે પણ દુઃખ આપે છે, તે તમે જોવા આવ્યાં હતાં? મારા જેવો પતિ તો કોઈને દુનિયામાં પણ નહિ

હોય. સત્યથી આખા જગતમાં પૂજાય છે. હજારો તેની સલાહ લેવા આવે છે. હજારોને સલાહ આપે છે. મને કોઈ દિવસ મારી ભૂલ વગર મારો વાંક નથી કાઢ્યો. મારામાં લાંબા વિચાર ન આવે, ટૂંકી દૃષ્ટિ હોય, તો કહે. તે તો આખા જગતમાં ચાલતું આવ્યું છે. ગાંધીજી છાપે ચડાવે; બીજા ઘરમાં કંકાસ કરે. મારા પતિને લીધે તો હું આખા જગતમાં પૂજાઉં છું. મારાં સગાંવહાલાંમાં ખૂબ પ્રેમ છે. મિત્રોમાં મારું ઘણું માન છે. તમે મારા ઉપર ખોટી આળ ચડાવો છો તે કોઈ માનવાનું નથી. હા, હું તમારા જેવી આજકાલના જમાના જેવી હું નથી. ખૂબ છૂટ લેવી, પતિ તમારા તાબામાં રહે તો સારું. નહિ તો તારો અને મારો રસ્તો નોખો છે. પણ સનાતની હિંદુને તે ન છાજે.

પાર્વતીજીને એવું પણ હતું કે, જન્મોજન્મ શંકર મારા પતિ છે.

લિ. કસ્તૂર ગાંધી

## ૪

## સંકટમાં સાથી

બાપુજી ૧૮૯૬ની આખરમાં બીજી વાર આફ્રિકા ગયા ત્યારે બા સાથે હતાં, એ ગયા પ્રકરણમાં કહ્યું છે. બાપુ હિંદુસ્તાનમાં થોડો વખત રહ્યા તે દરમિયાન તેમણે દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની સ્થિતિ વિશે જે ભાષણો કરેલાં તેના મરડેલા અર્થવાળા તથા અતિશયોક્તિભર્યા અહેવાલોથી ડરબનના ગોરા લોકો તેમના ઉપર ચિડાયા હતા. વળી ત્યાં એવી ગપ ફેલાવવામાં આવી હતી કે, ગાંધી તો બે સ્ટીમરો ભરીને હિંદીઓને લાવ્યો છે અને નાતાલને હિંદીઓથી ભરી દેવા માગે છે. આથી તેઓ ખૂબ ઉશ્કેરાયેલા હતા અને બાપુ સ્ટીમરમાંથી ઊતરે તે વખતે તેમના ઉપર હુમલો કરવાનો વિચાર પણ રાખતા હતા.

આ સંજોગમાં ત્યાંના પ્રધાનમંડળના એક સભ્ય અને ડરબનના એક આગેવાન કાર્યકર્તા તરફથી સ્ટીમરના કપ્તાનને સંદેશો મળ્યો કે, લોકો ઉશ્કેરાયેલા છે અને ગાંધીના જાનનું જોખમ છે, માટે તેમને અને તેમના કુટુમ્બને સ્ટીમરમાંથી સાંજે અંધારું થયે ઉતારજો. પણ બાપુના તથા હિંદીઓના એક ગોરા વકીલ મિત્રને આ સૂચના ગમી નહીં. તેમણે સ્ટીમર ઉપર આવીને બાપુને કહ્યું : "જો તમને જિંદગીનો ડર ન હોય તો હું ઇચ્છું છું કે, મિસિસ ગાંધી અને બાળકો ગાડીમાં રુસ્તમજી શેઠને ત્યાં જાય અને તમે તથા હું સરિયામ રસ્તે થઈને ચાલતા જઈએ. તમે અંધારું થયે છાનામાના શહેરમાં દાખલ થાઓ એ મને તો મુદ્દલ રુચતું નથી. મને તો લાગે છે કે તમારો વાળ સરખો વાંકો થવાનો નથી. હવે તો બધું શાન્ત છે, ગોરાઓ બધા વીખરાઈ ગયા છે. અને ગમે તેમ તોયે તમારાથી છૂપી રીતે તો પ્રવેશ ન જ થાય એવો મારો અભિપ્રાય છે."

બાપુ આ અભિપ્રાયમાં સમંત થયા. બા અને બાળકો ઘોડાગાડીમાં રુસ્તમજી શેઠને ત્યાં સહીસલામત પહોંચ્યાં. બાપુ પેલા ગોરા મિત્રની સાથે ચાલતા નીકળ્યા. લોકોને ખબર પડતાં જ બધા એકઠા થઈ ગયા અને તોફાને ચડેલા ટોળાએ પેલા મિત્રને બાપુથી નોખા પાડી દીધા, અને પછી બાપુજી ઉપર હુમલો કર્યો. કાંકરા, ઈંડાં, લાતો વગેરેનો બાપુજી ઉપર તો વરસાદ વરસાવ્યો. એટલામાં પોલીસના વડાની પત્ની ત્યાં થઈને જતી હતી. તેણે બાપુજીને ઓળખ્યા, અને બાપુને બચાવવા ટોળાની આડે ઊભી. બીજી તરફથી પોલીસની મદદ પણ આવી પહોંચી અને બાપુ રુસ્તમજી શેઠને ઘેર પહોંચ્યા. બાપુને મૂઢ માર પડ્યો હતો તેની સ્ટીમરના દાક્તર, જે ત્યાં હાજર હતા, તેમણે સારવાર કરવા માંડી. ગોરા લોકોના ટોળાએ તો ઘરને ઘેરી લીધું, અને ગાંધીને સોંપી દેવામાં ન આવે તો મકાનને બાળી મૂકવાની ધમકી આપવા માંડી. પોલીસ સુપરિન્ટેન્ડેન્ટની કુનેહથી બાપુજીને એ ઘરમાંથી ભગાડવામાં આવ્યા. લોકોને જ્યારે ખબર પડી કે પોતાનો શિકાર છટકી ગયો છે ત્યારે તેઓ પણ વિખેરાયા.

બાપુજીની આ એક ભારે કસોટી હતી. પણ સાથે સાથે બાનીયે કેટલી જબરી કસોટી હતી? બાને પોતાને માર તો નહોતો પડચો, પણ જાતે સહન કરવા કરતાં પોતાના પતિના જાનના જોખમનો કિસ્સો નવા દેશમાં પગ મૂકતાં જ બને તે વખતે કેટલો ગભરાટ, કેટલી ચિન્તા થાય એ વિચારવા જેવું છે. બાપુની મુશ્કેલીમાં સાથે રહેવાનો આ પ્રસંગ તો અકસ્માત બન્યો, પણ ત્યારથી બા હંમેશાં બાપુજીનાં સંકટોમાં તેમનાં સાથી રહ્યાં છે. બાના દિલમાં હંમેશાં જાગતાં કે સૂતાં બાપુજી માટેની સતત ચિંતા રહી જ છે. બાપુજી આફતમાં હોય ત્યારે પોતાથી બીજે કયાંય રહેવાય જ નહિ એ ભાવના એમના દિલમાં એમણે હમેશાં સેવી છે. તેના થોડાક દાખલા 'સ્ત્રી-જીવન'ના ખાસ અંકમાંના શ્રી. કુસુમબહેન દેસાઈ, જેઓ આશ્રમમાં બાપુ સાથે થોડાં વર્ષ રહી ગયેલાં, તેમના લેખમાંથી અહીં આપ્યા છે.

"સાબરમતી આશ્રમમાં એક મોડી રાતે બાપુજી ઊંઘી ગયા હતા. સામે ઓસરીમાં બા અને હું સૂતાં હતાં. બે અઢીના સુમારે એકાએક બાપુજીએ ઊઠીને ચાલવા માંડચું. બા જાગી ઊઠચાં અને મને પૂછ્યું : 'બાપુજી કયાં જતા હશે? આપણે પાછળ જઈશું? બુદ્ધના જેવું તો નહીં થયું હોય?' અમે બન્ને પાછળ ગયાં અને થોડે દૂરથી જ બાપુજીને જોયા. બાપુજીએ કહ્યું : 'તમને એમ લાગ્યું કે હું ભાગી જવાનો છું?' સડક ઉપર કોઈ માણસ વીંછી કરડવાથી રડતો હતો તે સાંભળી બાપુજી ત્યાં ગયા હતા.

"બાપુજી ૧૯૨૯માં થોડો વખત હિમાલયમાં કૌસાની રહ્યા હતા તે વખતનો આ પ્રસંગ છે:

"હિમાલયમાં ઠંડી અને ધુમ્મસ પારાવાર હોય છે. છતાં બાપુજી નિયમ પ્રમાણે ત્યાં પણ ખુલ્લામાં જ સૂતા હતા. એક રાતે વાઘનું બચ્ચું બાપુજીના બિછાના પાસે આવી ફરી ગયું. નૈનીતાલથી આવેલા કાર્યકર્તાઓ બાપુજીના અતિથિસત્કાર માટે ત્યાં રહેતા હતા, તેમાંના એક જણે આ બચ્ચાને જોયું. બીજે દિવસે બાપુજીને એ બીના જણાવી. ખુલ્લી જગાને બદલે અંદર સૂવાનો બધાએ ઘણો આગ્રહ કર્યો.

બાપુજી માત્ર ખૂબ હસ્યા અને હંમેશ મુજબ ખુલ્લામાં જ પોતાની પથારી કરાવી. આ જોઈ બા રોજ અંદર સૂતાં હતાં તેમણે પણ પોતાનું બિછાનું બહાર કરાવ્યું અને બાપુજીના જોખમમાં પોતે સહભાગી થયાં.

"એ જ વર્ષમાં બાપુજી બનારસ ગયા હતા. ત્યારે ત્યાંના સનાતનીઓનો તેમની સામે ઘણો સખત વિરોધ હતો. જાહેર સભામાં બાપુજી સાથે બા વગેરે નહોતાં ગયાં. સભામાં ભારે તોફાન છે એની બાને ખબર મળતાં તેઓ સભામાં જવા તૈયાર થઈ ગયાં. બા, દેવદાસ ભાઈ, જવાહરલાલજી વગેરે સભાસ્થાને જવા ઊપડ્યાં. રસ્તામાં સામેથી એક તોફાની ટોળાએ આવી મોટરને સભાસ્થાને જતી અટકાવવાનો પ્રયત્ન કર્યો. દેવદાસભાઈ અને જવાહરલાલજી મોટરમાંથી ઊતરી પડ્યા. જવાહરલાલજીએ બે પાંચને પકડીને દૂર કર્યા અને ટોળું વિખેરાઈ ગયું. પણ ભીડ સખત હતી. એટલે અમે બધાં જ મોટરમાંથી ઊતરી પડ્યાં. દેવદાસભાઈ અને જવાહરલાલજી બાથી છૂટા પડી ગયા. એટલામાં સભાસ્થાને પથ્થરો પડે છે એમ જણાતાં બા બોલી ઊઠ્યાં: 'સભામાં પથ્થરો પડતા હોય, બાપુજી સભામાં હોય અને મારાથી આમ બહાર કેમ રહેવાય?' અને બાએ સભાસ્થાન તરફ ચાલવા માંડ્યું. અમે મુશ્કેલીથી ટોળાને વીંધ્યું અને સભાસ્થાને પહોંચ્યાં."

બાપુજીના અનેક ઉપવાસોમાં પણ ઘણુંખરું બા બાપુની સાથે જ રહ્યાં છે અને અતિશય કાળજીપૂર્વક તેમણે સારવાર કરી છે. જીવન અને મરણ વચ્ચે પતિ ઝોલાં ખાતા હોય તે વખતે વિહ્વળ ન થઈ જતાં છાતી કઠણ રાખી સેવાચાકરીમાં કશી ન્યૂનતા ન આવવા દેવા જેટલો મન ઉપર કાબૂ રાખવા માટે પણ અદ્ભુત વીરતા જોઈએ છે. એ વીરતા બામાં હતી. સને ૧૯૩૨માં હરિજન પ્રશ્નને અંગે યરવડા જેલમાં બાપુજીએ આમરણ ઉપવાસ કર્યા, તે વખતે બા સાબરમતી જેલમાં હતાં. પોતે બાપુની પાસે નથી તેનો વલોપાત સૌ. લાભુબહેન, જે તેમની સાથે સાબરમતી જેલમાં હતાં, તેમણે વર્ણવ્યો છે: "આ ભાગવત વાંચીએ છીએ, રામાયણ મહાભારત વાંચીએ છીએ, એમાં ક્યાંય આવા ઉપવાસની વાતો નથી.

પણ બાપુની તો વાત જ જુદી. એ આવું જ કર્યાં કરે છે. હવે શું થશે?" સાથેની બહેનો આશ્વાસન આપે કે, સરકાર નિવેડો લાવી દેશે, એમની પાસે સેવાચાકરી કરનારાં ઘણાં છે, વગેરે. પણ બાને તો ઘડીએ ઘડીએ થાય કે, શું થયું હશે? શું થશે?

બહેનો કહે કે, "સરકાર બાપુને બધી સગવડો આપશે, તમે શા માટે ફિકર કરો છો?" ત્યારે બા જવાબ આપે: "પણ બાપુ કશી સગવડ લે તો ને? એમને તો બધી વાતનો અસહકાર. એમના જેવું માણસ તો મેં ક્યાંય નથી જોયું, અને ક્યાંય સાંભળ્યું નથી. ઘણી પુરાણની વાતો સાંભળી પણ આવું તપ ક્યાંય ન જોયું." વળી થોડો વખત થાય એટલે પોતે જ કહે: "જોકે કાંઈ વાંધો નથી. એમ તો મહાદેવ છે, વલ્લભભાઈ છે, સરોજિની દેવી છે; પણ આપણે હોઈએ તો ફેર પડે ને?"

"આપણે હોઈએ તો ફેર પડે ને?" એટલા વાક્યમાં બાની આખી ચિંતા વ્યક્ત થાય છે. તેમને એમ લાગ્યાં જ કરે કે પોતાના જેટલી સારવાર બીજાં નહિ કરી શકે. અને એ સ્વાભાવિક પણ હતું. કારણ બાપુજીને જેટલા એ ઓળખતાં હોય, તેમની ટેવો જેટલી એ જાણતાં હોય, તેટલી બીજાં ક્યાંથી જાણી શકે અને અગાઉથી વિચારી શકે? છેવટે સરકારે બાને સાબરમતી જેલમાંથી બાપુ પાસે યરવડા ખસેડ્યાં. બાપુની પાસે જતાં, 'વળી આ પાછું શું?' એમ ઠપકાભરી આંખે બા બોલ્યાં. બાપુ નિરુત્તર રહ્યા. બાની પ્રેમભરી ચિંતાતુર નજરમાંથી અને બાપુના ભક્તિભાવભર્યા મૌનમાંથી અનેક વાતો કહેવાઈ ગઈ, અને આગળ બોલ્યા કર્યા વિના બાએ બાપુની સારવારનો ચાર્જ સંભાળી લીધો.

છેક છેલ્લી ઘડી સુધી બા બાપુના સંકટમાં સાથી રહી શક્યાં એ એમનું મહા ધન્ય ભાગ્ય જ ગણાય. આગાખાન મહેલમાંના બાપુના ઉપવાસ વખતની કસોટી તો આકરામાં આકરી ગણાય. તે સમયની બાની દશાનું વર્ણન સુશીલાબહેને (આ ચોપડીના બીજા ભાગમાં) પોતાના લેખમાં સુંદર કર્યું છે.

૫

# સત્યાગ્રહનાં ગુરુ

બાપુએ પોતાની આત્મકથામાં આ પ્રસંગ ‘ એક પુણ્યસ્મરણ અને પ્રાયશ્ચિત્ત’ એ મથાળા હેઠળ આપ્યો છે. સને ૧૮૯૮ના અરસાનો આ પ્રસંગ છે.

“ જ્યારે હું ડરબનમાં વકીલાત કરતો ત્યારે ઘણી વાર મારા મહેતાઓ મારી સાથે રહેતા. તેમાં હિન્દુ અને ખ્રિસ્તી હતા, અથવા પ્રાન્તવાર કહીએ તો ગુજરાતી અને મદ્રાસી હતા. તેમને વિષે મારા મનમાં કદી ભેદભાવ ઊપજ્યાનું મને સ્મરણ નથી. તેમને હું કુટુંબી-જન ગણતો ને જો પત્ની તરફથી તેમાં કંઈ વિઘ્ન આવે તો તેની જોડે લડતો. એક મહેતો ખ્રિસ્તી હતો. તેનાં માતપિતા પંચમ જાતિનાં હતાં. ઘરની બાંધણી પશ્ચિમ ઘાટની હતી. તેમાં કોટડી-ઓમાં ખાળ નથી હોતા, હોવા પણ ન જોઈએ એમ હું માનું છું. તેથી દરેક કોટડીમાં મોરીને બદલે પેશાબને સારુ ખાસ વાસણ હોય છે. તે ઉપાડવાનું કામ નોકરનું નહોતું, પણ અમારું ધણીધણિયાણીનું હતું. મહેતાઓ જે પોતાને ઘરના જેવા માનતા થઈ જાય તે તો પોતાનું વાસણ પોતે ઉપાડે પણ ખરા. આ પંચમ કુળમાં જન્મેલા મહેતા નવા હતા. તેમનું વાસણ અમારે જ ઉપાડવું જોઈએ. બીજાં તો કસ્તૂરબાઈ ઉપાડતી, પણ આ તેને મન હદ આવી. અમારી વચ્ચે કલેશ થયો. હું ઉપાડું એ તેને ન પાલવે, તેને પોતાને ઉપાડવું ભારે થઈ પડ્યું. આંખમાંથી મોતીનાં બિન્દુ ટપકાવતી, હાથમાં વાસણ ઝાલતી, અને મને પોતાની લાલ આંખોથી ઠપકો આપતી સીડીએથી ઊતરતી કસ્તૂરબાઈને હું આજે પણ ચીતરી શકું છું.

“ પણ હું તો જેવો પ્રેમાળ તેવો ઘાતકી પતિ હતો. મને પોતાને હું તેનો શિક્ષક પણ માનતો ને તેથી મારા અંધ પ્રેમને વશ થઈ સારી પેઠે પજવતો.

"આમ તેના માત્ર વાસણ ઊંચકી જવાથી મને સંતોષ ન થયો. તે હસતે મુખે લઈ જાય તો જ મને સંતોષ થાય. એટલે મેં બે બોલ ઊંચે સાદે કહ્યા. 'આ કંકાસ મારા ઘરમાં નહિ ચાલે,' હું બબડી ઊઠ્યો.

"આ વચન તીરની જેમ ખૂંચ્યું. પત્ની ધગી ઊઠી : 'ત્યારે તમારું ઘર તમારી પાસે રાખો, હું ચાલી.'

"હું તો ઈશ્વરને ભૂલ્યો હતો. દયાનો છાંટો સરખો નહોતો રહ્યો. મેં હાથ ઝાલ્યો. સીડીની સામે જ બહાર નીકળવાનો દરવાજો હતો. હું આ રાંક અબળાને પકડીને દરવાજા લગી ખેંચી ગયો. દરવાજો અરધો ઉઘાડ્યો.

"આંખમાંથી ગંગાજમના વહી રહ્યાં હતાં અને કસ્તૂરબાઈ બોલી, 'તમને તો લાજ નથી, મને છે. જરા તો શરમાઓ. હું બહાર નીકળીને ક્યાં જવાની હતી? અહીં માબાપ નથી કે ત્યાં જાઉં. હું બાયડી થઈ એટલે મારે તમારા ધબ્બા ખાવા જ રહ્યા. હવે લજવાઓ અને બારણું બંધ કરો. કોઈ જોશે તો એમાંથી એકે નહીં શોભીએ.'

"મેં મોં તો લાલ રાખ્યું પણ શરમાયો ખરો. દરવાજો બંધ કર્યો. જો પત્ની મને છોડી શકે તેમ નહોતી તો હું પણ તેને છોડીને ક્યાં જનારો હતો? અમારી વચ્ચે કજિયા તો પુષ્કળ થયા છે, પણ પરિણામ હંમેશાં કુશળ જ આવ્યું છે. પત્નીએ પોતાની અદ્‌ભુત સહનશક્તિથી જીત મેળવી છે.

"આ વર્ણન હું આજે તટસ્થ રીતે આપી શકું છું, કારણ એ બનાવ તો અમારા વીત્યા યુગનો છે. આજે હું મોહાંધ પતિ નથી. શિક્ષક નથી. ઇચ્છે તો કસ્તૂરબાઈ મને આજે ધમકાવી શકે છે. અમે આજે કસાયેલાં મિત્ર છીએ. એકબીજા પ્રત્યે નિર્વિકાર થઈ રહીએ છીએ. મારી માંદગીમાં કશો બદલો ઇચ્છયા વિના ચાકરી કરનારી એ સેવિકા છે."

આ નાના પ્રસંગ દ્વારા આપણે બા અને બાપુજીના તે વખતના ગૃહજીવનમાં ડોકિયું કરી શકીએ છીએ.

બાના અવસાન પછી બાપુને આશ્વાસનના અનેક પત્રો તથા તારો મળેલા. વાઈસરૉય લૉર્ડ વેવલના કાગળના જવાબમાં બાપુએ લખેલું કે:

" . . . પ્રથમ તો મારાં પત્નીના મૃત્યુ વિષે તમારા મયાળુ ખરખરા માટે તમારો તથા લેડી વેવલનો હું પાડ માનું છું. જોકે એના મૃત્યુને લીધે સતત વેદનાથી તે છૂટયાં, એટલે એને ખાતર મેં એના મૃત્યુને આવકાર આપ્યો છે, તોપણ મને લાગે એમ મેં ધાર્યું હતું એના કરતાં આ ખોટથી મને વધારે લાગે છે. અમે અસાધારણ દંપતી હતાં. ૧૯૦૬માં એકબીજાની સંમતિ પછી અને અજાણી અજમાયશ પછી અમે આત્મસંયમનો નિયમ નિશ્ચિત રૂપે સ્વીકાર્યો. આને પરિણામે અમારી ગાંઠ પહેલાં કદી નહોતી એવી દૃઢ બની, તેથી મને ભારે આનંદ થયો. અમે બે ભિન્ન વ્યક્તિ મટી ગયાં. મારી એવી ઇચ્છા નહિ છતાં તેણે મારામાં લીન બનવાનું પસંદ કર્યું. પરિણામે તે સાચે જ મારું શુભતર અર્ધાંગ બન્યાં. તે હંમેશાં બહુ મજબૂત ઇચ્છાશક્તિવાળી સ્ત્રી હતાં, જેને નવપરિણીત દશામાં હું ભૂલથી હઠીલાં ગણી કાઢતો. પણ મજબૂત ઇચ્છાશક્તિને લીધે તે અજાણમાં જ અહિંસક અસહકારની કળાના આચરણમાં મારાં ગુરુ બન્યાં. આચરણનો આરંભ મારા પોતાના કુટુંબથી જ કર્યો. ૧૯૦૬માં જ્યારે મેં એને રાજદ્વારી ક્ષેત્રમાં દાખલ કર્યો ત્યારે એનું વધારે વિશાળ તથા ખાસ યોજેલું સત્યાગ્રહ નામ પડયું. દક્ષિણ આફ્રિકામાં હિંદી જેલજાત્રા શરૂ થઈ ત્યારે શ્રી. કસ્તૂરબા સત્યાગ્રહીઓ-માંનાં એક હતાં. મારા કરતાં એને વધારે શારીરિક પીડા થઈ. કેટલીયે વાર જેલ જઈ આવેલ હોવા છતાં જેમાં બધી સગવડ સચવાતી હતી એવા આ વર્તમાન કેદખાનામાં એને ગોઠયું નહિ. બીજા અનેક સાથે મારી અને પછી તરત એની ધરપકડ થઈ તેથી તેને ભારે આંચકો લાગ્યો અને એનું મન ખાટું થઈ ગયું. મારી ધરપકડ માટે એ જરાયે તૈયાર નહોતાં. મેં એને ખાતરી આપી હતી કે, સરકારને મારી અહિંસા ઉપર વિશ્વાસ છે, અને હું પોતે પકડાવા ઇચ્છું તે

વિના મને પકડશે નહિ. ખરેખર, એના જ્ઞાનતંતુને એટલો જબ્બર આંચકો લાગ્યો કે, એની ધરપકડ પછી એને સખત અતિસાર થઈ ગયો અને એના ભેળાં જ પકડાયેલ ડૉ. સુશીલા નાયરે એના ઉપચાર કર્યા તે ન થયા હોત તો મને આ જેલમાં મળતાં પહેલાં જ તેનો દેહ છૂટી ગયો હોત. મારી હાજરીથી એને આશ્વાસન મળ્યું અને કાંઈ વધારે ઉપચાર વિના અતિસાર મટી ગયો. પણ ખાટું થયેલું મન ખાટું જ રહ્યું. તેથી વાતવાતમાં તપી જાય એવો સ્વભાવ થઈ ગયો અને તેને પરિણામે પીડા ભોગવતાં ભોગવતાં ધીમે ધીમે દેહ પડ્યો."

## ૬

# અપરિગ્રહની દીક્ષા

બાપુની સાથે તેમનાં કેટલાંક વ્રતોમાં અનાયાસે અને ઇચ્છાપૂર્વક અને કેટલાંક વ્રતોમાં શરૂઆતમાં કમને અને આયાસપૂર્વક પણ પાછળથી સમજી જઈને, એમ બા ચાલ્યાં છે. અપરિગ્રહની બાબતમાં બાને ઠીક ઠીક પ્રયત્ન કરવો પડ્યો છે. તેનો પહેલો પ્રસંગ આત્મકથામાંથી બાપુની જ ભાષામાં આપ્યો છે.

" લડાઈના (સને ૧૮૯૭થી ૯૯ સુધીનું બોઅર યુદ્ધ) કામમાંથી છૂટા થયા પછી મને લાગ્યું કે, હવે મારું કામ દક્ષિણ આફ્રિકામાં નથી, પણ દેશમાં છે. મેં સાથીઓ આગળ મુક્ત થવાની માગણી કરી. ઘણી મુસીબતે એ માગણીનો શરતી સ્વીકાર થયો. શરત એ હતી કે, એક વર્ષની અંદર જો કોમને મારી જરૂર જણાય તો મારે દક્ષિણ આફ્રિકા પાછું જવું. મને આ શરત કઠણ લાગી. પણ હું પ્રેમપાશથી બંધાયેલો હતો. મિત્રોના બોલને તરછોડી નહોતો શકતો. મેં વચન આપ્યું અને રજા મેળવી.

"આ વેળા મારો નિકટ સંબંધ નાતાલ સાથે જ હતો એમ કહેવાય. નાતાલના હિન્દીઓએ મને પ્રેમામૃતથી નવડાવી મૂક્યો.

ઠેકઠેકાણે માનપત્રો આપવાની સભાઓ થઈ અને દરેક ઠેકાણેથી કીમતી ભેટો આવી. ભેટોમાં સોનાચાંદીની વસ્તુઓ તો હતી જ, પણ તેમાં હીરાની વસ્તુઓ પણ હતી.

"વળી આ ભેટોમાં એક પચાસ ગીનીનો હાર કસ્તૂરબાઈને સારુ હતો. પણ એને મળેલી વસ્તુ પણ મારી સેવાને અંગે હતી, એટલે તેને નોખી તારવી ન શકાય.

"જે સાંજે આમાંની મુખ્ય ભેટો મળી હતી તે રાત્રિ મેં બાવરાની જેમ જાગીને ગાળી. મારા ઓરડામાં આંટા માર્યા કર્યાં, પણ કાંઈ ગૂંચ ઊકલે નહીં. સેંકડોની ભેટો જતી કરવી એ ભારે પડતું હતું. રાખવી એ વધારે ભારે લાગતું હતું.

"હું કદાચ ભેટો જીરવી શકું, પણ મારાં બાળકોનું શું? સ્ત્રીનું શું? તેમને શિક્ષણ તો સેવાનું મળતું હતું. સેવાનું દામ લેવાય નહીં એમ હંમેશાં સમજાવવામાં આવતું હતું. ઘરમાં કીમતી દાગીના વગેરે નહોતો રાખતો. સાદાઈ વધતી જતી હતી. હવે આ દાગીના ને ઝવેરાતનું મારે શું કરવું?

"મારાથી આ વસ્તુ ન જ રખાય એવા નિર્ણય ઉપર હું આવ્યો. પારસી રુસ્તમજી ઇત્યાદિને આ દાગીનાઓના ટ્રસ્ટી નીમી તેમના પર લખવાનો કાગળ ઘડ્યો. ને સવારમાં સ્ત્રીપુત્રાદિની સાથે મસલત કરી મારો ભાર હળવો કરવાનો નિશ્ચય કર્યો.

"ધર્મપત્નીને સમજાવવાનું મુશ્કેલ પડશે એ હું જાણતો હતો. બાળકોને સમજાવવામાં મુદ્દલ મુશ્કેલી નહિ આવે એવી મને ખાતરી હતી. તેમને વકીલ નીમવાનો વિચાર કર્યો.

"બાળકો તો તુરત સમજ્યા. 'અમારે એ દાગીનાઓનું કામ નથી. આપણે તે બધું પાછું જ આપવું ને કદાચ આપણને એવી વસ્તુ જોઈતી હશે તો આપણે પોતે ક્યાં નથી લઈ શકતા?' આમ તેઓ બોલ્યા.

"હું રાજી થયો. 'ત્યારે બાને તમે સમજાવશો ને,' મેં પૂછ્યું.

"'જરૂર, એ કામ અમારું. એને ક્યાં એ દાગીના પહેરવા છે? એ તો અમારે સારુ રાખવા ઇચ્છે. અમારે એ ન જોઈએ પછી એ શાની હઠ કરે?'

"પણ કામ ધાર્યા કરતાં વસમું નીવડ્યું. 'તમારે ભલે ખપ ન હોય, તમારા છોકરાઓને ભલે ન હોય. બાળકોને જેમ ચડાવો તેમ ચડે. ભલે મને પહેરવા ન દો પણ મારી વહુઓનું શું? એમને તો ખપ આવશે? અને કોણ જાણે છે કાલે શું થશે? એટલા હેતથી આપેલી વસ્તુઓ પાછી ન દેવાય,' આમ વાગ્ધારા ચાલી ને તેની સાથે અશ્રુધારા મળી. બાળકો મક્કમ રહ્યા. મારે ડગવાપણું નહોતું.

"મેં હળવેથી કહ્યું, 'છોકરાઓ પરણે તો ખરા! આપણે ક્યાં બાળવયે પરણાવવા છે? મોટા થાય ત્યારે તો તે પોતે જ ભલે કરવું હોય તે કરે. અને આપણે ક્યાં ઘરેણાંની શોખીન વહુઓ ગોતવી છે? છતાં કંઈ કરાવવું જ પડે તો હું ક્યાં નથી બેઠો?'

"'જાણ્યા તમને. મારાં ઘરેણાં પણ લઈ લીધાં એ જ તમે ના? મને સુખે નથી પહેરવા દીધું એ તમે મારી વહુઓને સારુ શું લેવાના હતા? છોકરાઓને આજથી વેરાગી બનાવી રહ્યા છો! એ દાગીના નહીં પાછા અપાય. અને મારા હાર ઉપર તમારો શો હક?'

"'પણ એ હાર તારી સેવાને ખાતર કે મારી સેવાને ખાતર મળ્યો છે?' મેં પૂછ્યું.

"'ભલે ને. તમારી સેવા એ મારી પણ થઈ. મારી પાસે રાત દહાડો મજૂરી કરાવી એ સેવામાં નહીં ગણાતું હોય? રડાવીને પણ જેને તેને ઘરમાં રાખ્યા ને ચાકરીઓ કરાવી તેનું શું?'

"આ બધાં બાણ અણિયાળાં હતાં. એમાંનાં કેટલાંક વાગતાં હતાં. પણ ઘરેણાં તો મારે પાછાં આપવાં જ હતાં. ઘણી વાતોમાં હું જેવી તેવી સંમતિ લઈ શક્યો. ૧૮૯૬માં મળેલી અને ૧૯૦૧માં મળેલી ભેટો પાછી આપી. તેનું ટ્રસ્ટ બન્યું ને તેનો જાહેર કામને સારુ

ઉપયોગ, મારી ઇચ્છા મુજબ અથવા ટ્રસ્ટીઓની ઇચ્છા મુજબ, થાય એ શરતે તે બેન્કમાં મુકાઈ. . . .

"આ પગલાને વિશે મને કદી પશ્ચાત્તાપ થયો નથી. દિવસો જતાં કસ્તૂરબાને પણ તેની યોગ્યતા જણાઈ ગઈ. અમે ઘણી લાલચોમાંથી ઊગર્યાં છીએ.

"જાહેર સેવકને અંગત ભેટો ન હોય એવા અભિપ્રાય ઉપર હું આવેલો છું."

* * *

બાને આ પ્રમાણે અપરિગ્રહની પ્રથમ દીક્ષા સને ૧૯૦૧માં મળી, પણ એમને હજી પાકી દીક્ષા બીજા જ ગુરુઓ પાસેથી મળવાની હતી.

સાબરમતી આશ્રમમાં ચોરોનો ઉપદ્રવ હંમેશાં રહ્યાં કર્યો છે. અલબત્ત, ચોરને બહુ કીમતી વસ્તુઓ તો મળે નહીં. પણ આપણા જેવા ગરીબ દેશમાં થોડાં કપડાંલત્તાં અથવા વાસણકૂસણ ખાતર પણ ગરીબ માણસો ચોરી કરવા પ્રેરાય છે. વખતોવખત આશ્રમમાં થતી આવી ચોરીઓમાં એક વાર બાની ઓરડીમાં ચોરી થઈ. બરાબર તો ખબર નથી, પણ ૧૯૨૬ કે '૨૭ની સાલ હતી. ચોર લોકો કપડાંથી ભરેલી બે ટ્રંકો ઉપાડી ગયા. તેમાંથી કપડાં લઈ ગયા અને પેટીઓ નજીકના ખેતરમાં ફેંકીને ચાલ્યા ગયા. ચોરીને અંગે વાતો ચાલતાં બાપુએ પ્રશ્ન ઉઠાવ્યો કે, બાની પાસે બે ટ્રંક ભરેલાં કપડાં જ ક્યાંથી હોય? અને શા માટે હોવાં જોઈએ? રોજ જુદી જુદી સાડીઓ પહેરે એવું કશું તો બા કરતાં નથી. બાએ કહ્યું કે ચિ. રામી અને ચિ. મનુ (હરિલાલભાઈની બે દીકરીઓ) એમની મા તો મરી ગઈ છે, પણ કોઈ વાર મારી પાસે આવે ત્યારે બે લૂગડાં મારે તેમને આપવાં જોઈએ ને? એ માટે કોઈ કોઈ વખતે ભેટમાં મળેલી સાડીઓ તથા ખાદી મેં રાખી મૂકી હતી. અલબત્ત, બાપુની દલીલ તો એ જ હતી કે, આપણાથી એવો સંઘરો કરી શકાય જ

ાહીં, અને સાડીઓ કે ખાદી અંગત ભેટ તરીકે મળી હોય તોપણ
। જો તાત્કાલિક જરૂરિયાતની હોય તો જ રખાય અને વધારાની
ા આશ્રમના કાર્યાલયમાં જમા જ કરાવવી જોઈએ. પેલાં ઘરેણાંની
ાફક આ વખતે પણ આ વસ્તુઓ બાને પોતાને માટે તો નહોતી
ર જોઈતી. માતૃહૃદય દીકરીને કાંઈ આપવા હમેશાં પ્રેરાય એ જ
ારણે બાએ સાડીઓ અને ખાદી સંઘર્યાં હતાં. 'આપણને તો
માવો વ્યવહાર પણ ન પોસાય. છોકરીઓ આપણે ત્યાં આવે તો
હે અને ખાય પીએ, પણ ગરીબ-જીવનના વ્રતધારીને આવી ભેટો
માપવાનું ન પોસાય', વગેરે વાત બાપુએ સાંજે પ્રાર્થનામાં ચર્ચી.
મા ચોર-ગુરુઓ પાસેથી મળેલી દીક્ષા પછી બાએ આવું બે લૂગડાં
જેવું પણ સંઘર્યું નથી.

અંગત જરૂરિયાતો જોતાં તો બાને માટે અપરિગ્રહ સાવ સહજ
તો. પોતાને ચુસ્ત આશ્રમવાસી કહેવડાવનારાં પણ બાની સાદાઈ
જોઈ શરમાય. મીરાં બહેન લખે છે કે: "જ્યારે અમે લાંબી અને
ખત મુસાફરી કરતાં હતાં ત્યારે બાપુજી કહેતા કે, 'બા આપણને
ધાંને હરાવે છે. આટલો જૂજ સામાન અને આટલી જૂજ જરૂરિયાતો
ીજા કોઈને છે? સાદાઈ માટેનો મારો આટલો બધો આગ્રહ છતાં
ારી સામગ્રી તેના કરતાં બમણી છે.' અમારા જાગ્રત પ્રયત્ન છતાં
મમે બાની સ્વાભાવિક છતાં અચૂકપણે સ્વચ્છ અને ભવ્ય સાદાઈની
ાથે શરતમાં ઊતરી શકીએ તેમ ન હતાં. આખી મંડળીમાં તેમનો
બિસ્તરો નાનામાં નાનો રહેતો. અને એમની નાની સરખી પેટી પણ
ક્યારેય અવ્યવસ્થિત કે ઠાંસેલી નહોતી રહેતી."

પણ આ તો ભૌતિક અપરિગ્રહની વાત થઈ. બાપુની સાથે
હી બાએ ધીમે ધીમે પોતાની આકાંક્ષાઓ અને અભિલાષાઓનો
રિગ્રહ ત્યજ્યો છે, એ વિશેષ ઉચ્ચ અને વિશેષ ભવ્ય અપરિગ્રહ છે.

બાના આ અપરિગ્રહની અથવા ત્યાગની બાપુ ખૂબ કદર કરતા.
એક વખત આશ્રમમાં નવા દાખલ થયેલા એક ભાઈ સાથે બાપુ
ાત કરતા હતા. બાપુની માન્યતા છે કે ચા, કૉફી જેવાં પીણાં

નુકસાનકારી છે. પેલા ભાઈએ બાપુને કહ્યું : "ત્યારે બા આશ્રમમાં રહીને કૉફી કેમ પીએ છે?"

બાપુએ તરત જવાબ આપ્યો : "પણ બાએ કેટલું છોડ્યું છે એ તમે ક્યાં જાણો છો? આ એક તેની ટેવ રહી છે એ પણ છોડવાનું હું તેને કહું તો મારા જેવો જુલમી કોણ કહેવાય?"

જોકે બાએ તો છેવટ છેવટમાં કૉફી પીવાનું પણ પોતાની મેળે જ છોડી દીધું હતું. જ્યારે જરૂર લાગે ત્યારે તુળસી અને મરીનો ઉકાળો પીતાં.

૭

# જોહાનિસબર્ગમાં બાનું ઘર

સને ૧૮૯૮ માં બનેલા પ્રસંગનું વર્ણન 'સત્યાગ્રહનાં ગુરુ'-વાળા પ્રકરણમાં કર્યું છે. તેમાંથી બાપુ જ્યારે ડરબન (નાતાલ)માં વકીલાત કરતા હતા ત્યારે એમનું ઘર કેવું હતું તેની ઝાંખી આપણને થાય છે. સને ૧૯૦૫માં તેઓ ટ્રાન્સવાલમાં જોહાનિસબર્ગમાં વકીલાત કરતા તે વખતના બાપુ અને બાના ગૃહસ્થાશ્રમનો ખ્યાલ મિસિસ પોલાકની 'ગાંધીજીના જીવનપ્રસંગ' – Mr. Gandhi The Man–એ ચોપડીમાંથી તથા આત્મકથામાંથી મળી આવે છે. મિસિસ પોલાક લખે છે:

"ઘર શહેરની બહાર સારા મધ્યમ વર્ગના લત્તામાં આવેલું હતું. એ માળવાળું અને અલગ કમ્પાઉન્ડવાળું બંગલા ઘાટનું ઘર હતું. કમ્પાઉન્ડમાં બગીચો હતો, અને સામે નાની નાની ટેકરીઓવાળું ખુલ્લું મેદાન હતું. મકાનમાં કુલ આઠ ઓરડા હતા. માળ ઉપરનો વરંડા વિશાળ અને ખૂબ હવા આવે એવો હતો. ઉનાળામાં ત્યાં સૂઈ શકાય એવું હતું, અને સૂવાના કામમાં તેનો ઉપયોગ પણ થતો.

"કુટુમ્બમાં ગાંધીજી, તેમનાં પત્ની અને ત્રણ બાળકો. મણિલાલ ૧૧ વર્ષના, રામદાસ ૯ વર્ષના અને દેવદાસ ૬ વર્ષના હતા. (હરિલાલ તે વખતે દેશમાં ગયા હતા.) તે ઉપરાંત તાર ઑફિસમાં કામ કરતા એક જુવાન અંગ્રેજ, ગાંધીજીના સગા એક હિન્દી જુવાન, તથા મિ. પોલાક એટલા હતા. હું તેમાં ઉમેરાઈ એટલે વધારેને માટે મકાનમાં સગવડ રહી નહીં.

"સવારે સાડા છ વાગ્યે ઘરનો પુરુષવર્ગ દળવાનું કામ કરતો, (યાદ રાખવાનું છે કે બાપુએ જીવનમાં પરિવર્તન શરૂ કરી દીધું હતું.) કારણ રોટી ઘેર જ બનાવવામાં આવતી. એક ઓરડીમાં એક ઘંટી મૂકવામાં આવી હતી. ત્યાં બધાં ભેગાં થતાં. દળવાનું કામ તો અડધાએક કલાકમાં પૂરું થઈ જતું, પણ ઘંટીના અવાજ કરતાંય વાતો અને હસવાનો અવાજ મોટો થતો. કારણ તે વખતે ઘરમાં હાસ્યના ફુવારા વારંવાર ઊડ્યા જ કરતા. ઉપયોગિતાની દૃષ્ટિએ કામના મહત્ત્વ ઉપરાંત એ કામમાંથી સવારની સખત કસરત મળી રહેતી. બીજી કસરત દોરડું કૂદવાની ચાલતી. બાપુ તેમાં નિષ્ણાત હતા.

"ઘરમાં સાંજનો વાળુનો સમય વધારેમાં વધારે આનંદમય રહેતો. આખું ઘર તો તે જ વખતે એકત્રિત થતું. બાપુને મહેમાન-ગીરીનો બહુ શોખ હતો. એટલે કોઈ ને કોઈ મહેમાન ન હોય એવો તો ભાગ્યે જ કોઈ દિવસ જતો. દરરોજ સાંજે જમવામાં દશથી પંદર માણસો થતાં.

"જમણમાં વાનીઓ બહુ સાદી રહેતી. અને ટેબલ ઉપર બધું ગોઠવી દઈને જમવા બેસતાં એટલે પીરસવા માટે કોઈ નોકરને ઊભા રહેવાની જરૂર પડતી નહિ. ખાણામાં પહેલાં બે ત્રણ શાક-ભાજી, દાળ, કડક શેકાયેલી રોટી, મગફળી અથવા બીજી કોઈ ચીજનું લસોટીને બનાવેલું માખણ, તથા અનેક પ્રકારનાં કાચાં શાકનાં ક્ચુંબર, એટલું પીરસાતું. બીજા પિરસણમાં દૂધ અને ફળ લેવામાં

આવતાં. અને ત્યાર પછી કૉફી અથવા લેમનેડ ઋતુ પ્રમાણે ગરમ કે ઠંડું લેતાં. જમવામાં કદી ઉતાવળ થતી નહિ. ટેબલ ઉપર બરાબર એક કલાક જતો. અને જમતે જમતે અનેક પ્રકારની ચર્ચાઓ ચાલતી. સાધારણ રીતે હળવા વિષયો ઉપરની વાતચીત, વિનોદ અને ટોળટપ્પા ચાલતાં. બાપુમાં વિનોદવૃત્તિ તો ખૂબ જ છે અને કાંઈ પણ રમૂજી વાત નીકળે એટલે એ ખૂબ હસતા.

"એક વખત કેટલાક યુરોપિયનો જમવાનું આમંત્રણ માગી લઈને અમારે ત્યાં આવ્યા. બાપુ એમને કાંઈ સારી રીતે ઓળખતા ન હતા. અને બા તો બિલકુલ જ નહોતાં ઓળખતાં. એમણે તો આવીને ગૃહજીવન વિષે સીધેસીધા અને અસભ્ય ગણાય એવી કુતૂહલવૃત્તિથી સવાલો પૂછવા માંડ્યા. અંગત બાબતોને લગતા પ્રશ્નોમાં તુમાખી પણ દેખાઈ આવતી હતી. પણ બાપુ તો શાંતિથી જવાબ આપતા. અને હિંદી લોકો શું કરે છે અને શું નથી કરતા એ વિષેની તેમની કેટલીક વાતો સાંભળીને ખૂબ હસતા પણ ખરા. પણ બાને તો આ બધું જોઈને ગુસ્સો ચડ્યો, અને અમે જમવાના ઓરડામાં દાખલ થઈએ તે પહેલાં તે ચાલ્યાં ગયાં. બાપુએ એમને બોલાવવા કોઈકને કહ્યું, પણ તે ન આવ્યાં. એટલે તે બોલાવવા ગયા, પણ બાએ તો નીચે આવવાની ના જ પાડી. બાપુએ આવીને બાની ગેરહાજરીના કારણનો કાંઈક ખુલાસો આપ્યો અને જમવાનું પતી ગયું. બીજે દિવસે હું બાને મળી ત્યારે તેમણે કહ્યું કે: 'એવા પરવારતા લોકો ઘરનો તાલ જોવાને આવે ને મારી ને મારા ઘરની ઠેકડી કરે (to make laugh of me and my home) એ મારાથી તો ન સહેવાય. એવા લોકોને હું તો ન જ મળું. બાપુને મળવું હોય તો ભલે મળે.' મને લાગે છે કે, બાપુજીએ બાનો આ નિશ્ચય છોડાવવા એમને સમજાવી જોયાં, પણ એ તો એમના મતને વળગી રહ્યાં ને બાપુજીની એકે દલીલથી પલળ્યાં નહીં."

જીવનમાં પરિવર્તન કરી પોતાનું ઘર કેવું બનાવ્યું તે વિષે આત્મકથામાં બાપુ લખે છે:

"બારિસ્ટરના ઘરમાં જેટલી સાદાઈ રાખી શકાય તેટલી તો દાખલ કરી જ. છતાં કેટલાક રાચરચીલા વિના ચલાવવું મુશ્કેલ હતું. ખરી સાદાઈ તો મનથી વધી. દરેક કામ પોતાને હાથે કરવાનો શોખ વધ્યો ને તેમાં બાળકોને પણ પલોટવાનું આરંભ્યું.

"બજારની રોટી લેવાને બદલે ઘેર ખમીર વિનાની ક્યુનેની સૂચના પ્રમાણેની રોટી હાથે બનાવવાનું શરૂ કર્યું. આમાં મિલનો આટો કામ ન આવે. વળી મિલનો દળેલો વાપરવા કરતાં હાથે દળેલો વાપરવામાં સાદાઈ, આરોગ્ય અને દ્રવ્ય વધારે સચવાતાં હતાં એમ માન્યું, એટલે હાથે ચલાવવાની એક ઘંટી સાત પાઉંડ ખરચીને ખરીદી. આને વજનદાર પૈડું હતું. તે બે માણસો સહેલાઈથી ચલાવે, એકલાને કષ્ટ પડે. આ ઘંટી ચલાવવામાં પોલાક, હું અને બાળકો મુખ્યત્વે રોકાતાં. કોઈ કોઈ વેળા કસ્તૂરબાઈ પણ આવતી. જોકે તેનો તે સમય રસોઈ કરવામાં રોકાયેલો હોય. મિસિસ પોલાક આવ્યાં ત્યારે તે પણ તેમાં જોડાયાં. આ કસરત બાળકોને માટે બહુ સારી નીવડી. તેમની પાસે આ કે કોઈ કામ મેં બળાત્કારે નથી કરાવ્યું. પણ તેઓ સહેજે રમત સમજી પૈડું ચલાવવા આવતા. થાકે ત્યારે છોડી દેવાની તેમને છૂટ હતી. પણ કોણ જાણે શું કારણ હશે કે, આ બાળકો અગર બીજા, તેમણે મને તો ખૂબ જ કામ આપ્યું છે. ઠરડા બાળકો મારે નસીબે હતા જ, પણ ઘણાખરા સોંપેલું કામ હોંશથી કરતા. 'થાક્યા' એમ કહેનારા એ યુગના થોડા જ બાળકો મને યાદ છે.

"ઘરને સાફ રાખવાને સારુ એક નોકર હતો. તે કુટુંબી થઈ રહેતો ને તેના કામમાં બાળકો પૂરો હિસ્સો આપતાં. પાયખાનું ઉપાડી જનાર તો મ્યુનિસિપાલિટીનો નોકર આવતો. પણ પાયખાનાની કોટડી સાફ કરવી, બેઠક ધોવી વગેરે કામ નોકરને સોંપવામાં નહોતું આવતું. તેવી આશા પણ નહોતી રાખવામાં આવતી. આ કામ અમે જાતે કરતાં અને તેમાં બાળકોને તાલીમ મળતી. પરિણામ એ આવ્યું કે, મૂળથી જ મારા એકે દીકરાને પાયખાનાં સાફ કરવાની સૂગ ન રહી,

ને આરોગ્યના સામાન્ય નિયમો પણ તેઓ સહેજે શીખ્યા છે. જોહાનિસબર્ગમાં કોઈ માંદા તો ભાગ્યે જ પડતા. પણ માંદગીનો પ્રસંગ આવે તો સેવાકામમાં બાળકો હોય જ, ને તેઓ આ કામ ખુશીથી કરતાં.”

## ૮

# બાની દૃઢતા

હિંદુધર્મના સંસ્કાર બામાં કેટલા ઊંડા બેઠેલા હતા એનો આ એક પ્રસંગ છે. મૃત્યુ થાય તો કબૂલ, પણ માંસ અને દારૂ લઈ ‘મનખા દેહ’ વટલાવવો નથી, એ એમનો નિશ્ચય હતો. આ પ્રસંગ બાપુજીની આત્મકથામાંથી લીધો છે.

“કસ્તૂરબાઈને વારંવાર રક્તસ્રાવ (લોહીના) થયાં કરતો. એક દાક્તર મિત્રે શસ્ત્રક્રિયા કરવાની ભલામણ કરી. કેટલીક આનાકાની બાદ પત્નીએ શસ્ત્રક્રિયા કરાવવા હા પાડી. શરીર તો ઘણું ક્ષીણ થઈ ગયું હતું. દાક્તરે ક્લૉરોફૉર્મ વિના શસ્ત્રક્રિયા કરી. ક્રિયા વખતે દરદ ખૂબ થતું હતું, પણ જે ધીરજથી કસ્તૂરબાઈએ તે સહન કર્યું તેથી હું તો આશ્ચર્યચકિત થયો. ક્રિયા નિર્વિઘ્ને પૂરી થઈ. દાક્તરે અને તેમનાં પત્નીએ કસ્તૂરબાઈની સરસ બરદાસ કરી.

“આ બનાવ ડરબનમાં બન્યો હતો. બે કે ત્રણ દિવસ પછી મને નિશ્ચિંતપણે જોહાનિસબર્ગ જવાની દાક્તરે રજા આપી. હું ગયો. થોડા જ દિવસમાં ખબર મળ્યા કે, કસ્તૂરબાઈનું શરીર મુદ્દલ વળતું નથી, ને તે પથારીએથી ઊઠી બેસી શકતી જ નથી. એક વાર બેહોશ પણ થઈ ગઈ હતી. દાક્તર જાણતા હતા કે મને પૂછ્યા વિના કસ્તૂરબાઈને દારૂ અથવા માંસ દવામાં કે ખાવામાં ન અપાય. દાક્તરે મને જોહાનિસબર્ગ ટેલિફોન કર્યો: ‘તમારાં પત્નીને હું માંસનો

વો અથવા 'બીફ ટી' આપવાની જરૂર જોઉં છું. મને રજા ગવી જોઈએ.'

"મેં જવાબ આપ્યો: 'મારાથી એ રજા નહીં અપાય. પણ તૂરબાઈ સ્વતંત્ર છે. તેને પૂછવા જેવી સ્થિતિ હોય તો પૂછો. ને લેવા માગે તો બેલાશક આપો.'

"'દરદીને આવી બાબતો પૂછવાની હું ના પાડું છું. તમારે પોતે હીં આવવાની જરૂર છે. જો મને ગમે તે ખવડાવવાની છૂટ ન ાપો તો તમારી સ્ત્રીને સારુ હું જોખમદાર નથી.'

"મેં તે જ દિવસે ડરબનની ટ્રેન લીધી. ડરબન પહોંચ્યો. દાક્તરે માચાર આપ્યા, 'મેં તો સેરવો પાઈને તમને ટેલિફોન કર્યો હતો.'

"'દાક્તર, આને હું દગો માનું છું', મેં કહ્યું.

"'દવા કરતી વખતે દગોબગો હું સમજતો નથી. અમે દાક્તરો ાવે સમયે દરદીને કે તેના સંબંધીઓને છેતરવામાં પુણ્ય માનીએ એ. અમારો ધર્મ તો ગમે તેમ કરીને દરદીને બચાવવાનો છે!' -દાક્તરે દઢતાપૂર્વક જવાબ આપ્યો.

"મને ખૂબ દુઃખ થયું. હું શાન્ત રહ્યો. દાક્તર મિત્ર હતા, લા હતા. તેમનો અને તેમનાં પત્નીનો મારા પર ઉપકાર હતો. ગુ ઉપલી વર્તણૂક સહન કરવા હું તૈયાર નહોતો.

"'દાક્તર, હવે ચોખવટ કરો. શું કરવા માંગો છો? મારી નીને હું કદી તેની ઇચ્છા વિના માંસ દેવા નહીં દઉં. ન લેતાં નું મૃત્યુ થવાનું હોય તો તે સહન કરવા તૈયાર છું.'

"દાક્તર બોલ્યા: 'તમારી ફિલસૂફી મારે ઘેર તો નહીં જ લે. હું તમને કહું છું કે, તમારી પત્નીને મારે ઘેર રહેવા દેશો ાં લગી હું તેને જરૂર માંસ અથવા જે કાંઈ આપવું ઘટે તે આપીશ. એમ ન કરવું હોય તો તમે તમારી પત્નીને લઈ જાઓ, મારા ઘરમાં હાથે કરીને હું તેનું મરણ નહીં થવા દઉં.'

"'ત્યારે શું તમે એમ કહો છો કે મારે મારી પત્નીને હમણાં લઈ જવી?'

"'હું ક્યાં કહું છું લઈ જાઓ? હું તો કહું છું કે, મારા ઉપર કશા પ્રકારનો અંકુશ ન મૂકો. તો અમે બંને તેની જેટલી થઈ શકે એટલી બરદાસ કરશું ને તમે સુખે જાઓ. જો આવી સીધી વાત તમે ન સમજી શકો તો મારે લાચારીથી કહેવું જોઈએ કે તમારી પત્નીને મારા ઘરમાંથી લઈ જાઓ.'

"હું ધારું છું કે તે વેળા મારો એક દીકરો મારી સાથે હતો. તેને મેં પૂછ્યું. તેણે કહ્યું, "તમે કહો છો તે મારે કબૂલ છે. બાને માંસ તો ન જ અપાય.'

"પછી હું કસ્તૂરબાઈ પાસે ગયો. તે બહુ અશક્ત હતી. તેને કંઈ પણ પૂછવું મને દુઃખદેણ હતું. પણ ધર્મ સમજી મેં તેને ઉપરની વાત ટૂંકમાં કહી સંભળાવી. તેણે દૃઢતાપૂર્વક જવાબ આપ્યો : 'મારે માંસનો સેરવો નથી લેવો. મનખા દેહ વારે વારે નથી આવતો. ભલે તમારા ખોળામાં હું મરી જાઉં. પણ મારાથી આ દેહ વટલાવાશે નહિ.'

"મેં સમજાવાય તેટલું સમજાવ્યું ને કહ્યું, 'તું મારા વિચારોને અનુસરવા બંધાયેલી નથી.' અમારી જાણના કેટલાક હિન્દુઓ દવાને અર્થે માંસ અને મદ્ય લેતા તે પણ કહી સંભળાવ્યું. પણ તે એક ટળી બે ન થઈ અને બોલી : 'મને અહીંથી લઈ જાઓ.'

"હું બહુ રાજી થયો. લઈ જતાં ગભરાટ થયો. પણ નિશ્ચય કરી લીધો. દાક્તરને પત્નીનો નિશ્ચય સંભળાવ્યો. દાક્તર ગુસ્સે થઈ બોલ્યા :

"તમે તો ઘાતકી પતિ દેખાઓ છો. આવી માંદગીમાં તેને બિચારીને આવી વાત કરતાં તમને શરમ પણ ન થઈ? હું તમને કહું છું કે તમારી સ્ત્રી અહીંથી લઈ જવા લાયક નથી. જરા પણ હડદોલો સહન કરે તેવું તેનું શરીર નથી. તેનો પ્રાણ રસ્તામાં જ જાય તો મને આશ્ચર્ય નહીં થાય. છતાં તમે હઠથી નહીં જ માનો તો તમે તમારા મુખી છો. મારાથી તેને સેરવો ન અપાય તો મારા ઘરમાં એક રાત રાખવાનું પણ જોખમ હું નહીં લઉં."

"ઝરમર ઝરમર મેહ વરસતો હતો. સ્ટેશન દૂર હતું. ડરબનથી ફિનિક્સ રેલરસ્તો ને ફિનિક્સથી લગભગ અઢી માઈલનો પગરસ્તો

હતો. જોખમ સારી પેઠે હતું. પણ ઈશ્વર સહાય થશે એમ મેં માની લીધું. મેં ફિનિક્સ એક માણસ આગળથી મોકલ્યો. ફિનિક્સમાં અમારી પાસે 'હેમક' હતું. હેમક તે જાળીવાળા કપડાની ઝોળી અથવા પારણું. તેના છેડા વાંસ ઉપર બંધાય એટલે દરદી તેમાં આરામથી ઝૂલતું રહી શકે. એ હેમક, એક બાટલી ગરમ દૂધની અને એક બાટલી ગરમ પાણીની તથા છ માણસો લઈને ફિનિક્સ સ્ટેશન ઉપર આવવા મિ. વેસ્ટને કહેવડાવ્યું.

"બીજી ટ્રેન ઊપડવાનો સમય થયો ત્યારે મેં રિક્ષા મંગાવી. તેમાં આ ભયંકર સ્થિતિમાં પત્નીને લઈ હું ચાલતો થયો.

"પત્નીને મારે હિંમત આપવાપણું નહોતું. ઊલટું તેણે મને હિંમત આપીને કહ્યું, 'મને કંઈ નહીં થાય. તમે ચિંતા ન કરજો.'

"આ હાડપિંજરમાં વજન તો રહ્યું જ નહોતું. ખોરાક કંઈ ખવાતો નહોતો. ટ્રેનમાં ડબ્બા સુધી પહોંચતાં સ્ટેશનના વિશાળ પ્લેટફોર્મ ઉપર લાંબે સુધી ચાલીને જવાનું હતું. ત્યાં રિક્ષા જઈ શકે એમ નહોતું. હું તેને તેડીને ડબ્બા લગી લઈ ગયો. ફિનિક્સ તો પેલી ઝોળી આવેલી. તેમાં અમે દરદીને આરામથી લઈ ગયા. ત્યાં કેવળ પાણીના ઉપચારથી ધીમે ધીમે શરીર બંધાયું.

"ફિનિક્સમાં પહોંચ્યા પછી બે ત્રણ દહાડામાં એક સ્વામી પધાર્યા. તેમણે અમારી 'હઠ'ની વાત સાંભળી દયા ખાધી ને અમને બંનેને સમજાવવા આવ્યા. મને યાદ છે તે પ્રમાણે, મણિલાલ અને રામદાસ પણ જ્યારે સ્વામી આવ્યા ત્યારે હાજર હતા. સ્વામીજીએ માંસાહારની નિર્દોષતા ઉપર વ્યાખ્યાન ચલાવ્યું, મનુસ્મૃતિના શ્લોકો ટાંક્યા. પત્નીના દેખતાં આ સંવાદ ચલાવ્યો એ મને ન ગમ્યું. પણ વિનયને ખાતર મેં સંવાદ ચાલવા દીધો. મારે માંસાહારના ટેકામાં મનુસ્મૃતિનું પ્રમાણ નહોતું જોઈતું. તેના શ્લોકની મને ખબર હતી. તેને પ્રક્ષિપ્ત ગણનારો પક્ષ છે એમ હું જાણતો હતો. પણ તે પ્રક્ષિપ્ત ન હોય તોપણ અન્નાહાર વિષેના મારા વિચારો સ્વતંત્રપણે ઘડાઈ ચૂક્યા હતા. કસ્તૂરબાઈની શ્રદ્ધા કામ કરી રહી હતી. તે બિચારી શાસ્ત્રનાં પ્રમાણ

શું જાણે? તેને સારુ બાપદાદાની રૂઢિ ધર્મ હતો. બાળકોને બાપના ધર્મ ઉપર વિશ્વાસ હતો, તેથી તેઓ સ્વામીની સાથે વિનોદ કરતા હતા. અંતે કસ્તૂરબાઈએ આ સંવાદ આમ કહી બંધ કર્યો :

"'સ્વામીજી, તમે ગમે તેમ કહો પણ મારે માંસનો સેરવો ખાઈને સાજાં નથી થવું. હવે તમે મારું માથું ન દુખવો તો તમારો પાડ. બાકી વાતો તમે છોકરાઓના બાપની સાથે પાછળથી કરવી હોય તે કરજો. મેં મારો નિશ્ચય તમને જણાવી દીધો.'"

## ૯

## બાપુને ઉગાર્યા

બાપુએ જેમ માંદગીમાંથી બાને બચાવ્યાં, તેમ બાએ બાપુને પણ અદ્‌ભુત રીતે બચાવ્યા છે. બાપુ આજે આપણી પાસે છે એ બાને જ પ્રતાપે છે એમ કહીએ તો સાવ ખોટું નથી.

દૂધ એ પ્રાણિજ અને તેથી માંસ જેવો ખોરાક છે એમ ગણીને બાપુએ ઘણા વખતથી દૂધ છોડી દીધું હતું. તેમાંય વળી એમણે જાણ્યું કે, ગાયો અને ભેંસો ઉપર, તેમની પાસેથી વધારેમાં વધારે દૂધ કાઢી લેવા માટે, કલકત્તા તથા બીજાં શહેરોમાં ફુક્કાની ક્રિયા થાય છે, ત્યારથી એમણે દૂધ ન પીવાની પ્રતિજ્ઞા લઈ લીધી હતી. તે વખતે બાપુનો મુખ્ય ખોરાક શેકેલી અને ખાંડેલી મગફળી, ગોળ, કેળાં, બે ત્રણ લીંબુનું પાણી, એ હતો. એક દિવસ મગફળી વધારે ખવાઈ જવાથી બાપુને સહેજ મરડો થઈ ગયો. એમણે કાંઈ ગણકાર્યું નહીં. બીજે દિવસે કોઈક તહેવાર હતો. બાપુ દૂધ કે ઘી તો ખાય નહીં, એટલે એમને માટે ભરડેલા ઘઉંની લાપસી તેલમાં બનાવી હતી અને આખા મગ કર્યા હતા. બાપુનો ખાવાનો વિચાર તો ન હતો, પણ કાંઈક સ્વાદને વશ થઈને અને કાંઈક બાને રાજી કરવા બાપુ જમવા બેઠા. થોડુંક જ ખાવાનો વિચાર કરીને બેઠેલા

પણ સહેજ વધારે ખવાઈ ગયું. ખાધાને એક કલાક પણ નહીં થયો હોય ત્યાં સખત મરડો ઊપડી આવ્યો. આ સમય પ્રસિદ્ધ ખેડા જિલ્લા સત્યાગ્રહ પછી રંગરૂટની ભરતીનો હતો. અને તે અંગે એ જ દિવસે સાંજે એમને નડિયાદ જવાનું હતું. મરડાને ગણકાર્યા વિના ત્યાં ગયા, પણ ત્યાં દરદ ખૂબ વધી ગયું. પા પા કલાકે ઝાડા થવા માંડ્યા. અને ચોવીસ કલાકમાં તો બાપુનું કસાયેલું શરીર સાવ ઢીલું થઈ ગયું. ડૉકટરો આવ્યા, પણ દવા નહીં લેવાના એમના આગ્રહ સામે કોઈનું કાંઈ ચાલ્યું નહીં. ઉત્તમ સારવાર છતાં, શરીર ક્ષીણ થતું ચાલ્યું. પાણીના અને એવા બીજા પોતાના જ ઉપચારથી બાપુએ દરદ તો મટાડ્યું. પણ શરીર કેમે ભરાઈ શક્યું નહીં. એ ત્રણ મિત્રોએ દૂધ નહીં તો માંસનો સેરવો કે ઈંડાં લેવાનો આગ્રહ કર્યો. પણ દૂધને માંસ જેવું ગણીને તજનાર તે આવું લેવા હા પાડે? માથેરાન જવાથી શરીર વળશે એવી સલાહ મળતાં બાપુ માથેરાન ગયા. પણ ત્યાંનું પાણી ભારે પડવાથી ત્યાં બિલકુલ ફાવ્યું નહીં, એટલે મુંબઈ આવ્યા. ત્યાં ડૉકટર દલાલે તેમનું શરીર તપાસ્યું અને પોતાનો ઇલાજ શરૂ કરતાં પહેલાં કહ્યું કે: "તમે દૂધ ન લો ત્યાં સુધી હું તમારું શરીર વાળી ન શકું. તમારે દૂધ અને લોખંડ તથા સોમલની પિચકારી લેવી જોઈએ. આટલું કરો તો તમારું શરીર ફરી બરોબર બાંધવાની હું ગૅરંટી આપું."

"પિચકારી આપો પણ હું દૂધ-ન લઉં."

"તમારી દૂધની પ્રતિજ્ઞા શી છે?"

"ગાય ભેંસ ઉપર ફુક્કાની ક્રિયા થાય છે એ જાણ્યા પછી દૂધ ઉપર મને તિરસ્કાર થયો, ને તે મનુષ્યનો ખોરાક નથી એમ તો હું સદાય માનતો. એટલે મેં દૂધનો ત્યાગ કર્યો."

"ત્યારે તો બકરીનું દૂધ લેવાય." બાપુના ખાટલાની પાસે જ બા ઊભાં હતાં તે બોલી ઊઠ્યાં.

"બકરીનું દૂધ લો એટલે મારું કામ પત્યું," પોતાને ગમતી વાત થઈ એટલે ઉત્સાહમાં આવી જઈ ડૉકટર બોલ્યા.

બાપુએ બા અને ડૉકટરની સલાહને માન્ય રાખી. બાપુ જેવા સત્યના પૂજારીને પ્રતિજ્ઞાનો આત્મા હણ્યાનું દુઃખ તો રહી જ ગયું. પણ પ્રતિજ્ઞાનો શબ્દાર્થ પળાયો.

આમ બાની સમયસૂચકતાએ અને સહજબુદ્ધિએ બાપુને જિવાડ્યા એમ કહી શકાય.

## ૧૦

# પહેલાં સ્ત્રી-સત્યાગ્રહી

અત્યારે જેલમાં જવું એ બહુ સહજ વાત થઈ પડી છે; પણ પહેલાં તો જેલનું નામ સાંભળીને લોકો ડરતા હતા. ત્યારે સ્ત્રીથી જેલમાં જવાય એવી તો કોઈને કલ્પનાયે નહોતી. પણ બાપુજી તો કલ્પનાયે ન હોય એવાં ઘણાં કાર્યો કરતા અને કરાવતા આવ્યા છે. દક્ષિણ આફ્રિકામાં ૧૯૧૩ની સાલમાં એવો કાયદો પસાર થયો કે, ખ્રિસ્તી ધર્મ પ્રમાણે થયેલાં લગ્ન — કે જે લગ્નખાતાના અમલદાર પાસે રજિસ્ટર થયેલાં હોય — તે સિવાયનાં લગ્નને કાયદામાં સ્થાન નથી. એટલે કે, હિન્દુ, મુસલમાન, પારસી વગેરે ધર્મ પ્રમાણે થયેલાં લગ્ન ઉપરના કાયદાને લીધે રદ ગણાયાં. અને તેથી ઘણી પરણેલી હિંદી સ્ત્રીઓનો દરજ્જો તેમના પતિની ધર્મપત્નીઓ તરીકેનો મટી, રખાત તરીકેનો ગણાયો. આ સ્થિતિ સ્ત્રી અને પુરુષ બન્ને ન સહન કરી શકે એવી હતી. બાપુએ આ કાયદો રદ કરવા માટે ત્યાંની સરકાર સાથે વાટાઘાટ કરી, પણ એનું કાંઈ પરિણામ આવ્યું નહીં, એટલે એમણે સત્યાગ્રહ કરવાનું નક્કી કર્યું. આ લડતમાં સ્ત્રીઓને પણ નોતરવાનો નિશ્ચય કર્યો. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ, એ પુસ્તકમાં બાપુ લખે છે કેઃ—

"બહેનોને જેલમાં મોકલવાનું પગલું ઘણું ભયંકર છે એ હું જાણતો હતો. ફિનિક્સમાં રહેતી ઘણીખરી બહેનો મારી સગી,

એટલે કેવળ મારી શરમને લીધે જ જેલમાં જવાનો વિચાર કરે, અને પછી અણીને વખતે ગભરાઈને અથવા જેલમાં ગયા પછી અકળાઈ માફી વગેરે માગે, તો મને આઘાત પહોંચે. લડાઈ એકદમ નબળી પડી જાય, એ વસ્તુ પણ રહી હતી. મારી પત્નીને તો મારે ન જ લલચાવવી એ નિશ્ચય હતો. તેનાથી નાયે ન પડાય અને હા પાડે તો હાની પણ કેટલી કિંમત કરવી એ હું ન કહી શકું. આવા જોખમના કામમાં સ્ત્રી પોતાની મેળે જે પગલું ભરે તે જ પુરુષે સ્વીકારવું જોઈએ અને ન ભરે તો પતિએ તેને વિષે જરાયે દુ:ખી ન થવું જોઈએ, એ હું સમજતો હતો, તેથી મેં તેની સાથે કાંઈ પણ વાત ન કરવી એમ ધાર્યું. બીજી બહેનોની સાથે મેં વાત કરી. તેઓ જેલયાત્રા કરવાને તૈયાર થઈ. ગમે તે દુ:ખ સહન કરીને પણ જેલ પૂરી કરીશું એવી મને ખાતરી આપી. આ બધી વાતનો સાર મારી પત્નીએ પણ જાણી લીધો અને મને કહ્યું :

"'મને આ વાતની ખબર નથી આપતા એનું મને દુ:ખ થાય છે. મારામાં એવી શી ખામી છે કે હું જેલમાં ન જઈ શકું? મારે પણ એ જ રસ્તો લેવો છે કે જે લેવાની તમે આ બહેનોને સલાહ આપી રહ્યા છો.'

"મેં કહ્યું : 'મારે તને દુ:ખ લગાડવાનું હોય જ નહીં. આમાં અવિશ્વાસની વાત નથી. હું તો તારા જવાથી રાજી જ થાઉં. પણ મારી માગણીથી તું ગઈ છે એવો આભાસ સરખો મને ન ગમે. આવાં કામ સૌ પોતાની હિમ્મતથી જ કરે. હું કહું એટલે સહેજે મારું વચન રાખવાની ખાતર તું ચાલી જાય, પછી કોરટમાં ઊભતાં જ ધ્રૂજી જાય, અને હારે અથવા તો જેલનાં દુ:ખથી ત્રાસે તો તેમાં મારો દોષ તો હું ન ગણું, પણ મારા હાલ શા થાય? હું તને કઈ રીતે સંઘરી શકું અને જગતની સામે કઈ રીતે ઊભો શકું, એવા ભયથી જ મેં તને લલચાવી નથી.'

"મને જવાબ મળ્યો : 'હું હારીને છૂટી આવું તો મને ન સંઘરવી. મારાં છોકરાંયે સહન કરી શકે, તમે બધા સહન કરી શકો,

અને હું જ એકલી ન સહન કરી શકું, એવું તમારાથી કેમ ધારી શકાય? મારે આ લડતમાં દાખલ થયે જ છૂટકો છે.'

"મેં જવાબ આપ્યો : 'તો મારે તને દાખલ કર્યે જ છૂટકો છે. મારી શરત તો તું જાણે છે. મારો સ્વભાવ તું જાણે છે. હજુ પણ વિચાર કરવો હોય તો ફરી વિચાર કરજે અને પુખ્ત વિચાર કર્યા પછી ન ભળવું એમ લાગે તો તને છૂટ છે એમ સમજજે. અને નિશ્ચય બદલવામાં હજુ કશી શરમ પણ નથી એ પણ જાણજે.'

"મને જવાબ મળ્યો : 'વિચાર બિચાર કાંઈ કરવાના છે જ નહીં. મારો નિશ્ચય જ છે.'"

* * *

બાપુએ લડત શરૂ કરી અને એની શરૂઆતમાં બા તથા બીજી ત્રણ બહેનો જેલમાં ગઈ. વૉલ્કરસ્ટની જેલમાં દાખલ થયા એને બીજે જ દિવસે બનેલો પ્રસંગ શ્રી પ્રભુદાસ ગાંધીએ 'જીવનનું પરોઢ' નામની એમની લેખમાળામાં આપ્યો છે. ત્યાંનો જેલર ગુજરાતી જાણતો નહોતો અને બહેનો અંગ્રેજી નહોતી જાણતી. તેમનાં નામ કે ઠેકાણું અને ઓળખાણ લખી લેવાનાં હતાં. છગનલાલ ગાંધીને દુભાષિયાનું કામ કરવા જેલરે ઑફિસમાં બોલાવ્યા, અને કારકુનના સવાલોના જવાબ મેળવવા કહ્યું :

કારકુન (બાને બતાવીને): આ પહેલાં ઊભાં છે એમનું નામ પૂછો.

છગનલાલ ગાંધી (બાને): આ કૃષ્ણભવનની પહેલી રાત કેવી ગઈ?

બા : અમે તો અંધારું થયું એટલે ભજન કીર્તન ગાઈ નીરાંતે ઊંઘી ગયેલાં.

છગનલાલ ગાંધી (કારકુનને): એમનું નામ કસ્તૂરબા.

કારકુન (બાને બતાવીને): એ પરણ્યાં છે?

છગનલાલ ગાંધી (બાને): રાતે વાળુ કર્યું?

બા : મારે તો ફળાહાર જોઈએ. આ બધીયુંએ તો રોટી અને શાક આવ્યાં તે સૂંઘીને મૂકી દીધાં. કહે, આવા સુગામણા ઠામમાં કેમ ખવાય? અને એવું ગંધાતું શાક મોઢામાં કોને નાખવું ગમે?

છગનલાલ ગાંધી ( કારકુનને ); તેઓ પરણ્યાં છે. તેમના પતિનું નામ મોહનદાસ કરમચંદ.

પછી ઉંમર, જાત, વતન, વગેરે સવાલો એક પછી એક ચારેયને પૂછ્યા અને છગનલાલ ગાંધીએ પહેલી રાતના પૂરા ખબર જાણ્યા અને આપ્યા. બાના ફલાહારનું શું થશે એ ચર્ચા પણ કરી અને જણાવ્યું કે, હનુમાનજી (મિ. કેલનબેક) વૉલક્રસ્ટમાં આવી પહોંચ્યા છે અને જેલરને મળી ફળ પહોંચાડવાની ગોઠવણ કરવાના છે એવા ખબર મળ્યા છે.

પણ ત્રણ ચાર દિવસમાં સૌની બદલી મૅરિત્સબર્ગની જેલમાં થઈ. બદલી થતાં પહેલાં ખબર આવ્યા કે, બાને ફળ નથી અપાયાં અને બાની તો પ્રતિજ્ઞા હતી કે ગમે તે ભોગે જેલમાં ફળાહાર જ કરવો. જો જેલવાળા ફળ પૂરાં ન પાડે તો ભૂખ્યા રહેવું, મરવા વારો આવે તો મરી જવું. આ પ્રતિજ્ઞાને જેલના અધિકારીઓએ તુચ્છકારી કાઢી અને કહ્યું 'એવા ચાળા કરવા હતા તો જેલમાં શા સારુ આવ્યાં?'

બા પાસે બીજો ઉપાય ન રહ્યો. તેમણે ઉપવાસ આદર્યા. એક, બે, ત્રણ દિવસ થયા. ત્યાં તો એમના ઉપર તડૂકતી મેટ્રન ઢીલી થઈ ગઈ. કહે : "અમને સવારની એક ટંકની ચા નથી મળતી ત્યાં અમારું માથું ફરી જાય છે અને તમે સુકલકડી શરીરે ત્રણ ત્રણ દિવસ ખાધા વિના કેમ ચલાવો છો? અમે લાચાર છીએ. તમારે માટે કાંઈ કરી શકીએ એમ નથી. જેલમાં માંગ્યું ખાવા ન મળે. મહેરબાની કરી જે મળે છે તેથી ચલાવો."

પાંચમે દિવસે સરકાર ઝૂકી અને બાને ફળ મળ્યાં. પણ એ એટલી ઓછી માત્રામાં મળ્યાં કે ખરું જોતાં બાને ત્રણ મહિના અર્ધ ઉપવાસી જ રહેવું પડ્યું. ફક્ત ત્રણ કેળાં, ચાર

પ્રુન્સ, બે ટમેટાં અને બે લીંબું. આમાં મગફળી જેવી કોઈ પણ ચીજ ન હતી કે જેથી ઘી તેલની ગરજ સરે. ત્રણ મહિને બા જેલના દરવાજામાંથી બહાર આવ્યાં ત્યારે સાવ હાડપિંજર થઈ ગયાં હતાં. એમનાં દર્શન કરનારની આંખમાંથી આંસુ ટપકી પડ્યા વિના ન રહ્યાં.

## ૧૧

## બાની સારવાર

મૅરિત્સબર્ગની જેલમાંથી છૂટયાં ત્યારે બાની તબિયત બહુ જ ખરાબ થઈ ગઈ હતી, એ તો આગલા પ્રકરણમાં આવી ગયું. બાપુ એમને લેવા જેલ ઉપર આવ્યા હતા. બાની તબિયત અને કૃશ થઈ ગયેલું શરીર જોઈ બાપુ પહેલું જ વાક્ય બોલ્યા: "તું તો બહુ બુઢ્ઢી થઈ ગઈ!" જેલમાંથી જ બાની તબિયત બગડવા લાગી હતી. બહાર આવ્યા પછી પણ તબિયત સુધરવાને બદલે વધારે ને વધારે બગડવા લાગી. જઠરાગ્નિ મંદ થઈ જવાને કારણે ઊલટીઓ થતી હતી અને આખે શરીરે સોજા આવી ગયા હતા. આમાં બાપુએ ઘરગથ્થુ દવાઓ આપી, પણ બાના સોજા મૂળમાંથી ગયા નહીં, અને થોડા વખતમાં જ ફરી ઊથલો ખાધો. હાથે તેમ જ પગે સોજા બહુ જ વધી ગયા. ડૉકટરોની ઘણી દવા કરી પણ કાંઈ ફેર પડ્યો નહીં. છેવટે ડૉકટરની દવાથી બા પણ કંટાળ્યાં. બાપુએ બાને કહ્યું: "જો તને મારી ઉપર વિશ્વાસ હોય તો હવે હું તારી ઉપર મારો અખતરો કરી જોઉં.", બાએ હા પાડી, "તમે જેમ કહેશો તેમ કરીશ." બાપુએ કહ્યું, ઉપવાસ કરવા પડશે અને દવામાં લીમડાનો રસ. બાએ એ પણ મંજૂર રાખ્યું. અને તે જ દિવસથી બાપુના ઉપચાર શરૂ થયા.

૧૪ દિવસ સુધી બાપુએ બાને ઉપવાસ કરાવ્યા અને લીમડાનું સેવન કરાવ્યું. આ દિવસો દરમિયાન બાપુએ બાની જે સેવા કરી છે

તેનું વર્ણન કરવા માટે શબ્દો જડવા મુશ્કેલ છે. સવારમાં બાપુ જાતે બાને દાતણ કરાવતા. કૉફી પણ જાતે તૈયાર કરી પાતા. એનીમા આપતા. પૉટ સાફ કરી આવતા. બાપુ બાને આખો દિવસ તડકામાં સુવાડતા. એમના ઘરની આગળ બહાર એક બકાયનનું (એક જાતનો લીમડો) ઝાડ હતું. બાનું શરીર તો તદ્દન કૃશ થઈ ગયું હતું. નાના બાળકને તેડે એ રીતે બે હાથમાં ઉપાડી બાપુ બાને બહાર લઈ આવતા અને ઝાડ નીચેના ખાટલામાં સુવાડતા. તડકો ફરતો જાય એમ બાનો ખાટલો ફેરવતા જતા. સાંજે પાછા ઊંચકીને અંદર લઈ આવતા.

બાપુ બાનું બધું કામ કરતા, પણ એમને માથું ગૂંથતાં નહોતું ફાવતું, એટલે કાશીકાકી રોજ માથું ઓળવા જતાં. એક દિવસ એમને જરા મોડું થયું એટલે બાપુ જાતે માથું ઓળવા લાગી ગયા. તેલ નાખીને વાળની ગૂંચ તો કાઢી પણ નાખી હતી, એટલામાં એ પહોંચી ગયાં. બાપુ કહે: "લો હવે તમે કરો. મને વેણી ગૂંથતાં બરાબર નથી ફાવતું."

બાના સોજા ઉપર બાપુ રોજ લીમડાના તેલથી માલિસ કરતા. એક દિવસ પિત્તળની રકાબીમાં તેલ કાઢેલું. એને બીજે દિવસે બાપુએ બા માટે કૉફી તૈયાર કરી અને પ્યાલા રકાબીમાં કાઢવા જતા હતા એટલામાં કાશીકાકી આવી ચડ્યાં. બાપુને વાસ બહુ જ ઓછી આવે છે. એટલે પેલી રકાબીમાં તેલની વાસ છે કે નહીં તે જાણવા માટે એમને કહ્યું, "જરા સૂંઘી જુઓને વાસ આવે છે?"

કાશીકાકીએ કહ્યું, "હા વાસ તો આવે છે."

ત્યારે બાપુ કહે, "જો હું આમાં કૉફી લઈ જાત તો મૂઓ જ પડ્યો'તો ને?" કેમ જાણે બાપુ બાથી આટલા બધા બીતા ન હોય!

બાપુની સેવા ફળી ને બા એ માંદગીમાંથી તદ્દન સાજાં થઈ ગયાં.

* * *

અંગ્રેજ સરકાર સામે બાપુના સત્યાગ્રહો તો આપણે ઘણા જાણીએ છીએ. મિત્રો સાથે પણ ક્યારેક બાપુએ સત્યાગ્રહ કર્યો છે. એક વખત બા સાથે સત્યાગ્રહ કરવાનો પ્રસંગ પણ બાપુને આવી મળ્યો. 'ઘરમાં સત્યાગ્રહ' એ મથાળા નીચે આનું વર્ણન આત્મકથામાં બાપુએ કર્યું છે.

"શસ્ત્રક્રિયા પછી જોકે કસ્તૂરબાઈને રક્તસ્રાવ થોડા સમયને સારુ બંધ રહ્યો હતો, પણ પાછો તેણે ઊથલો માર્યો, તે કેમેય મટે નહીં. નંકરા પાણીના ઉપચારો વ્યર્થ નીવડ્યા. પત્નીને જોકે મારા ઉપચારો ઉપર ઝાઝી આસ્થા નહોતી, છતાં તેનો તિરસ્કાર પણ નહોતો. બીજી દવા કરવાનો આગ્રહ નહોતો. તેથી જ્યારે મારા બીજા ઉપચારોમાં સફળતા ન મળી ત્યારે મેં તેને મીઠું અને કઠોળ છોડવા વીનવી. બહુ મનાવતાં છતાં, મારા કથનના ટેકામાં કંઈ કંઈ વંચાવતાં છતાં, માને નહીં. છેવટે તેણે કહ્યું, 'કઠોળ ને મીઠું છોડવાનું તો તમને કોઈ કહે તો તમે પણ ન છોડો.' મને દુઃખ થયું અને હર્ષ પણ થયો. મારો પ્રેમ ઠલવવાનો મને પ્રસંગ મળ્યો. તે હર્ષમાં મેં તરત જ કહ્યું, 'તારી માન્યતા ભૂલ ભરેલી છે. મને દરદ હોય ને વૈદ્ય આ વસ્તુ કે બીજી કોઈ વસ્તુ છોડવાનું કહે તો જરૂર છોડી દઉં. પણ જા, મેં તો એક વર્ષને સારુ કઠોળ અને મીઠું બંને છોડ્યાં. તું છોડે કે ન છોડે એ નોખી વાત છે.'

"પત્નીને ભારે પશ્ચાત્તાપ થયો. તે બોલી ઊઠી, 'મને માફ કરો. તમારો સ્વભાવ જાણતાં છતાં કહેતાં કહેવાઈ ગયું. હવે હું તો કઠોળ ને મીઠું નહીં ખાઉં, પણ તમે તો તમારું વેણ પાછું ખેંચી લો. આ તો મને બહુ સજા કહેવાય.'

"મેં કહ્યું: 'તું કઠોળ મીઠું છોડશે તો તો બહુ જ સારું. મારી ખાતરી છે કે તેથી તને ફાયદો જ થશે. પણ લેવાયેલી પ્રતિજ્ઞા મારાથી ફેરવાય નહીં. મને તો લાભ જ થવાનો છે. ગમે તે નિમિત્તે માણસ સંયમ પાળે તોયે તેમાં લાભ જ છે. એટલે તું મને આગ્રહ ન કરજે. વળી મને પણ મારી પરીક્ષા થઈ રહેશે. ને તે બે વસ્તુઓ

છોડવાનો જે નિશ્ચય તેં કર્યો છે તેમાં કાયમ રહેવામાં તને મદદ મળશે.' આ પછી મને મનાવવાપણું તો રહ્યું જ નહીં. 'તમે તો બહુ હઠીલા છો. કોઈનું કહ્યું માનવું જ નહિ,' કહી બોબો આંસુ ઢાળી શાંત રહી.

"આને હું સત્યાગ્રહને નામે ઓળખાવવા માગું છું. ને તેને મારી જિંદગીનાં મીઠાં સ્મરણોમાંનું એક માનું છું.

"આ પછી કસ્તૂરબાઈની તબિયત ખૂબ વળી. આમાં મીઠાનો ને કઠોળનો ત્યાગ કારણભૂત હતો, અગર કેટલે અંશે કારણભૂત હતો, અથવા તો તે ત્યાગથી થતા ખોરાકના નાના મોટા બીજા ફેરફારો કારણરૂપ હતા, કે ત્યાર પછીની બીજા નિયમોનું પાલન કરાવવામાં મારી ચોકી નિમિત્તરૂપ હતી, કે ઉપલા કિસ્સાથી થયેલો માનસિક ઉલ્લાસ નિમિત્તભૂત હતો, તે હું નથી કહી શકતો. પણ કસ્તૂરબાઈનું નંખાઈ ગયેલું શરીર વળવા માંડ્યું. રક્તસ્રાવ બંધ થયો ને 'વૈદરાજ' તરીકે મારી શાખ કંઈક વધી."

## ૧૨

## બાનું અંગ્રેજી

આફ્રિકામાં ચારે તરફ વાતાવરણ અંગ્રેજીથી ભરેલું હોય એ સ્વાભાવિક છે. બાપુના સાથીઓ મોટે ભાગે અંગ્રેજો હોય. પાછળથી હિંદુસ્તાનમાં આવ્યા ત્યાં પણ આશ્રમમાં અનેક ભાષાઓ બોલનારાઓનું મંડળ હોય અને તેમાં અંગ્રેજી ભાષાનો ઉપયોગ સારા પ્રમાણમાં કરવાની જરૂર પડે. આથી જોકે બા અંગ્રેજી ભણેલાં નહોતાં છતાં તેઓ પ્રસંગોપાત્ત છૂટાછવાયા અંગ્રેજી શબ્દોથી પોતાનું ગાડું ગબડાવી શકતાં.

મિસિસ પોલાક વિલાયતથી દક્ષિણ આફ્રિકા આવ્યાં હતાં અને મિ. પોલાક સાથે લગ્ન કરી બાપુના ઘરમાં જ રહેવા લાગ્યાં હતાં.

તેઓ લખે છે કે: "બા ભાંગ્યું તૂટ્યું અંગ્રેજી બોલતાં, પણ વધારે નહીં. પહેલે દિવસે તો અમે એકબીજાને બહુ મળ્યાં પણ ન હતાં, પણ બીજા જ દિવસથી ગાંધીજી અને મારા પતિ ઓફિસમાં ગયા એટલે અમે બે ઘરમાં એકલાં પડયાં. પછી તો અમારે કોઈ પણ રીતે એકબીજા સાથે વાતોચીતો કરવી જ રહી. થોડા જ વખતમાં બાનું અંગ્રેજી સુધર્યું અને મારી સાથેનો તેમનો સંકોચ નીકળી ગયો. પછી તો અમે અંગ્રેજ મિત્રોને મળવા જઈએ ત્યાં વાતચીતમાં તેઓ પણ સારી પેઠે ભળતાં."

બા ત્યાં કેવું અંગ્રેજી બોલતાં તેનો દાખલો મિસિસ પોલાકની Mr. Gandhi The Man — "ગાંધીજીના જીવનપ્રસંગો" એ નામની ચોપડીમાંથી આપું છું. એક વખત એવું બનેલું કે મિ. પોલાક બાપુજી ઉપર કાંઈક ખિજાયેલા. ઘરમાં એ કોઈની સાથે બોલે નહીં અને ધૂંધવાયેલા ફરે. એટલે બાએ મિસિસ પોલાકને પૂછયું :

"What the matter Mr. Polak ? What for he cross ?" – મિ. પોલાકને શું થયું છે ! કેમ આટલા ચિડાયેલા દેખાય છે ?

મિસિસ પોલાકે કહ્યું કે, બાપુની સાથે ચિડાયા છે.

એટલે બાએ પૂછયું :

"What for he cross Bapu ? What Bapu done ? "– બાપુ સાથે શું કામ ચિડાયા છે ? બાપુએ શું કર્યું છે ?

પછી મિસિસ પોલાકે બનેલી બધી હકીકત બાને સમજાવી, એટલે બાએ જવાબ આપ્યો : "Oh, oh," – હં, હં. મિસિસ પોલાક આ 'હં, હં.' નો અર્થ કરે છે કે, મિ. પોલાક બાપુ ઉપર ચિડાયા તેથી બાને દુઃખ ન થયું, કારણ પોતે પણ આ પ્રસંગમાં બાપુ ઉપર ચિડાતાં હતાં; અને બાપુ ઉપર આટલો ભાવ રાખનાર માણસને તેમના ઉપર ચિડાવા કારણ મળે છે તે ઉપરથી પોતાનું ચિડાવાનું પણ સકારણ જ હોય છે, એમ બાને આશ્વાસન મળ્યું.

બા આવું અંગ્રેજી તો આફ્રિકાથી આવ્યા પછી અહીં પણ બોલતાં. આશ્રમમાં ગોરા મહેમાનો આવે તેમનું સ્વાગત કરવું, તેમને કુશળપ્રશ્નો પૂછવા, કાંઈ જોઈતું કરતું હોય તો પૂછવું, વગેરે સાધારણ વાતચીત બા સારી રીતે કરી શકતાં. આમ તેમને અંગ્રેજી બોલતાં તો આવડતું, પણ '૩૦ની જેલ વખતે સાઠ વર્ષની ઉંમરે જેલમાં તેમણે અંગ્રેજી લખતાં વાંચતાં શીખવાનો પ્રયત્ન શરૂ કર્યો તે વિશે સૌ. લાભુબહેન, જેઓ તેમની સાથે જ જેલમાં હતાં, તેઓ 'સ્ત્રીજીવન' માસિકના બા વિશેના ખાસ અંકમાં નીચે પ્રમાણે લખે છે:

"બાને ખબર પડી કે મને અંગ્રેજી આવડે છે એટલે મારી પાસે અંગ્રેજી ભણવાનું શરૂ કર્યું. એવડી મોટી ઉંમરે આવું મોટું પદ ધરાવતાં છતાં મારી પાસે અંગ્રેજી શીખવા બેસતાં તેમને ન નાનમ લાગી કે ન શરમ લાગી. તેમને તો એક જ લગની હતી કે બાપુનું સરનામું અંગ્રેજીમાં પોતે લખી શકે. 'એબીસીડી' પાછળ દિવસોના દિવસો સુધી મહેનત કરતાં તેઓ કંટાળ્યાં નહોતાં. એક ને એક નામ વીસ પચીસ વખત લખતાં તેમને થાક લાગ્યો નહોતો, કે જલદી નવા શબ્દો કે વાક્યોમાં કૂદી પડવાનું મન એમને કદી થયું ન હતું. એ કહેતાં, 'અંગ્રેજી આવડી જાય તો બાપુને કાગળ લખું, એનું સરનામું કોઈ પાસે કરાવવું ન પડે ને? અને ટપાલના થોકડા આવે તેમાંથી મારો કાગળ જાતે જ ઓળખી લેવાય ને?'"

* * *

પૂ. બાપુજી ૧૯૨૨થી '૨૪માં યરવડા જેલમાં હતા ત્યારે એક કેદીના ખોરાક માટે એમણે સુપરિન્ટેન્ડેન્ટ પાસે કાંઈ માગણી કરી. સુપરિન્ટેન્ડેન્ટે એનો અસ્વીકાર કર્યો. આથી બાપુજીને ખૂબ લાગી આવ્યું અને એમણે કેવળ દૂધ ઉપર જ રહેવાનું નક્કી કર્યું. આમ ચાર અઠવાડિયાં સુધી ચાલ્યું અને એટલા દિવસમાં એમનું વજન ૧૦૪ ઉપરથી ૯૦ ઉપર આવી ગયું. બા વગેરે સ્વજનો એમને મળવા માટે ગયેલાં ત્યારે દાદર ચડતાં બાપુના પગ કાંઈક લથડ્યા. બાએ બાપુની એ હાલત જોઈ અને કારણ પૂછ્યું. બાપુને કમને પોતાની

બધી વાત બાને કહેવી પડી. બધાંએ ભેગાં મળી આ અખતરો માંડી વાળી ફળ લેવાનો આગ્રહ કર્યો અને બાપુએ તે કબૂલ પણ રાખ્યો.

આ જોઈ યરવડાના સુપરિન્ટેન્ડેન્ટે બાને કહ્યું : "મિ. ગાંધી આ બધું કરે છે તેમાં મારો કશો વાંક નથી."

બાએ જવાબ આપ્યો : 'Yes, Yes, I know my husband. He always mischief."

આ એક વાકયમાં બાએ પોતાના ભાંગ્યા તૂટચા અંગ્રેજીમાં પણ બાપુના આખા ચારિત્ર્યનું નિરૂપણ નથી કરી નાખ્યું ? "મારા પતિને હું ઓળખું છું. તેઓ કદી જંપીને બેસે તેવા નથી. તેમને રોજ કાંઈ ને કાંઈ તોફાન જ સૂઝે છે." આટલા શબ્દોમાં બાપુના આખા જીવનચરિત્રનો સાર નથી આવી જતો ? ૧૮૯૩માં દક્ષિણ આફ્રિકામાં પગ મૂકચો ત્યારથી તે આજ સુધીનાં આ એકાવન વર્ષમાં બાપુ કદી જંપીને બેઠા છે ? આજે આખી દુનિયામાં એક ક્ષણ પણ જંપીને નહિ બેસનારો અને બીજાને નહિ બેસવા દેનારો બાપુ જેવો બીજો કોણ હશે ? બાપુને હાડોહાડ ઓળખી ગયેલાં બા વિના, આવા એક વાકયમાં એમના ચારિત્ર્યનું આટલું આબેહૂબ અને ઊંડા અર્થવાળું વર્ણન કોણ કરી શકે ? અને તે વર્ણન માટે અંગ્રેજી ભાષાનું અધૂરું જ્ઞાન પણ એમને નડ્યું નથી. અંગ્રેજીના ભલભલા ખાં પણ આવા એક વાક્યમાં બાપુનું વર્ણન શું કરી શકવાના હતા ?

## ૧૩

## ખાદીપરિધાન

બાને પોતાના પહેરવેશમાં અને કપડાંની પસંદગીમાં બાપુની ઇચ્છા તથા સૂચનાને અનુસરવું પડયું છે, અથવા કહો કે બા અનુસર્યાં છે. બાએ સને ૧૯૧૯–૨૦માં ખાદી ધારણ કરી તે કિસ્સા ઉપર આવતાં પહેલાં સને ૧૮૯૬માં દક્ષિણ આફ્રિકા જતી વખતે બાપુએ

પહેરવેશમાં કેવો ફેરફાર કરાવેલો તે જોઈએ. બાપુજી આત્મકથામાં કહે છે કે :

" કુટુમ્બ સહિત દરિયાની આ મારી પહેલી મુસાફરી હતી. મેં ઘણી વેળા લખ્યું છે કે, હિન્દુ સંસારમાં વિવાહ બાળવયે થતા હોવાથી, અને મધ્યમ વર્ગમાં મોટે ભાગે પતિ સાક્ષર અને પત્ની નિરક્ષર એવી સ્થિતિ હોય છે તેથી, પતિપત્નીના જીવન વચ્ચે અંતર રહે છે, અને પતિએ પત્નીના શિક્ષક બનવું પડે છે. મારે મારી ધર્મપત્નીના ને બાળકોના પોષાકની, ખાવા પહેરવાની તેમ જ બોલચાલની સંભાળ રાખવી રહી હતી; મારે તેમને રીતભાત શીખવવી રહી હતી. કેટલાંક સ્મરણો મને અત્યારેય હસાવે છે. હિન્દુ પત્ની પતિપરાયણતામાં પોતાના ધર્મની પરાકાષ્ઠા માને છે. હિન્દુ પતિ પોતાને પત્નીનો ઈશ્વર માને છે. એટલે પત્નીએ જેમ તે નચાવે તેમ નાચવું રહ્યું.

" જે સમય વિશે હું લખી રહ્યો છું તે સમયે હું માનતો કે, સુધરેલા ગણાવાને સારુ અમારો બાહ્યાચાર બને ત્યાં લગી યુરોપિયનને મળતો હોવો જોઈએ. આમ કરવાથી જ પો પડે અને પો પડ્યા વિના દેશસેવા ન થાય.

" તેથી પત્નીનો અને બાળકોનો પોશાક મેં જ પસન્દ કર્યો. બાળકો વગેરેને કાઠિયાવાડનાં વાણિયાં તરીકે ઓળખાવવાં તે કેમ સારું લાગે? પારસી વધારેમાં વધારે સુધરેલા ગણાય. એટલે જ્યાં યુરોપિયન પોશાકનું અનુકરણ અઠીક જ લાગ્યું ત્યાં પારસીનું કર્યું. પત્નીને સારુ સાડીઓ પારસી બહેનો પહેરે છે તેવી લીધી. બાળકોને સારુ પારસી કોટપાટલૂન લીધાં. બધાંને બૂટમોજાં તો જોઈએ જ. પત્નીને તેમ જ બાળકોને બન્ને વસ્તુ ઘણા માસ લગી ન ગમી. જોડા કઠે, મોજાં ગંધાય, પગ કુગાય. આ અડચણોના જવાબ મારી પાસે તૈયાર હતા. જવાબની યોગ્યતા કરતાં હુકમનું બળ તો વધારે હતું જ. એટલે લાચારીથી પત્નીએ તેમ જ બાળકોએ પોશાકના ફેરફાર સ્વીકાર્યા. તેટલી જ લાચારીથી અને એથીય વધુ

અણગમાથી ખાવામાં છરીકાંટાનો ઉપયોગ કરવા માંડ્યો. જ્યારે મારો મોહ ઊતર્યો ત્યારે વળી પાછો તેમણે બૂટમોજાં, છરીકાંટા ઇત્યાદિનો ત્યાગ કર્યો. ફેરફારો જેમ દુઃખકર્તા હતા તેમ ટેવ પડ્યા પછી તેનો ત્યાગ પણ દુઃખકર હતો. પણ અત્યારે હું જોઉં છું કે, અમે બધાં સુધારાની કાંચળી ઉતારીને હળવાં થયાં છીએ."

જેમ બૂટમોજાં બાને ઘણા માસ લગી ન ગમ્યાં તેમ બાને ખાદી પહેરાવતાં ઘણા માસ નહીં તો થોડા દિવસ તો બાપુને લાગ્યા જ હતા. રૉલેટ ઍક્ટ સામેની સત્યાગ્રહની લડત મુલતવી રાખ્યા પછી બાપુએ 'સ્વદેશી'નું કામ બહુ જોસથી ઉપાડ્યું. તે વખતના સ્વદેશી વ્રતમાં થોડાક મહિના તો મિલનું કાપડ પણ મંજૂર રાખવામાં આવ્યું હતું. પણ થોડા જ વખતમાં બાપુજીએ જોઈ લીધું કે મિલ-કાપડના પ્રચારક થવાની આપણે જરૂર નથી. ખરી જરૂર તો પરદેશથી આવતું કાપડ અટકાવવા માટે વધુ કાપડ ઉત્પન્ન કરવાની છે, અને તે રેંટિયા મારફત જ ઉત્તમ રીતે થઈ શકે એમ છે. એટલે બાપુએ રેંટિયો ચલાવવાનો અને ખાદી પહેરવાનો આગ્રહ સૌને કરવા માંડ્યો. પણ તે વખતે મોટા પનાની ખાદી તો થતી નહોતી. ૩૭ ઇંચ પનાની ખાદી પણ માંડ માંડ વણાતી અને ધોતિયાં કે સાડી જો ખાદીનાં પહેરવાં હોય તો છ આઠ આંકના અણસરખા સૂતરની આવી ટૂંકા પનાની ખાદીને સાંધીને તેમ થઈ શકે એમ હતું. સાંધાવાળી આવી સાડીનું વજન અઢીથી ત્રણ રતલ થતું હશે. આવી સાડી તો બહુ ભારે પડે, અમારાથી ઊંચકાય પણ નહીં, એવી દલીલ કરનારી બહેનોને બાપુજી કોઈ કોઈ વાર કહેતા કે, નવ નવ માસ બાળકને પેટમાં ધારણ કરનાર બહેનોને, દેશની ખાતર, આપણી ગરીબ બહેનોની આબરૂને ખાતર, આટલી સાડી શું કામ ભારે લાગવી જોઈએ?

આશ્રમમાં પણ રોજ બાપુ બધી બહેનોને ખાદી ધારણ કરવાનું સમજાવે. બાપુની પેલી દલીલ સાંભળીને સાડીના ભારની દલીલ તો કોઈ ન કરતું પણ રોજ ધોવાની મુશ્કેલીવાળી દલીલ

બહેનો બહુ જોરથી રજૂ કરતી. બાપુજી કહેતા કે, અમે તમને તમારી સાડીઓ ધોઈ આપીશું. એમ વિનોદ ચાલતો. આ બધી દલીલોમાં બહેનોની આગેવાની બા લેતાં. બાપુ ઘણી વાર કહેતા કે, 'બાને બૂટમોજાં પહેરાવતાં મારે કાંઈ બાની ઓછી ખુશામત નથી કરવી પડી, તે પાછાં છોડાવતી વખતે પણ થોડીક ખુશામત તો કરવી જ પડેલી. પણ હવે જોઉં છું કે, બૂટમોજાં પહેરાવતાં જેટલી ખુશામત કરવી પડેલી તે કરતાં ખાદીની સાડી પહેરાવતાં વધુ ખુશામત કરવી પડશે.' મને માહિતી મળે છે તે પ્રમાણે શ્રી સરલાદેવી ચોધરાણીએ ખાદીની સાડી પહેરવામાં પહેલ કરી. ખાદીની સાડી પ્રથમ ધારણ કરવામાં આખા દેશમાં તે કદાચ પહેલાં હોય. તે વખતે તે આશ્રમમાં જ રહેતાં હતાં. પછી તો તરત જ બાએ પણ ખાદીની સાડી ધારણ કરી, અને થોડા વખતમાં જ બધી બહેનો ખાદી પહેરતી થઈ ગઈ. પછી તો મોટા પનાની ખાદી પણ વણાવા લાગી અને જાતે કાંતનારને માટે તો સાડીની કશી જ મુસ્કેલી ન રહી.

પછી તો બાને ખાદી પ્રત્યે કેવો પ્રેમ થઈ ગયો તે બતાવવા એક પ્રસંગ કહું. એક દિવસ બાના પગની ટચલી આંગળીમાં લોહી નીકળ્યું. બા ખાદીનો પાટો બાંધવા જતાં હતાં ત્યાં એક બહેને ઝીણા કપડાની પટ્ટી લાવી આપી અને કહ્યું, "આ ઝીણા કપડાથી છોલાશે નહીં અને પાટો સારી રીતે બંધાશે." "મારે તો ખાદીનો પાટો જ ખપે. એ ખરબચડી હશે તોપણ મને નહિ ખૂંચે," કહી બાએ ખાદીનો જ પાટો બાંધ્યો.

બાપુજીએ આગાખાન મહેલમાં ઉપવાસ શરૂ કર્યા ત્યારે એમને મળવા આવનાર એક આશ્રમની બાળાને બાએ સેવાગ્રામમાં પડેલાં પોતાનાં કપડાં જુદી જુદી વ્યક્તિને વહેંચી દેવા કહ્યું. અને સૂચના કરી કે, "બાપુજીએ પોતાના હાથે કાંતેલી અને મારે માટે ખાસ તૈયાર કરેલી સાડી તો મને જેલમાં મોકલી જ આપજો. મારા મરણ પછી મારા દેહ પર એ સાડી લપેટવાની છે."

સામાન્ય રીતે બાની સાડી બાપુના કાંતેલા સૂતરની જ થતી. અને બા ચિતા ઉપર ચઢ્યાં તે પણ બાપુના હાથના કાંતેલા સૂતરની સાડી પહેરીને જ.

## ૧૪

## આશ્રમનાં બા

બાપુને 'બાપુ' જ રાખવામાં બાનો ફાળો જેમ ઘણો મોટો છે તેમ આશ્રમને આશ્રમ — સાધારણ માનવીઓનું આશ્રયસ્થાન રાખવામાં પણ બાનો ફાળો મોટો છે. બાપુએ અમદાવાદમાં સ્થાપેલા આશ્રમનું શું નામ રાખવું એમાં એક નામ 'તપોવન' પણ સૂચવાયું હતું. બાપુનો આશ્રમ એવું તપોવન બન્યું હોત તો કોણ જાણે તેમાં કેવાય લોકો રહેતા હોત. જે સાધારણ મનુષ્યો અત્યારે આશ્રમવાસી કહેવાય છે તેમનું તો એમાં કદાચ સ્થાન જ ન હોત. સાર્વજનિક પ્રવૃત્તિઓને અંગે અથવા બાપુજીને અંગત કારણો માટે મળવા આવનાર માણસો પેલા તપોવનમાં એક દિવસ પણ રહી શકત કે કેમ એ શંકા છે.

બાપુનું તપ સૂર્યના જેવું તપે છે. સૂર્યનો તાપ જેમ દુનિયાને કલ્યાણકારી જ હોય છે, તેમ બાપુનું તપ દુનિયાને કલ્યાણકારી જ છે. પણ સૂર્યના તાપની બહુ નજીક જનાર જેમ દાઝે, તેમ બાપુજીની બહુ નજીક રહેવું એ એક આકરી તાવણી જેવું છે. બાપુજીની પાસેનાંઓની આ જાતની આકરી તાવણીમાં બા હમેશાં તેમની ઢાલ-રૂપ બની રહ્યાં છે, અને બાપુના તાપથી એમને દાઝવા નથી દીધાં. આ બધું બાએ જ્ઞાનપૂર્વક કે યોજનાપૂર્વક નહીં, પણ સહજભાવે જ કર્યું છે.

આશ્રમમાં રહેતી બહેનોની બા શી રીતે ઢાલ બની રહેતાં એનો એક દાખલો આપું છું.

આશ્રમનો એવો નિયમ હતો કે બધાંનું એક સંયુક્ત રસોડું હોય. દરેક પોતાને ભાગે પડતું કામ ઉપાડી લે. એવો પણ નિયમ પળાતો કે, આશ્રમમાં થતાં શાકભાજીનો જ ઉપયોગ કરવો, બહારથી શાક વગેરે મંગાવવું નહીં. સંયુક્ત રસોડામાં આશ્રમના ખેતરમાં પાકતાં કોળાંનું શાક રોજ થાય. કોળાનું શાક એટલે કેવળ પાણીમાં કોળાના મોટા મોટા કટકા બાફેલા. અંદર મીઠું પણ નહીં નાંખવાનું. જેને જોઈએ તે ઉપરથી મીઠું લે. મારી બા આ શાક ખાય એટલે એમને વાયુ થાય અને ચક્કર આવે. દુર્ગામાસીને વાયુ થાય એટલે ઓડકાર આવે. બીજી પણ ઘણી બહેનોને આ શાક ફાવતું નહોતું. બાપુજી તો બધાંને ચડાવ્યાં કરે એટલે અને કાંઈક સંકોચને કારણે બધી બહેનો આ વાત બાપુજીને કરે નહિ. પણ બા સાથેની વાતમાં આ બધી વાતો થાય. મારી બાએ રોજના આ કોળાના શાક ઉપર એક ગરબી જોડી કાઢી. બાના સાંભળવામાં એ આવી, એટલે બા તરત બાપુ પાસે પહોંચ્યાં. બાપુને કહે: "તમારું કોળાનું શાક ખાઈને મણિબહેનને વાયુ થાય છે અને ચક્કર આવે છે. દુર્ગાબહેનને ઓડકાર ચડે છે. કોળાનું શાક તે બાફેલું થતું હશે? એમાં તો મેથીનો વઘાર હોય. ગરમ મસાલો ને બધું નાખ્યું હોય તો જ નડે નહિ. નહિ તો કોળું તે નડ્યા વિના રહે?"

આ ગરબીમાં વિનોદરૂપે આશ્રમના રસોડાની થોડી મશ્કરી હતી એટલે કેટલાક આશ્રમવાસીઓ તો મારી બાને કહેવા લાગ્યા કે આ તો તમે બાપુનું અપમાન કર્યું કહેવાય. પણ એમાં અપમાન જેવું તો કશું હતું જ નહિ, કેવળ મીઠો વિનોદ હતો. બીજે દિવસે પ્રાર્થના પછી બાપુજીએ કહ્યું કે, આપણા આશ્રમમાં એક નવાં કવિ પાક્યાં છે. એમનું કાવ્ય આપણે સાંભળવાનું છે. પછી આગ્રહ કરી બાપુએ મારી બા પાસે કોળાની ગરબી ગવડાવી. ગરબી પૂરી થઈ એટલે બાપુ કહે: "ચાલો, તમારી ફરિયાદ મંજૂર છે. જેમને વઘારીને અને મસાલો નાંખીને શાક ખાવું હોય તે પોતાનાં નામ મને લખાવે."

બા કહે: "એમ તમને કોઈ નામ આપવાનું નથી. અમે બહેનો અમારી મેળે મળીને નક્કી કરીશું."

બાપુએ કહ્યું: "સારું, એમ કરજો. પણ જો જો કોઈ છોકરાંને એમાં ભેળવવાનાં નથી. છોકરાં તો મસાલા વિનાનું જ શાક પસંદ કરે છે."

બાએ કહ્યું: "એમ કહી કહીને છોકરાંને ચડાવીને રાખજોને તમારી પાસે. આ બધાં છોકરાં કેટલાં તમારાં રહેવાનાં છે તે હું જાણું છું."

પછી બધી બહેનોએ નામ નક્કી કર્યાં. મસાલો ખાવાની છૂટ મેળવી. પણ બાપુજી કાંઈ સુખે મસાલો ખાવા દેતા નહિ. બહેનોની પંગત એમની સામે જ બેસતી. એટલે બાપુ જમતાં જમતાં વિનોદ કરે: "કેમ વઘાર કેવો થયો છે? શાક બરાબર મસાલેદાર છે ને?"

ત્યારે બા પણ સામાં વિનોદમાં કહેતાં કે: "તમે પણ ક્યાં ઓછા હતા? પહેલાં દર રવિવારે મારી પાસે વેઢમી અને ભજિયાં અથવા પાતરાં કરાવીને બરાબર ઝાપટતા હતા એ જ તમે કે બીજા?"

આવો જ એક બીજો પ્રસંગ છે.

આશ્રમમાં દરેકે અમુક ઠરાવેલી કિંમતનો જ સાબુ વાપરવો એવો નિયમ હતો. આશ્રમની બહેનોને ઠરાવેલી કિંમતનો સાબુ પૂરતો નહોતો થતો. આની સામે ફરિયાદ કરવી એટલે બાપુના નિયમ સામે વિરોધ દર્શાવ્યો એ જ અર્થ થયો. છતાં બધી બહેનોએ મળી સઘળાંની સહી સાથેની એક અરજી તૈયાર કરી. બાએ પણ એમાં સહી કરી. અને અરજી બાપુને આપી. અરજીમાં બાનું નામ વાંચી અરજી કરનાર જે મુખ્ય બહેન હતી તેને સંબોધીને બાપુએ કહ્યું: "આણે તો અમારા બેમાં પણ ઝઘડો ઊભો કર્યો!" કહેવાની જરૂર નથી કે બાપુએ અરજી મંજૂર કરી અને બહેનોને વધારે સાબુ મળતો થયો.

* * *

સેવાગ્રામમાં બાપુની ઝૂંપડી તરફ જતાં પહેલાં બાનું ઝૂંપડું આવે. બા ઓટલા ઉપર બેસીને કાંતતાં હોય કે એવું કાંઈ કામ કરતાં હોય. કોઈ નવું મહેમાન આવે તેને પહેલાં બાનાં દર્શન થાય.

બા એને ઓળખતાં હોય કે ન ઓળખતાં હોય પણ ખૂબ પ્રેમથી એ સત્કાર કરે. ક્યાંથી આવ્યા? સીધા અહીં જ આવો છો કે વ રહીને આવ્યા? જમ્યા છો કે નહીં? ગાડીમાં બહુ મુશ્કેલી નહોતી પડીને? વગેરે ઝીણામાં ઝીણી બાબતો પૂછે. ન જમ્યા હે તો જમાડે. આવનાર મહેમાનને બાપુજી સાથે તો જે કામે આવ હોય તેની વાતચીત કરવાની જ રહે. બાકીની બધી મુશ્કેલી ટાળી દે. આશ્રમમાં રહેનારાંઓને પણ બા અવારનવાર પૂછ્યાં કે: ખાવાનું તો બરાબર ફાવે છે ને? કાંઈ અગવડ ભોગવશો નહિ હોં! કાંઈ જોઈતું કરતું હોય તો મને કહેજો. નાનાં છોકરાં હોય તેને બપોરે નાસ્તો પણ આપે. આશ્રમમાં સત્કારનું કે લાડ ભોગવવા સ્થાન હોય તો તે બા.

પંડિત મોતીલાલજી જેવા ગમે તેટલા દિવસ આશ્રમમાં ર શકતા તે બાને લીધે જ. બા વિના રાજાજીને ચા કૉફી ક્યાં મળત? જવાહરલાલજીને ખાસ ટેસ્ટવાળી ચા ક્યાંથી મળત મીઠુબહેનને જીવતાં રાખવાં હોય તો એમને ચા આપવી જોઈએ, એવો એમનો પક્ષ બા વિના કોણ કરત?

* * *

ઘણાં વર્ષ પહેલાંની વાત છે. ગોશીબહેન એક દિવસ આશ્રમ આવેલાં. આશ્રમમાં એવો રિવાજ કે જમીને દરેક પોતપોતાની થા માંજી નાખે. બધાં જમવા બેઠાં. બા અને ગોશીબહેન પાસે બેઠેલ દરેક જમી જમીને પોતાની થાળી ઉપાડી ચાલવા માંડ્યું. ગોશીબહે કોઈ દિવસ વાસણ માંજેલાં નહિ. એ જમી તો રહ્યાં પણ મૂંઝા લાગ્યાં કે હવે શું કરવું? એટલામાં બા પણ જમી રહ્યાં. એમણે ધી રહીને ગોશીબહેનની થાળી ખેંચી લીધી. ગોશીબહેન વધારે મૂંઝા અને શરમાયાં. બા પાસે કાંઈ થાળી મંજાવાય? પણ બા એમ મુશ્કેલી સમજી ગયાં હતાં, એટલે કહે: બહેન, તમે કોઈ દિવસ માંજે નહિ એટલે તમને ન ફાવે. મને તો રોજની ટેવ છે. એક થા મને વધારે નહિ પડે.

બાપુએ આશ્રમનું એક નામ 'હૉસ્પિટલ' પણ રાખ્યું છે. રોગીઓને પોતાની પાસે રાખી તેમની સારવાર કરવાનો બાપુને શોખ છે. બાપુ પોતાને એક બહુ સારા નર્સ અને દાક્તર પણ માને છે. અને ખોરાકના તથા કુદરતી ઉપચારના પોતાના પ્રયોગો પોતાની ઉપર જેમ અજમાવે છે તેમ બીજા ઉપર પણ અજમાવવા તૈયાર રહે છે. પોતાની આ પ્રવૃત્તિમાંથી એક જાતની માનસિક આસાએશ એ મેળવે છે. સરદાર વલ્લભભાઈ જેવા પણ બાપુના દરદીઓ છે. આશ્રમ આ જાતની હૉસ્પિતાલ હોવાને કારણે બહારથી બાપુને માટે ફળની જે ભેટો આવે તેમાંનાં મોટા ભાગનાં ફળનો ઉપયોગ દરદીઓને માટે જ થાય છે. આશ્રમમાં સાજા માણસોને ભાગે ફળ ભાગ્યે જ આવે. બાને આમાં કશું અયોગ્ય લાગે નહિ. પણ કોઈ વાર ફળની છત હોય ત્યારે સાજાં આશ્રમવાસીઓનાં પણ મોં મીઠાં કરાવવાની બાને ઇચ્છા રહેતી. રસોડાના વ્યવસ્થાપકની સ્વાભાવિક વૃત્તિ ફળનો સંગ્રહ કરવાની રહે. પણ બાને એ પસંદ ન પડે. એમની નજર પડે અને ફળ જો વધારે હોય તો તરત જ જરૂરી ફળ રાખી બીજાં આખી પંગતમાં વહેંચી નાખવાનું કહે. તે વખતે રસોડાના વ્યવસ્થાપક ઉપર ટકોર પણ કરે, "એ તો લોભિયો છે. બાપુ કરતાં પણ ચડી જાય એવો." આ ટીકા વ્યવસ્થાપક કરતાં બાપુની સામે જ વધારે તો હોય.

અને આશ્રમમાં બા જો ન હોય તો ઘણી વાર તો તહેવારનો દિવસ આવે એની પણ ખબર ન પડે. બા તો બધી અગિયારશો કરે અને બધા તહેવારોના દિવસ પણ યાદ રાખે. અને તે દિવસે બધા આશ્રમવાસીઓને બાની કાંઈ ને કાંઈ પ્રસાદી મળે. આમ બાને લીધે આશ્રમમાં આનંદનું વાતાવરણ રહેતું.

પણ હવે સેવાગ્રામ જઈશું ત્યારે બાનો એ સદાય હસતો ચહેરો અને બાની એ ફળાદિની પ્રસાદી ક્યાં મળવાનાં છે? બા વિના ભાવપૂર્વક કોણ આવકાર આપશે? મા વિનાનું ઘર સૂનું સૂનું લાગે, તેમ બા વિનાનો આશ્રમ પણ સૂનો જ લાગશે.

# ૧૫

## હરિજનોનાં બા

બા તો આખા દેશનાં બા બનીને ગયાં. એમના દિલમાં કદી કામી ભેદભાવ હતો જ નહીં. પણ સ્વચ્છતા અને છૂતાછૂતને લગતા જૂના વૈષ્ણવ સંપ્રદાયી સંસ્કારોને લીધે હરિજનોનાં બા બનતાં એમને થોડીક વાર લાગી ખરી. જોકે એ જૂની સૂગ નીકળી ગયા પછી તેમણે હરિજનો અને સવર્ણો વચ્ચે કશો ભેદભાવ નથી રાખ્યો.

અમદાવાદમાં બાપુએ સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરતી વખતે મિત્રો આગળ અસ્પૃશ્યતાનિવારણને લગતા પોતાના વિચારો સ્પષ્ટ જણાવેલા: "જો કોઈ લાયક અંત્યજ (તે વખતે હરિજન શબ્દ ચાલુ નહોતો થયો.) ભાઈ આશ્રમમાં દાખલ થવા માગશે તો હું તેને જરૂર દાખલ કરીશ."

"પણ તમારી શરતોનું પાલન કરી શકે એવા અંત્યજ ક્યાં રેઢા પડ્યા છે?" એક વૈષ્ણવ મિત્રે પોતાના મનમાં સંતોષ વાળ્યો.

આશ્રમ સ્થપાયાને થોડા જ મહિના થયા એટલામાં આશ્રમના નિયમો પાળે એવા એક પ્રામાણિક કુટુંબને આશ્રમમાં દાખલ કરવાની ઠક્કરબાપાએ ભલામણ કરી. બાપુને તો એ જોઈતું જ હતું. દૂદાભાઈ, એમનાં પત્ની દાનીબહેન, અને એક નાની દીકરી લક્ષ્મી આશ્રમમાં આવી પહોંચ્યાં.

આશ્રમમાં ભારે ખળભળાટ થયો. આફ્રિકામાં બાપુજીને ત્યાં અંત્યજો આવતા અને રહેતા, પણ આ તો દેશ કહેવાય. અહીં અંત્યજ કુટુંબ સાથે રહેતાં બા અને બીજી બહેનોનાં મન જરા કોચવાયાં. તેમને અંત્યજોને અડવાનો કશો બાધ ન હતો. પણ રસોડામાં અને પાણિયારામાં એ લોકોને દાખલ કરતાં પેલા જૂના વૈષ્ણવી સંસ્કાર આડે આવતા હતા. પવાલું મોઢે માંડીને પાણી પીધા પછી એ પવાલું માંજવું જ જોઈએ. માંજ્યા વિના જો એ પવાલું પાણિયારા ઉપર મૂકવામાં આવે તો બાનો જીવ કપાઇ જાય

ભાણામાં કાંઈ પણ પીરસતી વખતે પીરસવાની કડછી અથવા ચમચો જો જમવાની થાળીને સહેજ પણ અડી જાય તો એ કડછી અથવા ચમચો અજીઠો થયો ગણાય, અને એને વેગળો માંજવાના ઠામમાં મૂકી જ દેવો જોઈએ. દૂદાભાઈ અને દાનીબહેન બિચારાં આવી બધી કાળજી રાખવા બને તેટલો પ્રયત્ન કરતાં, પણ ભૂલેચૂકે જો તેમનાથી આવું કશું ન સચવાય તો બાને એ ન ગમે. દાનીબહેન પ્રત્યે તેઓ અણગમો તો નહીં પણ ઉદાસીનતા રાખતાં. એ ઉદાસીનતા કાઢી નાંખતાં બાને બહુ વાર લાગી. પછી તો દૂદાભાઈ અને દાની-બહેને બીજાં પોતાનાં કારણોસર આશ્રમ છોડ્યો અને બાપુએ આગ્રહ કરીને તેમની દીકરી લક્ષ્મીને આશ્રમમાં રાખી અને એને પોતે દત્તક લીધી છે એમ જાહેર કર્યું. એની બધી સંભાળ રાખવાનું કામ બાને સોંપવામાં આવ્યું. આ પ્રસંગે પણ શરૂઆતમાં બાને થોડી મુશ્કેલી લાગી હશે, પણ થોડા જ વખતમાં લક્ષ્મીને બાએ બરાબર અપનાવી લીધી. એક વખત મન સાથે નક્કી કર્યું કે આને દીકરી ગણી રાખવી છે, પછી તો એની સંભાળ રાખવામાં એ પાછાં પડે એવાં ન હતાં. નાનું બાળક થોડું ઘણું કજિયાળું હોય અથવા કોઈ વાર આડાઈ કરે, એમ લક્ષ્મીએ પણ કોઈક વાર કજિયા કરી બાને પજવ્યાં હશે. પણ બાએ કોઈ દિવસ તેનું દુઃખ માન્યું નથી એટલું જ નહિ, પણ લક્ષ્મીબહેનને અને એ મોટાં થયાં પછી તેમનાં બાળકોને પણ બાએ પ્રેમથી નવરાવ્યાં જ છે.

* * *

થોડાં વરસ ઉપર સેવાગ્રામ આશ્રમમાં બનેલો એક કિસ્સો પણ અહીં નોંધવા જેવો છે.

નાગપુરના કેટલાક હરિજનોએ મધ્ય પ્રાંતના કૉંગ્રેસ પ્રધાન મંડળમાં હરિજન પ્રધાન ન લેવા માટે બાપુ સામે સત્યાગ્રહ જાહેર કર્યો. તેઓએ એવી યોજના કરી કે, પાંચ પાંચ હરિજનો સેવાગ્રામ આશ્રમમાં બાપુની સામે બેસીને ઉપવાસ કરે. પાંચ હરિજનોની એક ટુકડી સેવાગ્રામ આવે અને ત્યાં ૨૪ કલાક બેસીને ઉપવાસ કરે.

પછી બીજી ટુકડી આવીને ઉપવાસ શરૂ કરે અને પહેલી ટુકડી ત્યાંથી જાય. આમ ટુકડીઓ બદલાયા કરે. બાપુએ તો પ્રેમથી એ વિરોધી હરિજનોને આવકાર આપ્યો, અને એમને આશ્રમમાં બેસવા રહેવાની સગવડ કરી આપી. જગ્યા પસંદ કરવાનું હરિજનોને સોંપ્યું. તેઓએ બાની ઓસરી પસંદ કરી.

બાની ઝૂંપડીમાં એક મોટો અને એક નાનો એમ બે ઓરડાઓ છે. નાની ઓરડી નાહવા તથા કપડાં બદલવા માટે છે. બાપુએ બાને બોલાવી કહ્યું, " આ હરિજનોને તારો મોટો ઓરડો આપીશ ને ?"

પોતાની સામે જ ઉપવાસ કરવા આવેલા આ હરિજનોને બાપુ આવી સગવડ આપે અને પોતાને નાહવાની ઓરડી વાપરવાની સ્થિતિમાં મૂકે એ બાને રુચ્યું નહિ. અને બાપુને ટકોર કરી,

" એમને તમે દીકરા કરીને રાખ્યા છે તે તમારી ઝૂંપડીમાં જ બેસાડો ને ?"

"હા, એ મારા દીકરા તે તારા પણ ખરા ને ?"

અટ્ટહાસ્ય સાથે બાપુએ બાને નિઃશસ્ત્ર કર્યાં અને એ હરિજનોને બાએ પોતાના ઓરડામાં સગવડ કરી આપી. એમનું બધું ધાંધલ બા સહન કરી લેતાં એટલું જ નહિ, પણ પાણી વગેરે જોઈતું કરતું હોય એની બરાબર સંભાળ લેતાં.

# ૧૬

# બાની દિનચર્યા

આ પ્રકરણમાં હું બા સામાન્ય રીતે કેવી રીતે પોતાનો દિવસ પસાર કરતાં તેનું વર્ણન આપી જવા માગું છું. તેમાં બાપુની પરિચર્યા સૂર્યને સ્થાને છે. 'બા' તરીકેનો અને આશ્રમવાસિની તરીકેનો ધર્મ બાકીનો સમય રોકી લે છે. પોતાનાં અંગત કામો તેઓ ક્યારે પતાવી લેતાં એની કોઈને ખબર પણ પડતી નહિ.

બા હમેશાં સવારની ચાર વાગ્યાની પ્રાર્થના વખતે ઊઠવાનો આગ્રહ રાખતાં. પ્રાર્થના પછી બાપુજીને અડધો પોણો કલાક સૂઈ જવાની ટેવ છે, પણ બા ઊઠ્યા પછી સૂઈ જતાં નહિ. તેઓ તો બાપુજી ફરી ઊઠે તે પહેલાં તેમને માટે ગરમ પાણી અને મધ અથવા જે કાંઈ બાપુ સવારે લેવાના હોય તે તૈયાર કરવામાં અથવા કરાવવામાં પરોવાઈ જતાં. 'કરાવવામાં' એટલા માટે લખ્યું છે કે બાપુનાં આવાં અંગત કામો કરવાની ઘણાની ઇચ્છા રહેતી અને તે માટે અંદર અંદર કોઈ વાર હરીફાઈ પણ થતી. આવાં ઉમેદવારોને બા બાપુજીની સેવાનાં કામ વહેંચી આપતાં. પણ ગમે તેને કામ સોંપ્યું હોય તોય બા ઉપર ઊભાં રહીને જોતાં કે કામ બરાબર થાય છે કે નહિ. બાનું આવી રીતે ઊભા રહેવાનું સાર્થક હતું તેનો એક દાખલો શ્રી કુસુમબહેન દેસાઈએ આપ્યો છે. એક વખત અલીગઢમાં બાપુજી માટે દૂધ ગાળવાની સેવા એક ભાઈએ બહુ હઠપૂર્વક બા પાસેથી માગી લઈને દૂધ ગાળ્યું, અને દૂધ બાપુજીને આપ્યું. દૂધમાં એક વાળ બાપુજીની દૃષ્ટિએ પડ્યો. બાને પૂછતાં તેમણે બનેલી બધી હકીકત જણાવી. બાપુજીએ કહ્યું : 'પરિણામ જોયું ને ? અંદર વાળ રહી ગયો.' તે દિવસે બાપુએ દૂધ ન લીધું. બાને ખૂબ ક્લેશ થયો અને બોલ્યાં : "કોઈને કરવા ન દઈએ ત્યારે એ કોચવાય, અને કામ કરતાં બરાબર ફાવે નહિ. આખો દિવસ અને રાત મગજમારી કરવાની અને પેટમાં એક ટંકનોય સંઘરો તો મળે નહિ."

એટલે બાએ સાધારણ રીતે રિવાજ એવો રાખ્યો હતો કે બીજાએ કર્યું હોય તોપણ વાસણ બરાબર સાફ છે કે નહિ, વસ્તુ બરાબર તૈયાર થઈ છે કે નહિ, તે પોતે જ જોતાં અને બાપુજીની પાસે પોતે જ લઈ જતાં. અને ખાવાનું હોય કે પીવાનું હોય તે બાપુ પૂરું કરી રહે ત્યાં સુધી તેમની પાસે જ બેસતાં. ત્યાર પછી પણ વાસણો બરાબર સાફ થઈને ઠેકાણે મુકાયાં છે કે નહિ તે જોઈ લેતાં. કોઈ વાર કોઈ છોકરીએ વાસણ માંજ્યાં હોય

અને તે બરાબર સાફ ન થયાં હોય તો બા જાતે ફરી સાફ કરી લેતાં. બાને હમેશાં વાસણો ચળકતાં રાખવાની ટેવ હતી.

બાપુ સવારે સાતેક વાગ્યે ફરવા જાય ત્યારે બા પોતાના સ્નાનાદિ કામમાંથી પરવારી લેતાં અને પૂજાપાઠમાં બેસતાં. ઘીનો દીવો અને અગરબત્તીના ધૂપ સાથે કલાકેક ગીતાજી તથા તુલસી રામાયણનો પાઠ કરતાં. ત્યાર બાદ બા રસોડામાં પહોંચી જતાં. રસોડામાં શું ચાલે છે તેના ઉપર એકદમ તેમની નજર ફરી વળતી. અને કોઈને કાંઈ સૂચના કરવા જેવી હોય તો તે કરતાં. રસોડામાં કોઈ વસ્તુ ખુલ્લી પડી હોય, વધારાનું શાક અથવા વધારાનાં ફળ બગડવાની અણી પર હોય, તો બા તરત જ જોઈ લેતાં. બા બહુ સ્પષ્ટવક્તા હતાં, એટલે જેને જેવું હોય તેવું ઘણી વાર કહી દેતાં. મોઢે હા હા કહીને પોતે સ્વીકારેલું કામ બરાબર નહિ કરનાર તરફ બાની ભારે નાપસંદગી રહેતી. અને તેથી નવાં આવેલાં માણસોને કોઈ વાર બા ઉપર ખોટું પણ લાગી જતું. બાને તો તમામ વસ્તુઓ, કપડાં, બધું જ બરાબર ગોઠવેલું અને નક્કી કરેલે સ્થાને મૂકેલું જોઈએ. જરાક આડું અવળું જુએ તો પોતે કરવા લાગી જાય. બાના બોલ ઉપર કોઈને ખોટું લાગ્યાની બાપુને ખબર પડે તો બાપુ કહેતા : "બા પાસે થોડો ઘણો કડવો લીમડો હશે, તો મીઠી સાકર તો ખૂબ જ છે."

ઉપર કહ્યું છે તેમ, બાપુજીનું ખાવાનું તો બા જાતે જ તૈયાર કરતાં અથવા કોઈ બીજાએ કરવાનું માથે લીધું હોય તો પોતે ત્યાં ઊભાં રહેતાં. બાપુ માટેના ખાખરા એક ગોળ ડબ્બામાં રાખવામાં આવે છે. બધા ખાખરા ડબ્બામાં બરાબર ગોઠવાયેલા છે કે નહિ, બધાય સરખા આકારના છે કે નહિ, કોઈ જાડો પાતળો તો નથી, કોઈની કિનાર તો ફાટી નથી, વધારે શેકાવાથી કોઈ ઉપર ડાઘ તો નથી પડ્યો, અથવા કોઈ કાચો તો નથી રહી ગયો, એમાં મીઠું સોડા બરાબર નંખાયાં છે કે નહિ, એ બધું બા પોતે જ જોઈ લેતાં. બા પોતે તો રસોઈમાં બહુ જ કુશળ હતાં. એટલે જ્યારે તેઓ

પોતે ખાખરા બનાવતાં ત્યારે તો એ ખાખરા આદર્શ થતા અને બાપુને પણ ખબર પડી જતી કે આજના ખાખરા બાએ બનાવેલા છે.

જમવાનો ઘંટ વાગે અને બધાં રસોડામાં આવી જાય એટલે બાપુજીને અને ખાસ મહેમાનોને પીરસીને બા બાપુજીની પાસે જ જમવા બેસતાં. તે વખતે પણ તેમની એક આંખ તો બાપુ તરફ જ રહેતી. બાપુજીની પાસે એક માખ આવતી જુએ કે તેમનો ડાબો હાથ પંખા ઉપર પડ્યો જ છે. જમી રહ્યા પછી રસોડામાંથી બાપુની સાથે બા તેમના ઓરડામાં આવતાં અને બાપુ છાપાં વાંચવા માંડે એટલે બા એમના પગનાં તળિયે ઘી માલિશ કરે. બાપુની આંખ મળી જાય એટલે બા ઊઠીને પોતાના ઓરડામાં જઈ જરા આડે પડખે થતાં. પંદર વીસ મિનિટમાં ઊઠી જઈ મોં ધોઈ પોતે છાપાં વાંચતાં.

આમ બા ઓછું ભણેલાં ગણાય અને રાજકાજનાં અજાણ ગણાય, પણ છાપાં દ્વારા તેમ જ વાતચીતો મારફત બા દેશની ચાલુ પરિસ્થિતિનો સારો પરિચય રાખતાં. ગુજરાત કાઠિયાવાડના સમાચાર જાણવા માટે 'વંદેમાતરમ્' અને 'ગુજરાત સમાચાર' વાંચ્યા વિના કદી રહેતાં જ નહિ. 'હરિજનબંધુ' દર અઠવાડિયે આવે તે રોજ થોડું થોડું કરી શરૂથી તે અંત સુધી વાંચી જતાં, જેથી જુદા જુદા કાર્યક્રમો વિષે બાપુજીના વિચારો જાણવા મળે. છાપાં વાંચી દુનિયાની પીડા વિષે બાને બહુ લાગી આવતું. એક વખત ચાલુ લડાઈને વિષે બા કહે: "આ લડાઈ તો જગતનો નાશ કરીનેય બંધ થશે કે કેમ?" બંગાળના ભૂખમરાનું વાંચી આગાખાન મહેલમાંથી એક કાગળમાં બાએ લખ્યું હતું: "બંગાળના સમાચાર સાંભળીને તો હૈયું ફાટે છે. બંગાળમાં તો આભ ફાટયું છે. કોણ જાણે ઈશ્વર શું કરી રહ્યો છે?"

બા નાનપણમાં તો ન ભણી શક્યાં, પણ પછીથી તો એમને ભણવાનો બહુ રસ લાગ્યો હતો. દરરોજ એકાદ કલાક તો કોઈની ને કોઈની પાસે બેસીને બા કાંઈ ને કાંઈ ભણતાં. રાષ્ટ્રભાષા તરીકે હિન્દુસ્તાની બરાબર જાણવી જોઈએ એટલે હિન્દીનો કેટલીક વાર

અભ્યાસ કરતાં. અથવા કેટલીક વાર કોઈની પાસે તુલસી રામાયણ અથવા ગીતાજીનો અભ્યાસ કરતાં. ગીતાજીના શ્લોકનો શુદ્ધ પાઠ કરવાનો તથા શ્લોક મોઢે કરવાનો પ્રયત્ન તેમનો સતત ચાલુ રહેતો. છેવટ છેવટમાં આગાખાન મહેલમાં બાપુ પાસે ગીતાજીના શ્લોકોનું શુદ્ધ ઉચ્ચારણ શીખવા માંડયું હતું. ૭૫ વર્ષનાં બા ૭૫ વર્ષના બાપુની સામે બેસી એક નિષ્ઠાવાન શિષ્યના ઉત્સાહથી ગીતા શીખતાં હશે એ દૃશ્ય કેવું અદ્દ્ભુત હશે?

બા જે કાંઈ શીખવા માંડે તે ખૂબ શ્રદ્ધાથી શીખતાં અને આટલી ઉંમર હોવા છતાં વિનયી વિદ્યાર્થીની માફક શીખવા બેસતાં. તેમને લખવાનું આપવામાં આવે તો તે પણ, નાના વિદ્યાર્થીઓ 'લેસન' કરે છે તેની માફક, બીજે દિવસે લખી લાવે. અને ગમે તેટલી ભૂલો થઈ હોય તોપણ સુધારીને ફરી લખતાં તેઓ કંટાળતાં નહિ.

છાપાં અને વર્ગ થઈ રહ્યા બાદ તેઓ કાંતવા બેસતાં. દરરોજ ચારસોથી પાંચસો તાર નિયમિત તેઓ કાંતતાં. બીમારીને લીધે પથારીવશ થયાં હોય તો જ તેમનું કાંતવાનું અટકે. માંદગીમાંથી ઊઠ્યા પછી અશક્તિ હોય તોપણ કાંતવાનું શરૂ કરી દે. આશ્રમમાં પ્રાર્થના પછી દરેકે કેટલું સૂતર કાંત્યું તે નોંધાય છે. તેમાં બા વધારે સૂતર કાંતવાવાળાં પૈકીમાં હતાં.

આટલા કામમાં ચાર વાગવા આવતા એટલે બા પાછાં રસોડામાં પહોંચતાં. બાપુનું ખાવાનું તૈયાર કરતાં અથવા કરાવતાં અને બીજી બાબતો ઉપર નજર નાખી જતાં. બાપુજી પાંચ વાગ્યે જમવા બેસે તેમની પાસે બેસતાં. ઘણાં વર્ષોથી બાએ સાંજનું ખાવાનું છોડી દીધું હતું. એકલી કૉફી પી લેતાં. અને છેલ્લાં ચારેક વર્ષથી તો કૉફી પણ છોડી દીધી હતી. દૂધમાં તુલસી અને મરી નાંખી થોડુંક ઉકાળીને એ પીતાં.

સાંજે બાપુ ફરવા જાય ત્યારે બા આશ્રમમાં કોઈ બીમાર હોય તો તેની પાસે જઈને બેસતાં. અને પછી બીજી બહેનોની

સાથે એ પણ ફરવા નીકળતાં અને આશ્રમથી થોડેક દૂર બાપુ સામા મળે એટલે તેમની સાથે પાછાં આવતાં.

ફરીને આવ્યા પછી સાંજની પ્રાર્થના થતી. તેમાં બા તો હોય જ. સાંજની પ્રાર્થનામાં રામાયણ ગવાય તેમાં પણ બા બરાબર ભળતાં.

પ્રાર્થના પછી થોડી વાર સુધી બધી બહેનો સાથે બા વાતચીત કરતાં અને પછી પોતાની તથા બાપુની સૂવાની તૈયારી કરતાં. સૂતાં પહેલાં બાપુને માથે તેલ ઘસવાનું કામ લગભગ છેવટ સુધી નિયમિત રીતે એમણે જ કર્યું છે. સવારે પાછાં ચાર વાગ્યે ઊઠે અને એની એ ઘટમાળ ચાલ્યા કરે.

આમ બાની દિનચર્યામાં બાપુની પરિચર્યા એ મુખ્ય અંગ હતું. એ વિષે મીરાંબહેન લખે છે :

"મેં પણ ઘણાં વર્ષ બાપુની પરિચર્યા કરી છે. એ દરમિયાન બાના અજબ ગુણોનું મને દર્શન થયું. ઘણી વખત એવું બનતું કે, બાપુની અંગત જરૂરિયાતોની સંભાળ લેવાનું માત્ર અમારી બેની ઉપર જ આવી પડતું. બાપુની વાવંટોળિયા જેવી મુસાફરીઓમાં તો ઘણીયે અગવડો અને મુશ્કેલીઓ હોય. પણ બા અવિશ્રામ નિયમિતતાથી આ કામ સુંદર રીતે કરતાં. બાપુનું ખાવાનું તૈયાર કરવાનું અને બાપુને માલિશ કરવાનું તો એ પોતાના હાથમાં જ રાખતાં. તેમાં અહીં તહીં ક્વચિત્ માત્ર મારી મદદ લે. કપડાં ધોવાનું તથા સામાન બાંધવા છોડવાનું મારે હવાલે હતું. પણ તેમાંય બાની ઝીણી નજર તો સતત મારા કામ ઉપર રહેતી જ. બા જાણે કદી થાકતાં જ નહીં. સભાઓ અને મુલાકાતોમાં બાપુને રાતે ગમે તેટલું મોડું થાય, પણ તેમને માથે તેલ ઘસવાને અને તેમનું થાક્યું પાક્યું શરીર ચાંપવાને બા રાહ જોતાં બેસી જ રહે. સવારે ચાર વાગ્યે તો પાછાં પ્રાર્થનામાં આવે જ, અને બાપુની સેવામાં લાગી જાય. તેઓ વધારેપડતી વાતો કરીને બાપુનો સમય તો કદી જ બગાડતાં નહીં. બાપુની આસપાસનાં બધાં માણસોમાં બાપુને તે ઓછામાં ઓછી તકલીફ આપતાં અને વધારેમાં વધારે સેવા કરતાં.



પાછા સ્વદેશમાં (૧૯૧૫)




આશ્રમમાં (બારડોલી, ૧૯૩૮)

" છેવટના ભાગમાં તેઓ માંદાં રહેવા લાગ્યાં ત્યારે બાપુનું કામ તેઓ જાતે કરી શકતાં નહીં, પણ એ કામ ઉપર દેખરેખ રાખવાનું તો છેક છેવટની ઘડી સુધી તેમણે છોડયું નથી. આગાખાન મહેલમાં જ્યારે તેમની તબિયત ઝપાટાબંધ બગડતી જતી હતી ત્યારે તેઓ એક ઓરડામાંથી બીજા ઓરડામાં ચાલીને જઈ શકતાં નહીં, એટલે પૈડાંવાળી ખુરસીમાં તેમને ફેરવવાં પડતાં. એક દિવસ વરંડામાં પોતાની પથારીમાં પડ્યાં પડ્યાં બાપુને તેમનું સાંજનું ખાણું લેતા બા જોઈ રહ્યાં હતાં. ઓરડામાં જવાનો વખત થઈ ગયો હતો. એટલે પેલી ખુરસી લઈને બા પાસે જઈ મેં કહ્યું : " ચાલો બા, અંદર જવાનો વખત થઈ ગયો છે." બાએ જવાબ આપ્યો, " જરા થોભો, બાપુજી ખાઈ રહે પછી જઈશું." આમ પથારીવશ હતાં ત્યારે પણ બાપુની સેવામાં એમનો જીવ હતો."

બાના જેવાં નિષ્ઠાવાન પરિચારિકાની ખોટ બાપુને અત્યારે કેટલી સાલે છે એનો કંઈક ખ્યાલ નીચેના બે પ્રસંગો ઉપરથી આવી શકશે.

છેક હમણાંની વાત છે. એક દિવસ હું બાપુ પાસે બેઠી હતી. એમનું ખાવાનું રોજ બરાબર સાડા અગિયાર વાગ્યે આવે છે. પણ તે દિવસે પોણા બારે આવ્યું. એટલે ખાવાનું લાવનાર બહેનને બાપુ કહે : " બા હમેશાં અહીં બેઠેલી જ છે એમ આપણે સમજવાનું છે. નક્કી કરેલા વખતથી એક મિનિટ પણ બા ખાવાનું મોડું ન લાવે. અને જો એ કામ બીજાને સોંપ્યું હોય તો એક મિનિટ પણ મોડું થાય તો ધડફડ કરવા માંડે. તરત ઊઠીને રસોડામાં પહોંચે અને ધમાધમ કરી મૂકે. આગાખાન મહેલમાં માંદી હતી અને પોતાનાથી થઈ શકતું નહીં ત્યારે પણ ઘડિયાળ પર નજર રાખે અને મારું ખાવાનું વખતસર ન આવે તો બૂમાબૂમ કરી મૂકે. હું કહું કે અહીં ક્યાં વખત સાચવવાનો છે? સહેજ મોડું થાય તો શું થઈ ગયું? તો બા તરત જવાબ આપે કે, 'પણ હું જાણું છું ને કે, તમે અહીં પણ તમારો વખત બરોબર સાચવો છો. એટલે પછી થોડું પણ મોડું શું કામ થવું જોઈએ?' "

બપોરે જમ્યા પછી હમણાં હમણાં બાપુ પગે ઘી ઘસાવવાનું ના કહેતા હતા. બધી બાળાઓ ઘી ઘસાવવા માટે આગ્રહ કરવા લાગી ત્યારે બહુ ગમગીન અવાજે બાપુએ કહ્યું કે: “મારે ઘી ઘસાવવાનું હતું તો બા શું કામ મરી ગઈ?”

એમની ચાકરી કરનાર તો ઘણાં છે, પણ બાની ચીવટ અને લાગણી બીજાં ક્યાંથી લાવે? જોકે બધાંના આગ્રહથી બાપુએ ફરી ઘી ઘસાવવાનું શરૂ તો કર્યું.

* * *

બા ઠીક ઠીક નિયમિત રીતે પોતાની રોજનીશી લખતાં. તેમની રોજનીશીના થોડા નમૂના નીચે આપ્યા છે.

૧૯૩૩ની લડત વખતે બા ગામડામાં ફરતાં હતાં તે વખતની રોજનીશીમાંથી:—

સોજિત્રા,
તા. ૨૮–૧–’૩૩

૬ વાગ્યે ઊઠવું. પ્રાર્થના. નિત્યકર્મ. રાવજીભાઈને ત્યાં જવું. બધી બહેનોને મળવું. વાતો. આરામ. છાપું વાંચવું. લિંબાસી જવા નીકળ્યાં, ત્યાં ભાઈબહેનોને મળી તેમનાં સુખદુ:ખની વાતો સાંભળી પાછાં વળ્યાં. મલાતજ આવી સૂઈ ગયાં.

મલાતજ,
૨૯–૧–’૩૩

૬ાા પ્રાર્થના. નિત્યકર્મ. પત્રિકા સાંભળવી. બાપુને કાગળ લખ્યો. ખાંધલી અને ત્રાણજા જઈ આવ્યાં.

૩૦–૧–’૩૩

૬ાા પ્રાર્થના. નિત્યકર્મ. કન્યાશાળા અને અંત્યજવાડે જઈ હરિજનોને મળી આવ્યાં. તેઓ શું ધંધો કરે છે તે બધું જોયું. ત્યાર પછી પ્રાર્થના.

૪–૨–’૩૩

૫ વાગ્યે ઊઠવું. પ્રાર્થના. નિત્યકર્મ, ૮ વાગ્યે પરિષદનો પ્રોગ્રામ હતો. તેમાં સાત બહેનોને પકડ્યાં. પછીથી ચોરામાં લઈ ગયા. નામ

લખી લીધાં. ત્યાર પછી ભોજન માટે પૂછ્યું. ગામમાંથી આવ્યું એટલે જમ્યાં. સ્ટેશને જવા નીકળ્યાં. ૧૨ વાગ્યે કઠાણા સ્ટેશને ઊતર્યાં. ફોજદારે આવીને પાણી વગેરે પૂછ્યું. પછીથી સ્ટેશન પર જ બેસાડ્યાં. નામ લખ્યાં અને વૉરંટ તૈયાર કર્યાં. પછીથી ત્રણ વાગ્યે ગાડીમાં બેઠાં. બોરસદ આવતાં રાસ સ્ટેશને ભાઈબહેનો મળવા આવ્યાં હતાં. ૫ વાગ્યે બોરસદ આવ્યાં. કેસ ચલાવીને લૉક-અપમાં લાવ્યા. મૅજિસ્ટ્રેટને મળવું. પ્રાર્થના.

સાબરમતી જેલની રોજનીશીમાંથી :—

૧૬–૨–'૩૩

હું અહીં આવી ત્યારે મીરાંબહેન તે જ દિવસે સવારે આવ્યાં હતાં. તેથી આનંદ થયો. અમે બન્ને સાથે રહીએ છીએ. હું અને મીરાંબહેન બરોબર ચારને ટકોરે પ્રાર્થના કરીએ છીએ. તે પછી સૂઈ જાઉં છું. પછી નિત્યકર્મ. નાહવું ધોવું વગેરે. કૉફી પીવી. દસ સાડા દસે સુપરિન્ટેન્ડેન્ટ રોજ આવે છે. સવારે ડૉકટર આવે છે. અગિયાર વાગ્યે જમવાનું. એક કલાક આરામ. બેથી સાડા ચાર સુધી હિન્દી લખવું વાંચવું અને રેંટિયો કાંતવો. સાડા પાંચે જમવાનું. પછી ફરવાનું. સાતે પ્રાર્થના. વાંચવું, વાતો અને નવ વાગ્યે સૂઈ જવાનું.

૨૧–૨–'૩૩

ચાર વાગ્યે પ્રાર્થના. ગીતા વાંચું છું, અનાસક્તિયોગ. પછી થોડી વાર સૂઈ જાઉં છું. નિત્યકર્મ. ૬॥ વાગ્યે નાહવા જાઉં છું. આવીને કૉફી પીઉં છું. પછી વાંચું છું. 'જામે જમશેદ' વાંચું છું. ૧૧॥ ભોજન. આરામ. બેથી પાંચ વાંચવું. કાંતવું. ભોજન. તાર હંમેશાં ૩૦૦ કાંત્યા.

૧૬–૪–'૩૩

૪ વાગ્યે પ્રાર્થના. ગીતા વાંચી. નિત્યકર્મ. કાંત્યું ૪૦૦ તાર. છાપું વાંચ્યું. ૧૧॥ ભોજન. કાંત્યું. વાંચવું લખવું. હું અહીં પણ એકાદશી કરું છું. આરામ. પછી હિન્દી અને ગુજરાતી લખવું વાંચવું. કૉફી પીધી. વાતો કરવી. અહીં કાંઈ નવાજૂની નથી.

સાંજની પ્રાર્થના પછી ભાગવત સાંભળું છું. હમણાં મીરાંબહેન ચંદ્રમા, પૃથ્વી, સૂર્ય બધું શીખવે છે.

૩–૫–'૩૩

૪ વાગ્યે પ્રાર્થના. ગીતા વાંચવી. નિત્યકર્મ. કૉફી પીવી. છાપું વાંચવું, ભોજન. ગઈ કાલે છાપામાંથી ખબર પડી કે, બાપુજી હરિજનો માટે બીજો ઉપવાસ કરવાના છે. ૮–૫–'૩૩થી સોમવારને દીથી શરૂ થશે. પોતાના અનુયાયીમાંથી ગાંધીજીનો વિશ્વાસ ઊઠી ગયો છે. બાપુજીની પાસે જવા સારુ બહુ ચિન્તા થાય છે. બાપુજીનો આ સવાલ, આ તપશ્ચર્યા બહુ કઠણ છે.

૮–૫–'૩૩

૪ વાગ્યે પ્રાર્થના. ગીતા વાંચી. આજથી બાપુજીનો મહાયજ્ઞ શરૂ થાય છે. અહીં અમે પ્રાર્થના કરી હતી. આશા રાખી હતી કે, મને બાપુજી પાસે લઈ જશે, પણ આજે ત્રીજે ઉપવાસ થયો છે, મને બોલાવી નથી. હમણાં તો છાપાની વાટ જોવાય છે કે તેમાં શું હશે? 'હરિજન' વાંચ્યું. જીવ તો ઊંચો ને ઊંચો જ રહે છે.

૧૦–૫–'૩૩

ગઈ કાલે રામદાસ મળવા આવ્યો હતો. આ વખતે મારાં નસીબ ફૂટી ગયાં છે. નહીં તો મને કેમ ન લઈ જાય? શું કરું? ચિન્તા બહુ થાય છે. આ વખતે પણ હું દૂર છું. મેં બાપુજીને તાર કર્યો કે, મારે આપની પાસે આવવું છે, અહીં મારો જીવ બહુ મૂંઝાય છે. તેનો તાર આવ્યો, ધીરજ રાખવી. પછી બીજો તાર આવ્યો કે, આપણાથી સરકારની પાસે રજા ન મંગાય, શાન્તિ રાખ. પછે હું તો કાંતતી હતી. પ્રાર્થના કરતી હતી. બીજું કાંઈ પણ ગમતું નહોતું.

બાને બાપુજી પાસે લઈ ગયા તે પછીની રોજનીશીમાંથી :—

૧૯–૬–'૩૩

૪ વાગ્યે પ્રાર્થના. ગીતા વંચાય છે. પછે નિત્યકર્મ. પાા વાગ્યે બાપુજીને ખાવાનું આપ્યું. દૂધ વગેરે. ૬ાા પછી હું નાહવા જાઉં

છું. આવીને તુલસીને પાણી રેડ્યું. લાલજીનાં દર્શન કરી કૉફી પીધી. લાલ દવાના કોગળા કર્યા. ૯ વાગ્યે બાપુજીને ખાવાનું આપ્યું. પછી માટીનો પાટો બાંધ્યો. ૧૧ વાગ્યે ભોજન. ૧૨ વાગ્યે બાપુજીને ખાવાનું આપ્યું. પછી આરામ. પગે ઘી ઘસવું. કાંત્યું તાર ૨૦૦.

૯–૭–'૩૩

૪ વાગ્યે પ્રાર્થના. ગીતાજી. પછે નિત્યકર્મ. બાપુને ખાવાનું આપ્યું. અહીં તો શું કામ હોય? બાપુજી સિવાય બીજું કોઈ નથી. બાપુજીનું બાળકૃષ્ણ ખૂબ કામ કરે છે. અને પ્રભાવતી તો એમની પાસેથી જતી જ નથી. કેશુ પણ ઊભો હોય છે. પછી હું શું કરું? બાપુજી પાસે જાઉં અને પાછી આવું. એ બધાંની વચ્ચે બેસવું મને ન ગમે. કાંત્યું.

## ૧૭

## કર્મયોગી બા

ગીતાજીમાં કહ્યું છે કે, योगः कर्मसु कौशलम् । એ અર્થમાં બા ખરેખરાં કર્મયોગી હતાં. એક ક્ષણ પણ કશા કામ વિના બેસી રહેવું એ એમને માટે અસ્વાભાવિક થઈ પડ્યું હતું. વળી પોતે જે કામ કરતાં તે ખૂબ કુશળતાથી અને વ્યવસ્થિત રીતે કરતાં. વ્યવસ્થાની તો એ મૂર્તિ જ હતાં એમ કહીએ તો એ જરાયે ખોટું નથી. કોઈ ચીજ એની જગ્યા પર ન હોય તો બાની નજર એના પર ગયા વિના ન રહે. "આ ચીજ અહીં કેમ પડી છે? અહીં કોઈ વાળતું નથી કે?" વગેરે પ્રશ્નો એમના મોંમાંથી નીકળ્યા વગર રહે જ નહિ, અને પોતે જ બધું ઠીકઠાક કરવા મંડી જાય. બાપુની ઝૂંપડીમાં જાય ત્યારે પણ એમની નજર બાપુનાં વાસણ, પાવડી, ચંપલ, ઘડિયાળ, કપડાં વગેરે પર ગયા વગર ન રહે. ઘડિયાળ અને ચંપલ લૂછીને એની જગ્યાએ મૂકી દે. માંજ્યા વગરનાં

વાસણ પડી રહ્યાં હોય તો પોતે જઈને માંજી આવે. બાની આવી ઝીણી નજરને કારણે એમની આસપાસના લોકોને બહુ ચોકતા રહેવું પડે. આશ્રમવાસીઓમાંથી પણ જો કોઈએ કપડાં સરખાં ન પહેર્યાં હોય, વાળ બરાબર ન ઓળ્યા હોય, તો બાથી સહજ રીતે જ કહેવાઈ જાય કે, "કપડાં સરખી રીતે કેમ નથી પહેર્યાં? આ શું બધું લથર પથર વીંટ્યું છે? વાળ કેમ નથી ઓળ્યા?" વગેરે. બા પોતે તો વ્યવસ્થિત હતાં જ, પણ બીજાની પાસેથીયે એટલી જ અપેક્ષા રાખતાં હતાં. આને કારણે જ્યારે બાને માટે રોટલી કે શાક બનાવવાનું હોય ત્યારે બનાવનારને પણ ખૂબ સાવધ રહેવું પડતું. આથી છોકરીઓ તો બાથી ડરતી પણ ખરી. બા કાંઈ બહુ તો ન કહે, પણ એકાદ ટીકાનો શબ્દ કહ્યા વિના ન જ રહે.

આટલી ઉમરે પણ બામાં આળસનું નામ નહોતું. બાને આળસમાં સૂતેલાં તો કોઈએ ભાગ્યે જ જોયાં હશે. એમનો ઉદ્યમ આજકાલનાં જુવાનોને પણ શરમમાં નાંખી દે એવો હતો. ક્યારેક રસોડામાં, તો ક્યારેક શાક સમારવામાં, તો ક્યારેક કાંતવામાં, એમ એમનું એક પછી એક કામ ચાલ્યાં જ કરતું હોય.

એમને માટે પાયખાનાની અલગ વ્યવસ્થા કરી આપવાનો બધાંનો બહુ જ આગ્રહ હોવા છતાં, તેઓ તાપ હોય કે ઠંડી હોય કે વરસાદ હોય પણ સાર્વજનિક પાયખાનામાં જ જતાં. રાતનું પોટ પણ જાતે જ સાફ કરી આવતાં. બાની ઓરડીમાં એમની સાથે હંમેશાં બે ત્રણ છોકરીઓ તો હોય જ. પણ બા પોતાનું જરા પણ કામ એ છોકરીઓ પાસે કરાવતાં નહિ. ઊલટું ક્યારેક કોઈ છોકરીને મોડું થાય તો પોતે ઓરડી પણ વાળવા મંડી જાય. સવારમાં ઊઠીને દાતણ માટે ગરમ પાણી પણ જાતે રસોડામાં જઈને લઈ આવે. દાતણ પણ પોતાને હાથે જ કૂટી લે. છેલ્લાં ૫–૬ વરસથી તો બાની તબિયત લથડી જ ગઈ હતી. બાપુ બાને રોજ કહે કે: "તારે આટલી બધી છોકરીઓ છે ને તું શું કામ

દોડધામ કરે છે?" માંદાં હોય ત્યારે થોડા દિવસ બા બીજા પાસે કામ કરાવે, પણ જરા સારું થાય કે પાછાં પોતે જ ઊઠીને કરવા માંડે. બા જુએ કે અમુક માણસ સાચા દિલથી કામ કરવા તૈયાર છે તો એને વળી કોઈ વાર કામ સોંપે અને એ કામ પણ એવું જ કે જે પોતાનાથી ન થઈ શકતું હોય.

બા ખૂબ જ સ્પષ્ટવક્તા હતાં. ક્યારેક નવાં માણસોને આથી ખોટું લાગી જાય. પણ થોડા વખતમાં બાનો સ્વભાવ જાણી લીધા પછી એમની ભાષામાં મીઠાશ લાગવા માંડે. બાપુજીએ કેટલીય વાર કહ્યું છે કે: "મારા અને બાના નિકટ સંબંધમાં આવેલા લોકોમાં તો એવા જ લોકો વધારે છે કે જેમને મારા પર શ્રદ્ધા છે એથી અનેક ગણી વધારે શ્રદ્ધા બા ઉપર છે." એક દિવસ ઘનશ્યામદાસજી બિરલા મારા પિતાને વિનોદમાં કહે: "તમારા આશ્રમમાં બધાં જ થોડાંઘણાં ચક્કર તો ખરાં."

મારા પિતાએ પૂછ્યું: "બાપુ પણ?"

જવાબમાં તેમણે કહ્યું: "હા, હા, એ તો વળી સૌથી મોટા. સાબરમતી આશ્રમનો તો મને બહુ અનુભવ નથી. પણ સેવાગ્રામમાં મને તો એક બા અને બીજાં દુર્ગાબહેન, એ બે સિવાય કોઈ ડાહ્યું માણસ દેખાતું નથી!"

બાને પોતાનાં સગાંવહાલાં અને પુત્રોપૌત્રો તરફ સ્વભાવતઃ જ ખૂબ પ્રેમ હતો. બાએ તો પોતાનું જીવન બાપુને એટલે આશ્રમને સોંપી દીધું હતું, એટલે આશ્રમ જ એમનું ઘર હતું. કોઈ દીકરાને ઘેર ક્યારેક જતાં ખરાં, પણ થોડા જ દિવસમાં પાછાં આવી જતાં. આશ્રમ તો સાર્વજનિક પૈસાથી ચાલે, ત્યારે છોકરાંઓને પોતાની પાસે થોડા દિવસ બોલાવવા હોય અથવા તો કોઈ માંદું હોય ત્યારે પોતાની પાસે રાખી દવા કરાવવી હોય ત્યારે શું કરવું? બાપુએ આનો રસ્તો કાઢ્યો. છોકરાંઓ આવે, રહે અને આશ્રમમાંથી કોઈની સેવા લે એનું ખર્ચ આશ્રમને આપી દે. બાને આ વાત કેટલી દુઃખદ લાગી હશે એ તો આપણે સહેજે કલ્પી

શકીએ છીએ. દાદાદાદીને ઘેર તો છોકરાં લહેર કરવા જાય. દાદી છોકરાંને જોઈ ઓછી ઓછી થઈ જાય. ત્યારે આ દાદા તો છોકરાંને એક ટંક મફત જમાડે પણ નહિ! પણ ધન્ય છે બાને! એમણે બાપુની આ વાત પણ મંજૂર રાખી લીધી. છોકરાં જવાનાં હોય ત્યારે બા પોતે જ આશ્રમના વ્યવસ્થાપકને કહી દે: "જુઓ, હવે આ લોકો જવાનાં છે. એમનું જે કાંઈ ખરચ થયું હોય તેનું બિલ એમને આપી દેજો."

૧૯૨૮ની સાલની વાત છે. સાબરમતી આશ્રમની જમીનથી થોડે દૂર જંગલમાં એક બંગલો હતો. ત્યાં ચર્માલયના પ્રયોગની શરૂઆત કરવામાં આવી, અને એક આશ્રમવાસી ભાઈ કેટલાક મજૂરો સાથે ત્યાં રહેવા ગયા. એક દિવસ સવારમાં ખબર મળી કે, લૂંટારાઓની એક ટોળીએ ત્યાં રહેતા લોકોને મારીને બધો સરસામાન લૂંટી લીધો છે. ગરીબ મજૂરોના ઘરમાં માલમત્તા તો શું હોય? પણ તેઓ આ બનાવથી ગભરાઈ ગયા અને એ જગ્યાએ રહેવાની ના પાડવા લાગ્યા. બાપુએ કહ્યું: 'ત્યારે આપણે મજૂરો વિના જ ચલાવીએ.' બધા મજૂરોને રજા આપવામાં આવી. સાંજની પ્રાર્થનામાં બાપુએ સૂચના આપી દીધી કે કાલથી આપણે જ બધાંએ ગૌશાળામાં કામ કરવાનું છે.

બીજે દિવસે નક્કી કરેલે વખતે બીજાઓની સાથે બા પણ ગૌશાળામાં પહોંચ્યાં. ત્યાંના વ્યવસ્થાપક સંકોચમાં પડી ગયા કે, બાને શું કામ આપું? બા સમજી ગયાં. એમણે સરળતાથી કહ્યું: "કેમ કામ નથી બતાવતા? ગાયો માટે ગવાર નથી ભરડવાના?"

વ્યવસ્થાપકે કહ્યું "પણ બા તમને —"

"નહિ, નહિ, લાવો."

અને જઈને ઘંટી પર બેસી ગયાં. અને ગાતાં ગાતાં ગવાર ભરડવા માંડ્યા!

૧૯૩૧માં એક વખત બા વેડછી આશ્રમમાં ગયેલાં. આશ્રમના વ્યવસ્થાપકના મનમાં એમ કે બા ખાટલા ઉપર બેસશે અને

સભાનો વખત થયે સભામાં આવશે. એટલે ખાટલો તૈયાર રાખ્યો હતો. આવ્યાં એટલે બાને કહ્યું, "બેસો." પણ બા શાનાં બેસે? એ તો સીધાં રસોડામાં ગયાં અને રસોઈમાં મદદ કરવા બેઠાં. વ્યવસ્થાપકનાં પત્ની આશ્ચર્યમાં પડી ગયાં. 'આવાં મોટાં બા આપણને રસોઈમાં મદદ કરે?' એમણે કહ્યું: "બા, તમે રહેવા દો, હું હમણાં કરી નાખીશ." પણ બા કાંઈ છોડે? તેઓ કહે: "ઝાઝા હાથ રળિયામણા" હમણાં રસોઈ કરી નાખીશું અને સાથે સભામાં જઈશું." અને ખરેખર એમ જ કર્યું.

કોઈ દિવસ સવારે કે સાંજે રસોઈને વખતે જાહેર સભાનો કે એવો કોઈ બીજો કાર્યક્રમ હોય તો બા રસોડામાં કામ કરનારાંને કહે: "તમે બધાં જાઓ. તમે નાનાં છો. તમને જોવાની અને ફરવાની હોંશ થાય. રસોડાનું કામ હું કરી નાખીશ."

૧૯૪૧માં બા મરોલી ગયાં હતાં. ત્યાંથી સેવાગ્રામ આવવાનાં હતાં. બધાં બાની રાહ જોઈ રહ્યાં હતાં. એક બહેન તો બાને મળવા માટે જ ખાસ રોકાયાં હતાં. સવારની ગાડી ગઈ. સાંજે મુંબઈથી ગાડી આવવાની હતી. પેલી બહેને બાપુને પૂછ્યું: "બા અત્યારે તો આવશે ને?" બાપુ કહે: "જો બા પૈસાદારોનાં બા હશે તો અત્યારે આવશે અને ગરીબોનાં બા હશે તો સૂરત થઈ 'ટાપ્ટીવેલી'માં સવારે આવશે." અને ખરેખર બા બીજે દિવસે સવારે ટાપ્ટીવેલીમાં જ આવ્યાં અને પોતે ગરીબોનાં બા છે એ આપમેળે સિદ્ધ થઈ ગયું.

સેવાગ્રામમાં એક દિવસ એક છોકરી માંદી પડી. માંદી પડેલી બાળાની સારવારમાં એક બહેન હતી તે તેનું કમોડ વગેરે સાફ કરે ને દવા આપે. એક દિવસ સારવાર કરનાર બહેન પેલી બાળાનું કમોડ સાફ કરવું ભૂલી ગઈ. સાંજ પડી. સાંજે બાએ કમોડ જોયું. કાંઈપણ બોલ્યા ચાલ્યા વગર પોતે કમોડ સાફ કરી આવ્યાં. એક પ્રેમાળ માતા પોતાના નાના કુટુમ્બમાં ઘસાય અને ઘસાવામાં જ પોતાને સુખી માને, એ તો આપણને ઘણાં ઘરોમાં જોવા મળે છે. પણ

બા પોતાના અતિ વિશાળ ઘરમાં એટલી જ સ્વાભાવિકતાથી ઘસાતાં અને તેમાંથી આત્મસુખ લઈ શકતાં. તેમના કરતાં કર્મયોગી નામ માટે કોણ વધારે લાયક હોઈ શકે?

# ૧૮
# હરિલાલભાઈ

બા અને બાપુના આખા જીવનમાં હરિલાલભાઈનું પ્રકરણ બહુ કરુણ છે. હરિલાલભાઈ એમના મોટા દીકરા. બાપુ ઓગણીસ વરસની વયે બૅરિસ્ટર થવા વિલાયત ગયેલા ત્યારે હરિલાલભાઈને છેક નાના મૂકીને ગયેલા. બાપુ ઘણી વાર કહે છે કે હરિલાલનો જન્મ (સને ૧૮૮૮) હું જ્યારે મોહવશ અથવા મૂર્છિત દશામાં હતો ત્યારે થયેલો.* વળી જેને મેં દરેક રીતે મારો મૂર્છાકાળ, વૈભવકાળ માન્યો છે તેનો એ સાક્ષી છે. એનું એને સ્મરણ રહે એવડી એની ઉમર તે કાળે હતી. એટલે એ કાળના મારા જીવનના સંસ્કારો એના ઉપર પડ્યા છે. એ સંસ્કારની વાત તો ગમે તે હો, પણ હરિલાલભાઈએ બાપુ સામે બળવો કર્યો તેનું મુખ્ય કારણ તો, હરિલાલભાઈના મત પ્રમાણે, બાપુએ એમને પોતાને તથા પોતાના ભાઈઓને બરાબર કેળવણી ન આપી એટલું જ નહિ, પણ પોતાની પાસે રહેતા બીજાઓને જ્યારે કેળવણીની સારી સારી તકો આપી ત્યારે ઇરાદાપૂર્વક પોતાના (બાપુજીના) છોકરાઓને કેળવણીની તકો ન લેવા દીધી, એ છે. હરિલાલભાઈને લાગેલો આ અન્યાય એમના બળવાના મૂળમાં છે. બાએ પોતાની સાદી પણ તલસ્પર્શી, વ્યવહારુ સમજથી ઘણા કોયડા ઉકેલવામાં બાપુને મદદ કરી છે, પણ હરિલાલભાઈના પ્રકરણમાં બા ખાસ કશું કરી શકયાં નહિ.

સને ૧૮૯૭ના જાન્યુઆરીમાં બાપુ બાની સાથે ડરબન ઊતર્યા ત્યારે એમની સાથે ત્રણ બાળકો હતા. દશ વરસની ઉંમરના એક

* જુઓ પરિશિષ્ટમાં બાપુનો બા ઉપરનો પાંચમો કાગળ

ભાણેજ, નવ વર્ષના હરિલાલભાઈ અને પાંચ વર્ષના મણિલાલભાઈ. બાપુ પોતે જ લખે છે કે, એમને ક્યાં ભણાવવા એ મારી સામે મોટો વિકટ પ્રશ્ન હતો. ગોરાઓને સારુ ચાલતી નિશાળોમાં ગાંધીના છોકરાઓ તરીકે મહેરબાની અને અપવાદ તરીકે તેમને દાખલ કરવામાં આવે. પણ બીજાં બધાં હિંદી બાળકો જ્યાં ન ભણી શકે ત્યાં બાપુને પોતાનાં બાળકોને મોકલવાનું પસંદ ન હતું. ખ્રિસ્તી મિશનની નિશાળોમાં મોકલવા બાપુ તૈયાર નહોતા. વળી ગુજરાતી દ્વારા શિક્ષણ આપવાનો આગ્રહ હતો, અને એની કશી વ્યવસ્થા કોઈ શાળામાં હતી નહિ. ઘેર ભણાવે એવો કોઈ સારો ગુજરાતી શિક્ષક મળી શક્યો નહિ. બાપુ પોતે ભણાવવા પ્રયત્ન કરતા, પણ કામને લીધે તેમાં બહુ અનિયમિતતા આવતી. વળી બાળકો માબાપથી વિખૂટાં ન રહેવાં જોઈએ, અને જે કેળવણી સુવ્યવસ્થિત ઘરમાં બાળકો સહેજે પામે છે તે છાત્રાલયોમાં ન પામી શકે, એવી બાપુની માન્યતા હોવાથી, બાળકોને પાછા દેશ મોકલી દેવા પણ બાપુ તૈયાર ન હતા. છતાં ભાણેજને અને હરિલાલભાઈને થોડાક મહિના દેશમાં જુદાં જુદાં છાત્રાલયોમાં મૂકી જોયા. પણ થોડા જ વખતમાં તેમને પાછા બોલાવવા પડેલા.

પોતાના ભણતરની કશી ચોક્કસ વ્યવસ્થા ન થઈ તેનું હરિલાલભાઈને ભારે દુ:ખ હતું એટલું જ નહિ, પણ મોટા થયા પછી તો બાપુ સામે કંઈક રોષ પણ હતો. "બાપુએ સારી કેળવણી લીધી છે તો અમને કેમ સારી કેળવણી નથી આપતા? બાપુ સેવાભાવની, સાદાઈની અને ચારિત્ર્યના ઘડતરની વાતો કરે છે, પણ જે કેળવણી એમને મળી છે તે જો ન મળી હોત તો દેશસેવાનાં જે કામો તે આજે કરી શકે છે તે કરી શકત ખરા? અમે પણ ભણીને એવાં જ દેશસેવાનાં કામ કરીશું, અને શક્તિ કેળવ્યા પછી સાદાઈ વગેરે પણ રાખીશું. સેવાપરાયણ અને સાદું જીવન ગાળવા સામે અમારો વાંધો નથી. પણ અભણ રહીને અમે શી રીતે સેવા કરી શકીશું એ અમને સમજાતું નથી." હરિલાલભાઈની આખી દલીલનો સાર આ હતો.

બાપુ પોતાનાં બાળકોની કેળવણીની બાબતમાં બેદરકાર રહે છે એવો મત કેટલેક અંશે મિ. પોલાક અને મિ. કેલનબેકનો પણ હતો. મિ. પોલાક બહુ તીખી ભાષામાં બાપુને કહેતા કે, તમે બાળકોને સારી અંગ્રેજી કેળવણી નહિ આપીને એમનું ભવિષ્ય બગાડો છો. મિ. કેલનબેકને એમ લાગતું કે, ટોલ્સ્ટોય આશ્રમમાં તેમ જ ફિનિક્સ આશ્રમમાં બીજા તોફાની, નઠારા અને રખડુ છોકરાઓની સાથે બાપુ પોતાના છોકરાઓને ભેળવે તેનું એક જ પરિણામ આવે કે એમને રખડુ છોકરાઓનો પાસ લાગે અને તેઓ બગડ્યા વિના ન રહે. બાને પણ બાપુ છોકરાઓની કેળવણીની કશી દરકાર નથી કરતા તેનો અસંતોષ હતો. પોતાનાં બાળકો ગમે તેવાં હોય પણ તેઓ મોટાં થાય અને નામના કાઢે એવી મહત્ત્વાકાંક્ષા હરકોઈ માતાને હોય જ. તો આ તો ખૂબ ચકોર અને તેજસ્વી બાળકો હતા. એટલે બાની મહત્ત્વાકાંક્ષા સકારણ હતી. આ બધી ફરિયાદોની સામે બાપુ કેળવણીના સિદ્ધાંતોની અને જીવનના ધ્યેય વિશેની પોતાની ફિલસૂફી રજૂ કરતા. મિ. પોલાક અને મિ. કેલનબેક ડોકું ધુણાવતા અને બા મન વાળીને શાન્ત થતાં.

બાપુજીએ પોતાના જીવનમાં જે ક્રાન્તિકારી પરિવર્તન સન ૧૯૦૪ની સાલથી કરવા માંડ્યું તે પણ હરિલાલભાઈને કદાચ નહીં ગમ્યું હોય. પણ એની એમને ઝાઝી પરવા નહોતી. બાપુ ધનસંગ્રહ ન કરે એનું દુઃખ કરે એવા એ ન હતા. એમને કાંઈ બાપકમાઈ ઉપર નભવું ન હતું. એમને તો ભણીગણીને પોતાની જાતમહેનતથી જ મોટા થવાની હોંશ હતી. છેવટે જ્યારે તેમણે જોયું કે, બાપુની જ ઑફિસમાં કલાર્ક તરીકે કામ કરતા મિ૦ રિચ અને મિ૦ પોલાક બાપુની મદદ અને ઉત્તેજનથી ઇંગ્લંડ જઈ બૅરિસ્ટર થઈ આવ્યા, બીજા બે હિંદી ગૃહસ્થો મિ૦ જોસફ રોયપન, મિ૦ ગૉડફ્રે પણ બાપુની પ્રેરણાથી ઇંગ્લંડ ગયા અને બૅરિસ્ટર થઈ આવી પોતાને ધંધે વળગ્યા, અને ત્યાર બાદ સત્યાગ્રહની લડતમાં જોડાયેલા એક પારસી યુવક શ્રી. સોરાબજી અડાલજાને બાપુએ પોતે બૅરિસ્ટર થવા

ઇંગ્લંડ મોકલ્યા, એવી ધારણાથી કે બાપુની ગેરહાજરીમાં સોરાબજી કોમની સેવાનું કામ ઉપાડી લે, — કમભાગ્યે આ આશાપ્રદ યુવાનનું અકાળે અવસાન થયું, — ત્યારે તો હરિલાલભાઈથી રહેવાયું નહિ. આ વખતે તેમની ઉમર વીસ એકવીસ વર્ષની હતી. દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડતમાં તેમણે સારો ભાગ લીધો હતો, અને ત્રણ વાર જેલ પણ જઈ આવ્યા હતા. એમને લાગતું હતું કે, બીજા જે યુવાનોને બાપુ બૅરિસ્ટર થવા દે છે અથવા થવામાં મદદ કરે છે એવી યોગ્યતા શું મારામાં નથી? છેવટે તેમણે બંડ ઉઠાવી પિતાનો ત્યાગ કરી દેશમાં આવી અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો. અલબત્ત, બાપુ પોતાના વિચારોમાં મક્કમ હતા, પણ પુત્રને એ સમજાવીને પોતાની સાથે ન રાખી શક્યા તેનું દુઃખ, તેની બેચેની તેમને કાંઈ ઓછી ન હતી. આ પ્રસંગે બાની શી દશા થઈ હશે તેની કલ્પના કરવી પણ મુશ્કેલ છે. બાપુ આગળ તો એક મોટા સિદ્ધાન્તનો પ્રશ્ન હતો, અને પુત્રે કરેલા પોતાના ત્યાગનું દુઃખ ખમી લેવામાં સિદ્ધાન્તપાલનનું આશ્વાસન પણ તેમની પાસે તો હતું. પણ બા પાસે શું હતું? બા તો પુત્રને ચાલુ કેળવણી મળે એમ ઇચ્છતાં જ હતાં. છતાં બાપુના સિદ્ધાન્તને લીધે એવી કેળવણી પુત્રને આપવાની કશી વ્યવસ્થા તે કરી શકતાં ન હતાં. પતિ અને પુત્ર વચ્ચે તેમનું હૃદય કેટલું ચિરાઈ ગયું હશે? કેટલી આકુળ-વ્યાકુળતા બાએ ભોગવી હશે?

હરિલાલભાઈએ દેશમાં આવી અભ્યાસ શરૂ કર્યો. બાપુએ તેમના ખર્ચની બધી વ્યવસ્થા કરી આપી. પણ હરિલાલભાઈ અભ્યાસ પાર ઉતારી શક્યા નહિ. અભ્યાસ દરમિયાન કાકા તથા બીજાં સગાંવહાલાંની સલાહ-મદદથી પરણ્યા. અને બેએક વખત મૅટ્રિકમાં નાપાસ થઈ અભ્યાસ છોડી દીધો, અને ધંધે વળગ્યા. ધંધામાં સારી સફળતા મેળવી. બાપુ ફિનિક્સ આશ્રમના સાથીઓને લઈને દેશમાં આવ્યા ત્યાર પછી તેમણે બાપુને એક કાગળ લખ્યો. "મારા પિતાશ્રી, મિ. એમ. કે. ગાંધી, બાર-એટ-લૉને ખુલ્લો પત્ર".

એ નામથી એ પત્ર એક નાની પુસ્તિકાના રૂપમાં તેમણે છપાવ્યો. એ પત્ર ઘણું કરીને વર્તમાનપત્રોમાં નથી છપાયો. પણ મારા પિતા ૧૯૧૭માં આશ્રમમાં જોડાયા ત્યાર પછી હરિલાલભાઈ પાસેથી જ એમને એ વાંચવા મળેલો. એ પત્રનો સાર આપતાં તેઓ નીચે પ્રમાણે જણાવે છે:

"એ પત્રની લખાવટ તથા તેમાંની દલીલો વાંચીને હરિલાલભાઈની શક્તિઓ વિષે મને ઊંચો ખ્યાલ બંધાયેલો. બાને, પોતાના નાના ભાઈઓને તથા પોતાને, બાપુને હાથે થયેલા અન્યાયોનું વર્ણન કરીને હરિલાલભાઈએ પોતાનો રોષ એમાં ઠાલવ્યો છે, અને 'મને તો તમે ભલે ન ભણાવ્યો પણ હજી મારા ભાઈઓને ભણાવો' એવો બાપુને અનુરોધ કર્યો છે. વ્રતો પ્રત્યેના બાપુના શોખને લઈને આશ્રમમાં જે કોઈ વ્રતો લે — અલૂણું ખાય, એક ટાણાં કરે અથવા ફળાહાર કરે — તે બાપુનાં કેવાં લાડકાં બની જતાં, એવાંને બાપુ એકદમ ઋષિ, મુનિ, તપસ્વીનાં કેવાં ભારે વિશેષણો લગાડી દેતા અને એ તપસ્વીઓને બીજા સૌની ટીકા કરવાના કેવા પરવાના મળી જતા, તેનું એમણે રમૂજી વર્ણન કર્યું છે. આશ્રમજીવનના નવા આવેશમાં કડક વ્રતો અને નિયમો પાળનાર અને પછી થોડા જ વખતમાં એ બધાં વ્રતો અને નિયમોને તેમ જ આશ્રમને છોડીને જતા રહેનારાઓ બા વિશે ટીકા કરે કે, 'બા તો ચીની (ખાંડ) વધારે વાપરે છે.' અથવા 'બાને કૉફી પીવા જોઈએ છે', એ સાંભળીને પોતાને કેટલો ગુસ્સો ચડતો એનું પણ એમણે વર્ણન કર્યું છે. વળી મણિલાલભાઈ તથા રામદાસભાઈને અભ્યાસના વખતમાં બીજાનાં કામ સોંપવામાં આવે અને તે વિશે એમને કાંઈક અસંતોષ થાય તો બાપુ કહે કે: તમે........ની ચાકરી કરો છો એ તમારો ઉત્તમ અભ્યાસ છે. જે માણસ પોતાની ફરજ બજાવે છે તે સદાય અભ્યાસ કરે છે. તમે કહો છો કે અભ્યાસને રજા દેવી પડી છે. પણ એમ છે જ નહિ. તમે ચાકરી કરતાં અભ્યાસ જ કરો છો. અક્ષરજ્ઞાન તો પાછળથી પણ મેળવાય,

પણ ચાકરી કરવાનો અવસર પાછળથી આવે એમ ન કહી શકાય. આવું આવું કહી નકામા એમને ચડાવો છો અને એમનો આગળ અભ્યાસ વધારવા દેતા નથી. વળી પેલી કહેવત છે કે 'વર મરો, કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો.' એ પ્રમાણે 'ગમે તેમ થાઓ પણ બાપુને રાજી કરો' એ રીતે આશ્રમમાં સૌ વર્તે છે, વગેરે લખીને એમને આશ્રમમાં જે દંભ લાગેલો તે પણ ઉઘાડો પાડ્યો છે.

"આ આખો પત્ર મેં લગભગ ૨૫ વર્ષ ઉપર એક વાર વાંચેલો તેમાંથી યાદ રહી ગયેલી મુદ્દાની વાત તને લખી છે. બાકી પત્ર તો બહુ લાંબો છે. અભ્યાસકાળ દરમિયાન જ પોતે કેવી રીતે પરણી ગયા અને પછી અભ્યાસ ન કરી શક્યા તેનું વર્ણન પણ એ પત્રમાં છે."

બાપુએ પોતાનાં બાળકોને બરાબર કેળવણી ન આપી એવા આક્ષેપોનો બાપુનો બચાવ તથા એ બાબતમાં તેમની શી વિચારસરણી હતી તે બાપુએ આત્મકથામાં બરાબર આપ્યું છે, એટલે અહીં ફરી આપવાની જરૂર નથી. પણ બાની વિચારસરણી કાંઈ બાપુ જેવી નહોતી, એટલે બાને તો આ એક મોટા દુઃખની જ વાત હતી.

આ પત્ર લખ્યો ત્યારે હરિલાલભાઈ ઘણું કરીને કલકત્તામાં કોઈ વેપારમાં રોકાયેલા હતા. સને ૧૯૨૦માં તેમનાં પત્ની સૌ૦ ગુલાબબહેન ગુજરી ગયાં ત્યાં સુધી હરિલાલભાઈનું જીવન કંઈક ઠીક ચાલ્યું. ૧૯૧૯ના રૉલેટ સત્યાગ્રહમાં સૈનિક તરીકે એમણે નામ પણ નોંધાવ્યું હતું. પણ ગુલાબબહેનના ગયા પછી હરિલાલભાઈ કુછંદે ચડ્યા. તેમને સુધારવાનો બાપુએ તેમ જ બાએ ખૂબ પ્રયત્ન કર્યો, પણ કશું વળ્યું નહિ. તેઓ મુસલમાન થઈ ગયા, વળી પાછા આર્યસમાજી થયા, એ બધી વિગતો દુનિયા જાણે છે. હરિલાલભાઈના બે પુત્રો (એમાંથી એક ગુજરી ગયાં છે) અને બે પુત્રીઓને બાએ પોતાની પાસે રાખી ઉછેરીને મન વાળ્યું. છતાં તેઓ મુસલમાન થઈ ગયાનું બાએ સાંભળ્યું તે વખતના તેમના દુઃખ

અને દર્દનું વર્ણન કરવું અશક્ય છે. હરિલાલભાઈને લખેલા તેમના નીચેના પત્રમાં એ કાંઈક વ્યક્ત થાય છે:

"ચિ. હરિલાલ,

"મારા સાંભળવામાં આવ્યું છે કે, થોડાક વખત ઉપર મદ્રાસમાં મધ્યરાત્રીએ જાહેર માર્ગ ઉપર દારૂના કેફમાં તોફાની વર્તણૂક ચલાવવા માટે પોલીસે તને પકડ્યો હતો અને બીજે દિવસે મૅજિસ્ટ્રેટો સમક્ષ ઊભો કરવામાં આવતાં તેમણે તને એક રૂપિયાના દંડની સજા કરી હતી. તારા પ્રત્યે આટલી બધી દયા બતાવી એ પરથી જણાય છે કે તેઓ બહુ જ ભલા માણસો હોવા જોઈએ. તને આટલી નામની સજા કરવામાં મૅજિસ્ટ્રેટોએ પણ તારા પિતા પ્રત્યેનો એમનો સદ્‌ભાવ બતાવી આપ્યો. પરંતુ આ બનાવની વિગત સાંભળ્યા પછી મને તો ઘણું જ દુઃખ થયા કરે છે. હું જાણતી નથી કે એ રાતે તું એકલો હતો કે તારા કોઈ મિત્રોની સાથે હતો. પરંતુ તારું એ વર્તન તો ખરેખર જ ઘણું જ અઘટિત હતું.

"તને શું કહેવું એની મને સૂઝ પડતી નથી. કેટલાંય વર્ષો થયાં હું તો તને તારા પોતાના જીવન પર અંકુશ રાખવાની વિનવણી કરતી આવી છું. પણ તું તો દિવસે અને દિવસે વધારે ને વધારે બગડતો જાય છે. હવે તો મારે જીવવું પણ ભારે થઈ પડયું છે. તારાં માતપિતાને તું તેમના જીવનની સંધ્યાએ કેટલું દુઃખ આપી રહ્યો છે, તેનો તો જરા વિચાર કર.

"તારા બાપુજી કોઈની પણ આગળ આ બાબતમાં જરાય બોલતા નથી. પરંતુ તારા વર્તનથી થતા આઘાતો વડે તેમનું હૃદય ચૂરેચૂરા થઈ જાય છે. અમારી લાગણીને આમ વારંવાર દુભાવવામાં તું મોટું પાપ કરી રહ્યો છે. અમારે ત્યાં પુત્ર તરીકે જન્મીને તું દુસ્મનની માફક વર્તી રહ્યો છે.

"મારા સાંભળવામાં આવ્યું છે કે, હમણાં હમણાં તું તારા બાપુની બહુ ટીકા અને નિંદા કરવા મંડ્યો છે. તારા જેવા બુદ્ધિશાળી પુત્રને આ છાજતું નથી. તારા બાપુજીની નિંદા કરવામાં તું

પોતે જ ઉઘાડો પડે છે, એનું તને જરાય ભાન નથી. એમના હૃદયમાં તારે માટે પ્રેમ સિવાય બીજું કશું જ નથી. તું જાણે છે કે ચારિત્રની શુદ્ધતાને તેઓ બહુ જ અગત્ય આપે છે. પરંતુ આ સલાહને તેં જરા પણ ગણકારી નથી. અને છતાં પણ તેમણે તો તને પોતાની સાથે રાખવાની, તારી ખોરાકી અને કપડાંલત્તાં પૂરાં પાડવાની, અને તારી માવજત કરવાનીયે માંગણી કરી છે. પણ તું તો હમેશાં કૃતઘ્ની જ રહ્યો છે. આ દુનિયામાં તેમને માથે કેટલી જોખમદારીઓ રહેલી છે. આથી વધારે બીજું એ તારે માટે કરી શકે એમ નથી. તેઓ માત્ર પોતાની આ કમનસીબી માટે શોક જ કરી શકે. ભગવાને એમને બળવાન ઇચ્છાશક્તિ આપી છે. તેમના જીવનની ઉમેદ પૂર્ણ થવા માટે ઈશ્વર તેમને જોઈએ તેટલું દીર્ઘાયુષ આપો. પરંતુ હું તો નિર્બળ વૃદ્ધ સ્ત્રી છું. અને તું જે માનસિક વ્યથા ઉત્પન્ન કરે છે તે સહન કરવા અશક્ત છું.

"તારા બાપુજીને દરરોજ અનેક લોકો તરફથી તારા વર્તન વિશે ફરિયાદ કરતા પત્રો મળે છે. આ સઘળી બદનામીના કડવા ઘૂંટડા તેમને પી જવા પડે છે. પરંતુ મારે માટે તો તેં એકે સ્થાન જવા જેવું રાખ્યું નથી. શરમની મારી હું મિત્રો કે અજાણ્યાઓની વચ્ચે હરીફરી શકતી નથી. તારા બાપુજી તો તને હમેશાં ક્ષમા આપ્યાં જ કરે છે. પરંતુ પરમેશ્વર તારું વર્તન સાંખી લેશે નહિ.

"મદ્રાસમાં તો તું કોઈ આબરૂદાર અને પ્રતિષ્ઠિત વ્યક્તિને ત્યાં મહેમાન તરીકે ઊતર્યો હતો. પરંતુ તેનું ઘર છોડીને રસ્તા પર આવું ગેરવર્તન ચલાવીને તેમની મહેમાનગીરીનો દુરુપયોગ કર્યો છે. તેં તારા વર્તનથી તેમને કેટલી ભોંઠપ લગાડી હશે?

"દરરોજ સવારમાં જાગું છું ત્યારે હૃદયમાં એવી ફાળ પડે છે કે રખેને વર્તમાનપત્રમાં તારા કોઈ નવા ગેરવર્તન વિશે તાજા સમાચાર આવ્યા હોય? હું ઘણી વાર વિચાર કરું છું કે તું ક્યાં હોઈશ? ક્યાં સૂતો હોઈશ? શું ખાતો હોઈશ? કદાચ તું નિષિદ્ધ

પદાર્થો પણ ખાતો હોઇશ. આવા આવા કેટલાય વિચારોથી અનેક રાતો સુધી મને ઊંઘ પણ આવતી નથી. તને મળવાનું મને ઘણી વાર મન થઈ આવે છે. પરંતુ તું ક્યાં મળી શકે તેની જ મને તો ખબર નથી. તું મારો પહેલા ખોળાનો દીકરો છે અને તારી ઉંમરે ૫૦ વરસની થઈ છે. કદાચ મારું પણ માનભંગ કરે એ શંકાએ તારી પાસે આવતાંયે મને ડર લાગે છે.

"તારો બાપીકો ધર્મ તેં શા કારણથી બદલી નાખ્યો તે હું જાણતી નથી. એ તારી પોતાની અંગત બાબત છે. પણ હું સાંભળું છું કે તું નિર્દોષ અને અજ્ઞાન લોકોને તારે પગલે ચાલવાની સલાહ આપી રહ્યો છે. તારી પોતાની મર્યાદાનું તને ક્યારે ભાન થશે? ધર્મ વિષે તને જ્ઞાન કેટલું? તારા બાપુજીના નામને લીધે લોકો તારાથી આડે માર્ગે ભોળવાઈ જશે. ધર્મપ્રચાર કરવાને તું લાયક નથી. તું તો પૈસાનો દાસ બની ગયો છે. જે લોકો તને પૈસા આપે છે તે તને ગમે છે. પણ તું તો દારૂ પાછળ પૈસા વેડરી મારે છે. અને પછી વ્યાસપીઠ પરથી ભાષણો કરે છે. તું તને પોતાને અને તારા આત્માને હણી રહ્યો છે. તું આ પ્રમાણે જ કર્યા કરીશ તો વખત જતાં બધા જ તારાથી દૂર ભાગશે. તેથી શાન્તપણે વિચાર કરી તને હું તારી આ મૂર્ખતા છોડી દેવા વિનંતી કરું છું. તારો ધર્મ-પલટો મને ગમ્યો નહોતો પણ છતાંય તારું જીવન સુધારી દેવાના નિર્ણય વિશે તેં જે નિવેદન કર્યું હતું તેથી સંતોષ માન્યો હતો, અને હવેથી તું ઠરેલ જીવન ગાળીશ એ વિચારે અંદરખાનેથી હું રાજી પણ થઈ હતી. પરંતુ મારી આ આશા પણ ધૂળમાં મળી ગઈ છે. થોડા જ વખત ઉપર મુંબઈમાં તારા કેટલાક જૂના મિત્રો અને શુભેચ્છકોએ તને આગળના કરતાં પણ વધારે ખરાબ સ્થિતિમાં જોયો હતો. તું જાણે છે કે તારા વર્તનથી તારા પુત્રને કેટલું દુઃખ થાય છે. વળી તારા આ વિચિત્ર વર્તનથી ઊપજતા શોકનો ભારો ઉપાડવાનું તારાં દીકરી જમાઈઓને માટે વધારે ને વધારે કઠણ બનતું જાય છે."

હરિલાલભાઈના ધર્મપલટામાં અને ત્યાર પછીની એમની પ્રવૃત્તિમાં રસ લેનાર મુસલમાન ભાઈઓને સંબોધીને બા લખે છે કે :

"તમારું કામ હું સમજી જ શકતી નથી. જેઓ મારા પુત્રની હાલની પ્રવૃત્તિઓમાં સક્રિય ભાગ લઈ રહ્યા છે તેમને સંબોધીને જ. હું આ કહું છું. હું જાણું છું અને મને વિચાર કરતાં આનંદ થાય છે કે, વિચારશીલ મુસ્લિમ જનતાના ઘણા મોટા ભાગે અને અમારા જીવનભરના મુસ્લિમ મિત્રોએ આ આખી ઘટનાને વખોડી છે. આજે તે મહાપુરુષ ડૉક્ટર અનસારીની ઘણી મોટી ખોટ જણાય છે. તેમણે મારા દીકરાને તેમ જ તમને પણ ઘણી ઉમદા સલાહ આપી હોત. પરંતુ એવા બીજા ઘણાયે પ્રતિષ્ઠિત અને ઉમદા ગૃહસ્થો પડ્યા છે અને હું આશા રાખું છું કે તેઓ તમને યોગ્ય સલાહ આપશે જ. આ કહેવાતા ધર્મપલટાથી મારો દીકરો સુધરવાને બદલે ઊલટો વધારે કુટેવોમાં પડ્યો છે. તમારે એનાં દુષ્કૃત્યો માટે એને ઠપકો આપવો ઘટે છે, અને સારે માર્ગે વાળવો ઘટે છે. કેટલાક લોકો તો મારા પુત્રને મૌલવીનું ઉપનામ આપવાની હદ સુધી ગયા છે! શું આ વાજબી છે? શું તમારો ધર્મ દારૂડિયાને મૌલવી કહેવાની છૂટ આપે છે? મદ્રાસમાં એના તોફાની વર્તન પછી પણ કેટલાક મુસલમાનો સ્ટેશન પર એને વિદાયગીરીનું માન આપવાને ભેગા મળ્યા હતા!

"આ પ્રમાણે એને આટલી બધી મહત્તા આપવામાં તમને શો આનંદ થાય છે તે હું સમજી શકતી નથી. જો તમે એને તમારા સાચા ભાઈ તરીકે જ માનતા હો તો તમે આ પ્રમાણે વર્તતા ન હોત. કારણ કે તમારો વર્તાવ એને માટે જરાયે હિતકારક નથી. તમારો ઇરાદો જો દુનિયા આગળ અમારી હાંસી કરાવવાનો જ હોય તો મારે તમને કાંઈ પણ કહેવાપણું નથી. તમે તમારું બનતું કરી શકો છો. પણ એક ઘાયલ માતાનો નિર્બળ અવાજ તમારી ઉપર લાગવગ ધરાવતા કોઈ માણસના અંતઃકરણને જાગ્રત કરશે, અને તેઓ કદાચ તમને સમજાવી શકશે. પરંતુ મારા દીકરાને જે

હું કહી રહી છું તે ફરીથી તમને કહેવાની મારી ફરજ સમજું છું કે તમે જે કરી રહ્યા છો તે ખુદાની નજરમાં વાજબી ઠરતું નથી. ”

બાને પોતાના દીકરા માટે લાગણી હોય એ સ્વાભાવિક છે. હરિલાલભાઈ પણ બા બાપુને છોડીને ચાલ્યા ગયા પણ એમના દિલમાંય બા માટે તો બહુ જ માન અને પ્રેમ હતાં. એમને એમ થયા કરતું કે, રાજરાણી થવા સર્જાયેલાં બાને બાપુ નાહક આટલું કષ્ટ સહન કરાવે છે. બાને મળવા માટે તેઓ ક્યારેક આશ્રમમાં આવતા પણ ખરા. એમની સ્થિતિ તદ્દન બગડી ગઈ, પછી કદાચ એમને આશ્રમમાં આવતાં સંકોચ થતો હશે. પણ એથી બા માટેનો પ્રેમ કાંઈ થોડો ઓછો થાય? તદ્દન બેહાલ હાલતમાં એક વાર તેઓ બાને મળ્યા ત્યારનો એક બહુ કરુણ પ્રસંગ છે, તેમાંથી એમનો બા પ્રત્યેનો ભાવ સ્પષ્ટ દેખાઈ આવે છે.

એક વાર બા બાપુ ટ્રેનમાં મુસાફરી કરતાં હતાં. જબલપુર મેલ કટણી સ્ટેશને પહોંચ્યો ત્યારે બધાં સ્ટેશનો કરતાં જુદો જયધ્વનિ સંભળાયો, “માતા કસ્તૂરબા કી જય”. બાને આનાથી સહેજ આશ્ચર્ય થયું. એમણે બારીમાંથી મોં બહાર કાઢ્યું તો સામે હરિલાલભાઈ ઊભા હતા.

એક વખતનું તંદુરસ્ત શરીર આજે સાવ લથડી ગયું હતું. આગલા બધા દાંત પડી ગયા હતા. કપડાં સાવ ફાટેલાં. બારી પાસે આવીને તરત જ એમણે ખિસ્સામાંથી એક મોસંબી કાઢી: “બા, આ તમારે સારુ લાવ્યો છું. ”

બા આનો જવાબ આપે તે પહેલાં તો બાપુજી બારી પાસે આવી પહોંચ્યા. એમણે પૂછ્યું: “ મારે માટે કાંઈ નથી લાવ્યો ?”

હરિલાલભાઈએ કહ્યું: ‘ના, આ તો બા માટે જ લાવ્યો છું. તમને તો એટલું જ કહેવાનો છું કે, આ બાને પ્રતાપે જ તમે આટલા મોટા થયા છો. ”

“એમાં તો કાંઈ શક જ નથી. પણ તારે હવે અમારી સાથે આવવું છે ?”

"ના, હું તો બાને મળવા આવ્યો છું."

બાપુ પાછા પોતાની જગ્યાએ જઈ બેસી ગયા. માબેટાનો સંવાદ આગળ ચાલ્યો.

"લો બા આ મોસંબી."

"ક્યાંથી લાવ્યો ?"

"ગમે ત્યાંથી લાવ્યો હોઉં. તમારે માટે હું પ્રેમથી લાવ્યો છું. ભીખ માગીને લાવ્યો છું."

બાએ મોસંબી પોતાના હાથમાં લીધી. પણ હરિલાલભાઈને એથી પૂરો સંતોષ થયો નહિ. એમણે કહ્યું :

"બા, આ મોસંબી તમારે જ ખાવાની છે. તમે ન ખાવાનાં હો તો મને પાછી આપી દો."

"લાવ, લાવ, એ મોસંબી હું જ ખાઈશ." થોડી વાર એમને નીરખીને પછી બાએ કહ્યું : "જો તારા હાલહવાલ ! તું કોનો દીકરો છે એનો તો વિચાર કર ! ચાલને અમારી સાથે."

પણ આ છેલ્લી વાતને બંધ કરતાં તો એમને આવડતું જ હતું. "એની તો વાત જ ન કરશો. મારાથી આ સ્થિતિમાંથી નહિ ઊગરાય."

બાની આંખો ભરાઈ આવી. ગાર્ડની સીટી વાગી. ટ્રેન ઊપડી. છેલ્લે છેલ્લે હરિલાલભાઈએ પાછું કહ્યું : "બા, તમે જ મોસંબી ખાજો હાં !"

ટ્રેન જરાક આગળ વધી ત્યારે બાને યાદ આવ્યું કે એમણે તો એને કાંઈ નહોતું આપ્યું. "અરે બચાડાને કાંઈ ફળ પણ ન આપ્યાં ! ભૂખે મરતો હશે. હજી જોઉં અપાય છે ?"

કરંડિયામાંથી ફળ કાઢી બહાર જોયું તો ટ્રેન પ્લૅટફૉર્મ વટાવી ગઈ હતી.

દૂરથી એક ક્ષીણ અવાજ સંભળાયો :

"માતા કસ્તૂરબાકી જય !"

## ૧૯

# જાહેરમાં

દક્ષિણ આફ્રિકામાં જેલમાં જવા ઉપરાંત ત્યાંની સાર્વજનિક પ્રવૃત્તિઓમાં બા પડ્યાં હોય એમ લાગતું નથી. પણ હિન્દુસ્તાનમાં આવ્યા પછી તો બાપુજીએ જેટલી પ્રવૃત્તિઓ ઉપાડી તેમાં બાએ એક કસાયેલા સૈનિકને છાજે એવો ફાળો આપ્યો છે. બાને જાહેર-સભાઓ અને સરઘસો અને એવા દેખાવોનો તો બિલકુલ જ શોખ ન હતો. પણ જ્યાં રચનાત્મક કામ કરવાનું હોય, પોતાની હાજરી અને સહાનુભૂતિથી લોકોને હૂંફ અને હિંમત આપવાની હોય, ત્યાં તેવાં કામ કરવા બા તત્પર રહ્યાં છે. બાપુએ હિંદુસ્તાનમાં આવી પહેલી સત્યાગ્રહની લડત ઉપાડી તે ચંપારણમાં. તેમાં સવિનય ભંગ કરવાની સાથે જ વિજય મળ્યો એમ કહી શકાય. પણ બાપુજીને લાગ્યું કે, ચંપારણમાં બરાબર કામ કરવું હોય તો ગામડાંમાં કેટલાક સેવકોએ લોકોની વચ્ચે બેસી જવું જોઈએ અને તેમનાં સુખ-દુઃખમાં ભાગ લઈ લોકોને કેળવવા જોઈએ. બિહાર જેવા ગરીબ પ્રાન્તમાં પગારદાર સેવકો તો પોસાય જ નહિ. અને ગમે તેવા સેવકોથી એ કામ થાય નહિ. ગામલોકો પાસે પૈસા તો નહોતા, પણ જે ગામમાં લોકો રહેવાનું મકાન અને કાચું અનાજ પૂરું પાડે ત્યાં સેવકોને ગોઠવવાનું બાપુજીએ નક્કી કર્યું. આ કામને સારુ બાપુએ સ્વયંસેવકોની જાહેરમાં માગણી કરી. મહારાષ્ટ્રમાંથી અને ગુજરાતમાંથી સંસ્કારી અને કુશળ સેવકો મળી ગયા. અને બાપુએ આશ્રમમાંથી પણ થોડાં ભાઈબહેનોને ત્યાં બોલાવી લીધાં. ગુજરાત-માંથી ગયેલી બહેનોને જે જ્ઞાન હતું તે ગુજરાતીનું જ થોડું કે ઘણું હતું. તે બાળકોને હિન્દી કઈ રીતે શીખવે? બાપુએ બહેનોને સમજાવ્યું કે, એમણે વ્યાકરણ નહીં પણ સભ્ય જીવન શીખવવાનું છે; વાંચવા લખવા કરતાં તેમને સ્વચ્છતાના નિયમો શીખવવાના છે.

આવેલાં ભાઈબહેનોની બબ્બે કે ત્રણ ત્રણ જણની ટુકડીઓ પાડી દીધી, અને તેમને ગામડાંમાં મૂક્યાં. ભીતિહરવા નામના ગામમાં એક નાના મંદિરના બાવાજીની મદદથી મંદિરખાતાની થોડી ધર્માદા જમીનમાં ઝૂંપડું ઊભું કરી એક શાળા શરૂ કરવામાં આવી હતી. ત્યાં બા અને બીજા બે ભાઈઓ રહેવા લાગ્યાં.

આ શાળામાં સગવડ ઓછામાં ઓછી હતી. એ પ્રદેશની હવા પણ સારી નથી અને હિમાલયની તળેટીની વધારે પાસે હોવાથી ત્યાં શિયાળામાં ઠંડી બહુ પડતી હતી. રહેવાની ઝૂંપડી ઉપર રૂનો પોલ વેરાઈને પડ્યો હોય એવું ઝાકળ સવારમાં બાઝી ગયેલું જોવામાં આવે. આ શારીરિક અગવડો ઉપરાંત ત્યાંની પાસેની કોઠીવાળો સાહેબ બધા નીલવરોમાં ખરાબ ગણાતો. એટલે જ બાપુજીએ બાને ત્યાં રાખ્યાં હતાં. બા ગામમાં ફરવાનું તથા દવા આપવાનું કામ કરતાં તે આ નીલવરથી સહ્યું ન ગયું. "મિ. ગાંધી ઉઘાડે પગે ફરી, કપડાંમાં સાદાઈ રાખી લોકોમાં અંધશ્રદ્ધા પેદા કરી, તેનો લાભ ઉઠાવવા માગે છે એટલું જ નહિ, પણ એ બીજી રાજકીય ચળવળો ચલાવવા બહાર જાય છે ત્યારે મિસિસ ગાંધી અહીં લોકોમાં ઉશ્કેરણી કરવાનું પોતાના પતિનું કામ જારી રાખે છે." વગેરે ન છાજે એવી ટીકાઓ એ નીલવરે વર્તમાનપત્રોમાં કરી.

રાજકીય બાબતોથી કેવળ અલિપ્ત, કેવળ જનદયાથી પ્રેરાઈને જ રોગીઓને દવા આપવાનું કામ કરનારાં, ગામડાની ભાષા તો બોલી પણ ન જાણે અને હિન્દુસ્તાની પણ ભાંગ્યું તૂટ્યું બોલે એવાં, તથા વર્તમાનપત્રોમાં અંગ્રેજીમાં કરવામાં આવેલા આક્ષેપો વિષે કોઈના ગુજરાતીમાં સમજાવ્યા વિના જાણી પણ ન શકે એટલા થોડા અક્ષરજ્ઞાનવાળાં બા, એ આ તુમાખી નીલવરને લોકોમાં ઉશ્કેરણી કરનારાં લાગ્યાં!

એક વખત બા અને એમના સાથી ગામડામાં ફરવા ગયેલાં. ત્યાંથી આવીને જુએ તો પોતાને રહેવાનું તથા જેમાં શાળા ચલાવતાં હતાં તે બન્ને ઝૂંપડાં બળી ગયેલાં. રાખ સિવાય તેનું કાંઈ નામનિશાન

પણ નહોતું રહ્યું. કામમાં અડચણ નાખવાના હેતુથી કોઈ દૂષીએ આગ લગાડી હશે એમાં સંશય નહોતો. બા અને એમના સાથી શ્રી. સોમણનો તો આગ્રહ હતો કે શાળા એક દિવસ પણ બંધ ન રહે. આખી રાત જાગી ફરી વાંસ અને ઘાસનું ઝૂંપડું ઊભું કરી દીધું. પાછળથી ત્યાં પાકું મકાન કરવામાં આવ્યું, જે હજી કાયમ છે.

ભીતિહરવાની પાસે જ એક નાનું ગામડું છે. બાપુજી ફરતા ફરતા એ ગામમાં ગયા. ત્યાં કેટલીક બહેનોનાં કપડાં બહુ મેલાં જોવામાં આવ્યાં. બાપુજીએ આ બહેનોને કપડાં ધોવાનું સમજાવવા બાને સૂચવ્યું. બાએ બહેનોને વાત કરી. એમાંથી એક બહેન બાને પોતાની ઝૂંપડીમાં લઈ ગઈ અને બોલી: "તમે જુઓ, અહીં કંઈ પેટી કબાટ નથી કે જેમાં કપડાં હોય. મારી પાસે આ મેં પહેરી છે તે જ સાડી છે. તેને હું કઈ રીતે ધોઉં? મહાત્માજીને કહો કે, તે કપડાં અપાવે એટલે હું રોજ નાહવા ને રોજ કપડાં બદલવા તૈયાર થઈશ."

બાએ બાપુને બધી વાત કરી. હિન્દમૈયાની આ અવસ્થાથી બાપુનું હૃદય કકળી ઊઠ્યું.

* * *

## ખેડા સત્યાગ્રહ

ચંપારણ્યનું કામ તો ચાલુ જ હતું એટલામાં ખેડા જિલ્લામાં સત્યાગ્રહ શરૂ થયો ત્યારે બા પણ બાપુની સાથે ખેડા જિલ્લાનાં ગામોમાં ફરતાં હતાં. ક્યારેક બાપુની સાથે રહેતાં અને ક્યારેક એકલાં પણ ફરતાં.

ખેડા જિલ્લાના તોરણા ગામમાં મામલતદારે એકદમ હલ્લો કરી તેવીસ ઘેર જપ્તીઓ કરી, તેમાં એમણે સ્ત્રીઓના દાગીના, દેગડા, ઘડા, દૂઝણી ભેંસો વગેરે ચીજો જપ્તીમાં લીધી. આ ખબર બાને પડ્યા, અને તરત જ તેઓ તોરણાવાસીઓને તેમના દુઃખમાં આશ્વાસન આપવા દોડી ગયાં. એમના આગમનથી લોકોના આનંદનો પાર ન રહ્યો, અને સ્ત્રીઓએ તો ખરેખર ફૂલોનો વરસાદ વરસાવ્યો.

ત્યાંની સ્ત્રીઓની સભામાં બાએ લડતનો મર્મ અને ધર્મ સમજાવતું નાનું છતાં અસરકારક ભાષણ કર્યું:

"આપણા પુરુષોએ સત્યની ખાતર સરકાર સાથે જે લડત ઉપાડી છે તેમાં આપણે તેમને ઉત્સાહ આપવો જોઈએ. સરકાર જે દુઃખ દે છે તે સહન કરવું. આપણો માલ ઉઠાવી જવા આવે તો ઉઠાવી જવા દેવો. આપણી જમીન ખૂંચવી લે તો જમીન જવા દેવી. પણ સરકારને એકે પૈસો આપી જુઠ્ઠાં બનવું નહીં. કારણ, રૈયત સરકારને કહે છે કે પાક નથી થયો, ત્યારે સરકારે તે માનવું જોઈએ. છતાં તે નથી માનતી અને દુઃખ દે છે, તો આપણે દુઃખ ખમવું, પણ આપણી પ્રતિજ્ઞા પરથી ન ખસવું. સરકારી નોકરોથી ડરવું નહીં, પણ ધીરજ રાખવી, અને આપણા ભાઈઓ, પતિઓ અને છોકરાઓને હિંમત આપવી."

બાનાં આ સાદાં પણ ઉત્સાહ અને પ્રેરણા-દાયી વચનોથી લોકોમાં ઉત્સાહ આવ્યો અને કેટલીય બહાદુર સ્ત્રીઓએ તેમને વચન આપ્યાં કે:

"જ્યારે તમે અમારે માટે આટલાં આટલાં દુઃખો વેઠો છો તો પછી અમે શા માટે ડરી જઈએ? અમે હિંમત રાખીશું અને સરકારને પૈસા આપવા દઈશું નહીં."

* * *

## સ્વરાજ્યની પહેલી લડતમાં

૧૯૨૨માં બાપુજીને પકડવામાં આવ્યા અને ૬ વર્ષની સજા કરવામાં આવી. એ સજા સાંભળીને આખો દેશ કકળી ઊઠ્યો. તે વખતનો બાનો સંદેશો એક વીરાંગનાને શોભે એવો છે:

"મારા પતિને આજે છ વર્ષની સજા થઈ છે. આ ભારે સજાથી હું કંઈક અસ્થિર – બેચેન – બની છું એનો મારે સ્વીકાર કરવો જોઈએ. પણ આપણે ધારીએ તો સજાની મુદત પૂરી થાય એ પહેલાં જ આપણે તેમને જેલમાંથી છોડાવી શકીએ.

"સફળતા મેળવવી એ આપણા હાથની વાત છે. જો આપણે નિષ્ફળ નીવડશું તો એમાં આપણો જ દોષ હશે. અને તેથી જ હું

મારા દુઃખમાં દિલસોજી ધરાવનાર અને મારા પતિ પ્રત્યે પ્રેમ ધરાવનાર સર્વ સ્ત્રી પુરુષોને રાત દિવસ રચ્યાપચ્યા રહીને રચનાત્મક કાર્યક્રમને સફળ બનાવવાની વિનંતિ કરું છું. રચનાત્મક કાર્યક્રમમાં ચરખો ચલાવવો અને ખાદી ઉત્પન્ન કરવી એ મુખ્ય છે. ગાંધીજીને થયેલી સજાનો જવાબ આપણે આ રીતે આપીએ :

(૧) બધાંય સ્ત્રીપુરુષો પરદેશી કાપડ પહેરવું છોડી દે અને ખાદી પહેરે તથા બીજાને પહેરવા સમજાવે.

(૨) બધાં સ્ત્રી પુરુષો કાંતવાને પોતાની ધાર્મિક ફરજ સમજે અને બીજાને પણ તેમ કરવા સમજાવે.

(૩) બધાય વેપારીઓ પરદેશી કાપડનો વેપાર કરવો બંધ કરે.”

બાના સાચા દિલના સંદેશાની લોકો ઉપર ખૂબ સારી અસર થઈ. ઠેર ઠેર પરદેશી કાપડની હોળીઓ થવા લાગી. રેંટિયા ગુંજવા લાગ્યા અને કેટલાક લોકોએ શુદ્ધ ખાદી પહેરવી શરૂ કરી.

બાપુને સાબરમતીથી યરવડા લઈ ગયા. બાને દુઃખ તો ખૂબ થયું, પણ તે સ્વસ્થતા જાળવી રહ્યાં. આવે વખતે બાનું ખરું પોત પ્રકાશી ઊઠતું. સદાનાં ઓછાબોલાં અને રસોડું સાચવનારાં બા જુવાનોને શરમાવે તેવાં જાહેર કામો માટે નીકળી પડચાં. “મને હવે આશ્રમમાં ચેન પડતું નથી. હવે તો મારે બાપુનું કામ થાય એટલું કરવું જોઈએ. બાપુ કાર્યકર્તાઓને ગામડામાં અને રાનીપરજમાં બેસવાનું કહી ગયા છે. માટે મને પણ ગામડામાં લઈ જાઓ,” એમ બા કહેતાં. સ્વ૦ દયાળજીભાઈનાં બા સાથે વિદ્યાપીઠના ફાળા માટે સુરત જિલ્લામાં તેમ જ નંદરબાર સુધી બા ફર્યાં. અને બારડોલીમાં રેંટિયાપ્રવૃત્તિને વેગ આપવા ગામડે ગામડે ગાડામાં પણ ફર્યાં. સ્વરાજ્ય પક્ષ ઊભો થયો અને બાપુના રચનાત્મક કામ માટે ભલભલાની શ્રદ્ધા ડગી ગઈ હતી ત્યારે બા અનન્ય નિષ્ઠાથી અને અડગતાથી બાપુના કાર્યક્રમમાં વિશ્વાસ રાખતાં અને થોડાં વાક્યોમાં પ્રેરણા આપતાં :

“જુસ્સાનો જુવાળ ચડતો હોય ત્યારે તો સહુ કોઈ સાથ આપે. પણ જુસ્સો ઊતરી ગયા પછી ટકી રહે તે ખરા. દક્ષિણ

આફ્રિકામાં પણ આવી જ નિરાશા આવેલી પણ બહેનો અને ખાણિયા મજૂરો નીકળી પડ્યાં અને જીત થઈ. તેમ મારી તો ખાતરી છે, આખરે સત્યનો જય થવાનો છે.”

બાના આ શબ્દો છટાદાર વક્તાના ભાષણ કરતાં ઊંડી અસર કરતા. એ જ અરસામાં બાએ સોનગઢ તાલુકાના જંગલમાં ડોસવાડામાં રાનીપરજની બીજી પરિષદનું પ્રમુખસ્થાન લઈને હજારો રાનીપરજને દારૂ છોડાવી રેંટિયો કાંતતાં અને ભજન કરતાં કર્યાં.

* * *

**દાંડીકૂચ અને ધરાસણા—'૩૦ની લડતમાં**

આ લડતમાં આપેલા બાના ફાળાનું વર્ણન શ્રી. મીઠુબહેનના શબ્દોમાં જ આપ્યું છે :

૧૯૩૦માં દાંડીકૂચ વખતે બહેનોએ બાપુને પૂછ્યું કે, અત્યારે અમારે શું કરવાનું ? બાપુએ કહ્યું :

'તમારે માટે મેં સુન્દર કામ શોધી રાખ્યું છે. બહેનોએ જેલમાં જવાનું નથી, પરન્તુ વિદેશી કાપડનો બહિષ્કાર અને મદ્યપાનનિષેધનું કામ કરવાનું છે. અને જરૂર પડે તો તે માટે ચોકી—પિકેટિંગ — પણ કરવાની છે.'

છઠ્ઠી એપ્રિલે દાંડીના મીઠા સત્યાગ્રહ પછી બાપુએ જે સભા કરેલી તેમાં આ વસ્તુ ઉપર ખાસ ભાર મૂકેલો. નવસારી પાસે વીજલપુરમાં બહેનોની ખાસ પરિષદ બોલાવી. પરિષદમાં ચારથી પાંચ હજાર બહેનો હાજર હતી. અમદાવાદ અને મુંબઈથી પણ આગેવાન બહેનો આવ્યાં હતાં. તે પરિષદમાં બાપુની સલાહથી 'સ્ત્રી સ્વરાજ્ય સંઘ'ની સ્થાપના કરવામાં આવી અને વિદેશી કાપડનો બહિષ્કાર તેમ જ મદ્યપાનનિષેધની છાવણીઓ સુરત શહેર અને જિલ્લામાં નાખવાની રૂપરેખા દોરવામાં આવી. બહેનોને મદદ કરવા માટે ગુજરાતના જાણીતા આગેવાન ડૉક્ટર સુમન્ત મહેતાની પસંદગી કરી બાપુએ તેમને કહ્યું કે : 'તમારે બહેનોને દોરવણી આપવી નહીં, દોરવણી તો બા અને મીઠુબહેન જ આપશે. તમારે તો માત્ર મુનીમ તરીકે જ મદદ કરવી.'

મીઠુબહેનને આથી સંકોચ થયો અને એમણે બાપુને વાત કરી કે, તમે અમારી શક્તિની વધારેપડતી આંકણી કરો છો. પણ બાપુ પોતાની વાતને વળગી રહ્યા, કારણ, બાની તત્ત્વનિષ્ઠા અને કાર્યશક્તિથી તેઓ પરિચિત હતા. બાના વ્યક્તિત્વથી આકર્ષાઈને છાવણીમાં સેંકડો બહેનોની ભરતી થઈ. સુરત શહેરમાં, પછાત ગણાતી કોમોમાંથી પણ સેંકડો બહેનો જિન્દગીમાં પહેલી જ વાર જાહેર કામ માટે નીકળી પડી. તે સહુને હિમ્મત અને પ્રેરણા બા પાસેથી જ મળેલાં. 'બા ક્યાં અંગ્રેજી ભણેલાં છે? તેઓ આ કામ કરી શકે તો અમે તેમનો સાથ કેમ ન કરીએ?' બાના જીવનમાંથી તેમનામાં આત્મશ્રદ્ધા ઉત્પન્ન થઈ. પરિણામે અઠંગ છાકટા ગણાતા સુરત જિલ્લામાં દારૂતાડીનાં પીઠાં ઉપર ચલિયું પણ ફરકતું નહીં. સરકારને નીતિનિયમ બાજુએ મૂકીને દારૂતાડીની ફેરી કરવા દેવી પડી. ગામડામાં પણ અત્યાર સુધી સભ્યતા જાળવી રહેલી સરકારે બહેનોને છાવણી માટે કોઈ મકાન ન આપે એવી તજવીજ કરી. પરન્તુ બહેનો ડગી નહીં. માંડવા બાંધી એમાં છાવણી શરૂ કરી. માંડવા બળવા માંડ્યા અને વાસણકૂસણ જપ્ત થવા મંડ્યાં એટલે બાએ કહ્યું, 'આપણે સાદડીનાં ઝૂંપડાં અને માટીનાં વાણસો જ રાખો. પછી શું લઈ જવાના છે?'

બા છાવણીમાં હતાં ત્યાં બાપુ પકડાયાના સમાચાર એમને મળ્યા. એ ખબર સાંભળી એમણે સ્વદેશભક્તિથી ભરેલો સંદેશો પ્રજાને આપ્યો :—

"આજે સવારે ચાર વાગ્યે હું પ્રાર્થના કરતી હતી ત્યારે જ મને બાપુનું ચિંતવન થયું. રાત્રે અમારી છાવણી પાસે થઈને મોટરોની દોડાદોડી બહુ સંભળાતી હતી. એટલે મનમાં શંકા તો પેઠી જ હતી. પ્રાર્થના પછી તરત નવસારી છાવણીમાંથી ખબર આવી કે ગાંધીજીને મધરાતે લઈ ગયા.

"સવારે કરાડી છાવણીએ હું જઈ આવી. આશ્રમવાસીઓને મળી. તેમની પાસેથી સાંભળ્યું કે, બે મોટરો ભરીને હથિયારબંધ

સિપાઈઓ સાથે અમલદાર આવ્યા હતા. ગાંધીજીને ફરતો સિપાઈનો ઘેરો મૂકી દીધો અને થોડી વાર તો કોઈ આશ્રમવાસીઓને પણ એમની પાસે જવા ન દીધા. કરાડી ગામના લોકોને જાણ થતાં તેઓ દોડી આવ્યા. પણ કહે છે કે, સિપાઈઓએ એમને છાવણીમાં દાખલ ન થવા દીધા. આ બધી વાતો સાંભળી મને બહુ ખેદ થયો. સરકારના ગાંડપણ ઉપર મને હસવું આવ્યું. ગાંધીજીને પકડવા માટે તે મધરાતે ધાડ પાડવાની હોય? એમને પકડવા એમાં આટલાં લાવલશ્કર શાં?

"હવે ગાંધીજી તો ગયા. એમને આટલા મોડા લીધા એ જ સરકારની મહેરબાની. આ પાંચ અઠવાડિયાંમાં એમણે આપણને જેટલું કહેવું હતું એટલું કહી દીધું છે. આપણો રસ્તો બરાબર આંકી દીધો છે. ભાઈઓને અને બહેનોને પોતપોતાનું કામ બતાવી દીધું છે. ગાંધીજીએ સોંપેલું કામ પાર ઉતારવું એ જ હવે આપણો ધર્મ થઈ પડ્યો છે.

"આ બનાવથી દેશમાં કોઈ જગ્યાએ અશાંતિ ન થાઓ એવી હું ઈશ્વર પાસે પ્રાર્થના કરું છું. લોકોને પણ પ્રાર્થના કરું છું કે, તમારી લાગણી અને તમારી ભક્તિમાં કોઈ ગાંડા ન થશો, પણ વધારે મરણિયા થઈ લડત ચલાવજો.

"સરકારી નોકરી કરનારા ભાઈઓ, તમે પણ હવે ક્યાં સુધી નોકરીને બાઝી રહેશો? સિપાઈઓ પોતાના દેશી ભાઈઓ ઉપર લાઠીઓ ચલાવે અને ગોળીઓ છોડે છે. એ તેમનો જીવ કેમ ચાલે છે? ભાઈઓ, હિમ્મત કરો. ભગવાન તમને કોઈને ભૂખ્યા નહીં રાખે. નિર્દોષ અને દેશભક્તિથી ઊભરાતા છોકરાઓને મારવા અને પછી ઘેર જઈ આંખમાં પાણી લાવી નિસાસા મૂકવા એથી શું વળે? પરમેશ્વરનું નામ લઈને હિમ્મત કરો અને નોકરી છોડી દો.

"આથી બીજો સંદેશો આજે મારે શો આપવાનો હોય? પરમાત્મા આપણને સૌને શક્તિ આપો."

બાપુજી પકડાયા પછી ગુજરાતના દેશસેવકો ધરાસણા ઊપડ્યા. સરકારે એમની ઉપર ખૂબ ક્રૂરતા કરી. લાઠી મારી. પાડી નાખી

ઉપર ઘોડા ચલાવ્યા. મોઢામાં ડૂચા મારી ખારા પાણીમાં ડુબાડ્યા. કાંટાની અને તારની વાડમાં ફેંકી દીધા. જેટલો થઈ શકે એટલો કેર નિઃશસ્ત્ર સૈનિકો ઉપર વર્તાવ્યો. બાને આની ખબર પડી. તેઓ ત્યાં ગયાં. ત્યાંના દૃશ્યે તેમનું હૃદય કકળી ઊઠ્યું. એમણે છાપાના પ્રતિનિધિને મુલાકાત આપતાં જે કરુણ વર્ણન કર્યું છે તે ઉપરથી આપણને એમના દુઃખનો થોડો ખ્યાલ આવશે. :

"ઘાયલ થયેલા સૈનિકોને જોવા અને આશ્વાસન આપવા હું વલસાડની ઇસ્પિતાલમાં ગઈ. બિછાના પર પડેલા એ ભાઈઓના મલમપટ્ટા અને પાટાઓનો કરુણ ચિતાર જોઈ મારું હૃદય ઘવાયું—રોયું. પોલીસે એમના ઉપર જે જુલમ વર્તાવ્યો તે સાંભળીને કમકમાટી છૂટી. મારે એટલું કહેવું જોઈએ કે, મને દુઃખ તો થયું છતાં પણ આવી ભારે વેદના સહન કરવા છતાંય એ યુવાનોએ જે દેશભક્તિ, વીરતા અને ઉત્સાહ દાખવ્યાં હતાં તે જોઈ મારું દિલ હર્ષથી ઊભરાયું. સત્યને માટે આવા બલિદાનનું દૃષ્ટાંત તો ઇતિહાસમાં એકલા હરિશ્ચન્દ્રનું જ મળે છે.

"ચારે બાજુએથી આવા જુલમોની કહાણીઓ આવ્યે જાય છે. તેમાં સર્વ કોઈ એકમેકને સહાય અને સાથ દે તો જ આપણા કાર્યની સફળતા થાય. આટલા બધા ડૉક્ટરો અને બહેનો માંદાઓની સેવા કરે છે એથી મને બહુ જ આનંદ થયો.

"મને આશા છે કે મારા જે દેશભાંડુઓ ધરાસણાની કરુણ કહાણી સાંભળશે તે વાઇસરોયના નવા કાળા કાયદાઓનો સામનો કરવા બમણા ઉત્સાહથી કર ન ભરવાની હિલચાલ ઉપાડશે. તેમ જ દારૂનિષેધ અને પરદેશી કાપડના બહિષ્કારની પ્રવૃત્તિ ચાલુ રાખશે."

એ લડત દરમિયાન વીજલપુરમાં મળેલી જલાલપુર તાલુકા પરિષદનું પ્રમુખપદ બાએ સ્વીકાર્યું હતું. તેમાં ભાષણ કરતાં બાએ જણાવ્યું હતું કે :

"આપણા દેશના ઇતિહાસના એક કટોકટીના પ્રસંગે આજે આપણે અહીં મળ્યાં છીએ. અત્યારે આપણી પાસે લાંબાં ભાષણો

કરવાનો વખત નથી. એટલે આજની પરિષદનું પ્રમુખસ્થાન આપવા માટે હું ટૂંકમાં જ તમારો આભાર માની લઉં છું. આ વખતે મારે તો તમને એક જ વાત કહેવાની છે કે, અંદર અંદરના ઝઘડા ભૂલી જાઓ. બધા આ પ્રસંગે એક થાઓ. એકને ઘેર જપ્તી થાય તો બધાને ઘેર થઈ એમ સમજો. કોઈ જપ્ત થયેલો માલ ન રાખો.

"આ લડતમાં બહેનો ધારે તો પુરુષોને ખૂબ મદદ કરી શકશે. દારૂ તાડી અને પરદેશીના નિષેધનું કામ તો બહેનોએ જ કરવાનું છે. હિમ્મત આપવાના પ્રસંગે બહેનો ભાઈઓને હિંમત તો આપશે જ. પણ કદાચ સ્વાર્થને વશ થઈ કોઈ ભાઈ સરકારને મદદ કરવા નીકળે ત્યારે બહેનો તેમને ચેતવે અને જરૂર પડયે એવા ભાઈઓ સાથે અસહકાર પણ કરે.

"બહેનોને જેટલી સમજ પડે છે તેટલી પુરુષોને નથી પડતી. કારણ કે બહેનો દુઃખની ભાષા વધારે સમજે છે. ધરાસણાના અત્યાચારથી બહેનોનાં દિલ ઘવાયાં છે. જ્યારે જ્યારે દેશહિત વિરુદ્ધની કોઈ પણ હિલચાલ શરૂ થાય ત્યારે ધરાસણાને યાદ કરજો.

"આથી વધારે મારે શું કહેવાનું હોય? પરમાત્મા મેં તમને સૂચવ્યો છે તે નિશ્ચય કરવાનું અને તેને અમલમાં મૂકવાનું બળ આપો અને તમારું સૌનું કલ્યાણ કરો."

આ લડત દરમિયાન દોડાદોડીથી બાની તબિયત લથડી. બા મીઠુબહેન સાથે મરોલી ગામમાં રહેતાં હતાં. એક દિવસ સવારની પ્રાર્થના પૂરી કરી બધાં નાસ્તો કરવા બેઠાં હતાં એવામાં ટપાલી આવીને એક તાર આપી ગયો. સૌ તારના સમાચાર જાણવા માટે અધીરાં બન્યાં હતાં.

તાર હતો, "અમને કસ્તૂરબાના સાથની જરૂર છે."

આ ટૂંકા સંદેશાએ સૌને ક્ષુબ્ધ કર્યાં. બા તારનો મર્મ સમજી ગયાં અને નાસ્તો પડતો મૂકી ઉતાવળાં ઉતાવળાં જવાની તૈયારી કરવા મંડયાં.

આ તાર બોરસદથી આવ્યો હતો. બોરસદના બહાદુર ખેડૂતોએ દેશને ખાતર વતન, ઘરબાર, ઢોરઢાંખર બધુંય છોડી હિજરત કરી હતી. સરકારને મહેસૂલ ન ભરવા ખાતર એમણે જેલ અને મારપીટ સહન કર્યાં હતાં. ખેડૂતોના જીવનનિર્વાહનું એકમાત્ર સાધન જમીન તે પણ હરાજ થઈ ગઈ હતી.

મહેસૂલ ન ભરવાની સલાહ આપનાર કેટલીક બહેનો પર સરકારે લાઠી ચલાવી હતી. ગામમાં હાહાકાર વર્તી રહ્યો હતો. અનેક બહેનો ઘાયલ થઈને હૉસ્પિટલમાં પડી હતી. આ બહેનોએ ગામ-લોકોને હિંમત આપવા બાને તાર કરીને બોલાવ્યાં હતાં.

"બા, તમે આ શું કરો છો?" મીઠુબહેન બાની ઉતાવળ જોઈ ગભરાઈ ગયાં, અને બાની તબિયત આથી વધારે બગડશે એવી ચિંતાથી બોલ્યાં, "તમારામાં શક્તિ ક્યાં છે? લોહીનો છાંટોયે નથી, એટલે તો ડૉક્ટરોએ તમને આરામ લેવાનું કહ્યું છે. તમારા વતી હું બોરસદ જાઉં છું. તમે અહીં રહો."

"પોલીસોનો લાઠીમાર બહાદુરીથી સહન કરનાર બહેનોની પડખે મારે ઊભા જ રહેવું જોઈએ. બાપુ હોત તો અત્યારે એમની પાસે હોત, પણ આજે એ છૂટા નથી," કામળ અને બીજી જરૂરી વસ્તુઓ થેલીમાં મૂકતાં બાએ જવાબ આપ્યો, અને ઉતાવળાં ઉતાવળાં બોરસદ જતી ગાડી પકડવાને સ્ટેશન પર રવાના થયાં.

બોરસદ પહોંચી બાએ હૉસ્પિટલમાં ઘાયલ થઈને પડેલી બહેનોને ઉત્સાહિત કરી એટલું જ નહિ, પણ ગામ પર છવાયેલા ભય અને ત્રાસને પણ દૂર કર્યાં. પોતાની નબળી તબિયતની જરાકે પરવા કર્યા વિના બાએ સવારથી માંડીને રાત સુધી ખડે પગે રહીને કામ કરવા માંડ્યું.

બાની તબિયત લથડી. નડિયાદથી ડૉક્ટરો આવ્યા. એમણે બાને તપાસ્યાં. આરામની અનિવાર્ય આવશ્યકતા હોવાનું જણાવ્યું અને ચેતવણી આપી કે, "અમારું કહ્યું નહીં માનો તો તબિયત વધુ બગડશે અને બૂરું પરિણામ આવશે."

"પણ મને તો કાંઈ લાગતું જ નથી. હું તો બાપુને પગલે પગલે ચાલવા સિવાય બીજું કોઈ કામ કરતી નથી. બાપુની ગેરહાજરીમાં કામ કરવાની મને આ તક મળી છે. આરામ લેવાનું તો મારાથી બની શકશે નહીં."

ડૉક્ટરો નિરાશ થયા. અને બાએ એક સત્યાગ્રહીને છાજે એ રીતે પોતાનું કાર્ય આગળ ધપાવ્યે જ રાખ્યું.

* * *

'૩૨ની અને '૩૩ની સાલમાં તો ઘણો વખત બાનો જેલમાં જ ગયો છે. '૩૨ની સાલમાં સૌ. લાભુબહેન મહેતાને બાના સ્વભાવનો જે પરિચય થયો તે વિષે તેઓ લખે છે :

" આ કોણ આવ્યું છે? આવડાં નાનાં કુમળાં બાળકોને પકડી લાવતાંય સરકારને શરમ નથી આવતી? મને જોઈને એમનું કૂણું દિલ કકળી ઊઠ્યું. બીજે દિવસે એમને ખબર પડી કે હું કાંઈ ખાતી નથી, મને ત્યાંનું લૂખુંસૂકું ખાવાનું ગળે ઊતરતું નથી. તરત જ મને બોલાવી. એમના 'બી' વર્ગના ખોરાકમાંથી મને પરાણે જમાડી ને શિખામણના બે બોલ કહ્યા : 'જો એમ ભૂખી રહીશ તો જેલ વેઠી કેવી રીતે શકીશ? સહન કરવા આવી છું તે સહન તો કરવું જ જોઈએ ના?' હું બધું સમજતી તો હતી જ, પણ મન મજબૂત કરતાં બે ત્રણ દિવસ નીકળી ગયા. ને પછી ખોરાકને અનુકૂળ બની ગઈ. એ દરમ્યાન એમની સહાનુભૂતિ મળી ગઈ. જેલમાં કોઈ પણ બહેન બીમાર હોય, પોચા દિલની હોય, સુંવાળી જિંદગી ગાળેલી હોય એને હંમેશ બાની ઓથ રહેતી. બાની સહાનુભૂતિથી જેલ વેઠવી સહેલ થઈ પડતી. જેલમાં અમે લગભગ એંશી બહેનો સાથે હતાં, પણ કોઈને કદી કશી તકલીફ આવતી નહીં. એકલાં પડી ગયાં છીએ, અહીં અમારું કોઈ નથી, એવું કદી લાગતું નહીં. એમના કુટુંબમાં જ રહેતાં હોઈએ એ રીતે

તેઓ સૌની સંભાળ રાખતાં. સૌ પર એકસરખો પ્રેમ અને સૌની એકસરખી કાળજી એ એમના સ્વભાવની વિશિષ્ટતા હતી.”

* * *

રાજકોટમાં સત્યાગ્રહ ઊપડ્યો ત્યારે એ તો પોતાનું વતન એમ કરીને બા ત્યાં બાપુથી પણ વહેલાં પહોંચી ગયાં હતાં. ત્યાંના એમના વીતકનું વર્ણન સુશીલાબહેને બહુ સરસ આપ્યું છે તે ત્યાં જ જોઈ લેવા વિનંતી છે. પણ તે વિષે બાપુજીએ પોતે ‘ગાંધીજી’ નામના ગ્રંથમાં બા વિષે જે ઉમેર્યું છે તે અહીં આપવું જરૂરી છે.

“રાજકોટની લડતમાં બા જોડાઈ એ વિષે કશું ન લખવું એવો મારો ઇરાદો હતો. પણ એ લડતમાં પડી તેના ઉપર કેટલીક નિષ્ઠુર ટીકાઓ થઈ છે, એ ખુલાસો માગી લે છે. બાએ લડતમાં જોડાવું જોઈએ એવું મને તો કદી સૂઝ્યું જ નહોતું. એનું મુખ્ય કારણ એ હતું કે આવી હાડમારીઓ માટે એ બહુ વૃદ્ધ ગણાય. પણ ટીકાકારોને ગમે તેટલું વિચિત્ર લાગે તોપણ મારા કહેવા ઉપર એમણે એટલો વિશ્વાસ રાખવો જોઈએ કે, બા નિરક્ષર હોવા છતાં કેટલાંય વર્ષોથી પોતાને જે કરવું હોય તે કરવાની તેને પૂરેપૂરી છૂટ હતી. દક્ષિણ આફ્રિકામાં અથવા હિંદુસ્તાનમાં જ્યારે જ્યારે તે લડતમાં જોડાઈ છે, ત્યારે ત્યારે પોતાની મેળે જ પોતાની અંતરની લાગણીથી એ તેમાં પડી છે. આ વખતે પણ એમ જ બન્યું હતું. મણિબહેનના પકડાવાની વાત સાંભળી ત્યારે તેનાથી રહી શકાયું નહીં. અને લડતમાં પડવાની તેણે મારી રજા માગી. મેં કહ્યું કે, તું હમણાં બહુ જ અશક્ત છો. દિલ્હીમાં થોડા જ દિવસ પહેલાં નાહવાની ઓરડીમાં તેને મૂર્છા આવી ગઈ હતી. અને દેવદાસે સમયસૂચકતા ન વાપરી હોત તો તે સ્વધામ પહોંચી ગઈ હોત. પણ બાએ જવાબ આપ્યો કે, ‘શરીરની મને પરવા નથી’. એટલે મેં સરદારને પુછાવ્યું. તેઓ પણ સંમતિ આપવા બિલકુલ તૈયાર નહોતા.

“પણ પછી તો તેઓ પણ પીગળ્યા. રેસિડેન્ટની સૂચનાથી ઠાકોર સાહેબે જે વચનભંગ કર્યો તેને લીધે મને થયેલા ક્લેશના

તેઓ સાક્ષી હતા. કસ્તૂરબાઈ રાજકોટની દીકરી ગણાય. એટલે તેને અંતરનો અવાજ સંભળાયો. રાજકોટની દીકરીઓ રાજ્યના પુરુષો અને સ્ત્રીઓની આઝાદી માટે ઝૂઝતી હોય તે વખતે મારાથી શાન્ત ન જ બેસી રહેવાય એમ તેને લાગ્યું.

"તેનામાં એક ગુણ બહુ મોટો હતો. દરેક હિન્દુ પત્નીમાં ઓછા વત્તા પ્રમાણમાં તે હોય છે જ. ગમે કે ન ગમે અથવા જાણ્યે અજાણ્યે પણ મારે પગલે ચાલવામાં એ ધન્યતા અનુભવતી.

"આ બહુ જ આગ્રહી સ્વભાવની બાઈ હતી. નાનપણમાં હું એને જક્કીપણું ગણુતો. પણ આ આગ્રહી સ્વભાવે તેને તદ્દન અજાણતાં અહિંસક અસહકારની કળા અને અમલમાં એને મારી ગુરુ બનાવી. પહેલાં અનેક વખત કારાવાસ ભોગવેલો હોવા છતાં આ વખતનો (૧૯૪૨–૪૪) કારાવાસ તેને જરાય ગમ્યો ન હતો. જોકે આ વખતે શારીરિક સુખ સગવડોની કશી જ કમી નહોતી. મારી પોતાની અને સાથે સાથે થયેલી બીજા અનેકની ધરપકડને લીધે અને પછી તરત જ કરવામાં આવેલી એની પોતાની ધરપકડથી એને જબરો આઘાત લાગ્યો, અને એનામાં બહુ કડવાશ આવી ગઈ. મારી ધરપકડ માટે તે જરા પણ તૈયાર નહોતી. મેં એને ખાતરી આપેલી કે સરકારને મારી અહિંસા ઉપર વિશ્વાસ છે અને હું પોતે પકડાવાની પેરવી ન કરું ત્યાં સુધી તેઓ મને પકડશે નહીં. આ આઘાત એટલો ભારે હતો કે, પકડાયા પછી તેને સખત ઝાડા થઈ ગયા અને ડૉ૦ સુશીલા નાયર જે એની સાથે જ પકડાઈ હતી તેણે એ સંજોગોમાં શકય એટલી સારવાર ન કરી હોત તો અટકાયતીની છાવણીમાં અમારો મેળાપ થતાં પહેલાં જ તે ગુજરી ગઈ હોત. ત્યાં મારા સહવાસથી તેને બહુ આસાએશ મળી અને કંઈ પણ દવા વગર એના ઝાડા મટી ગયા, પણ હૃદયમાં વ્યાપેલી કડવાશની લાગણી નાબૂદ થઈ નહીં. એમાંથી ઉકળાટ અને ખિજવાટ નીપજ્યાં, જેને પરિણામે બહુ ધીમે ધીમે કષ્ટાઈ કષ્ટાઈને દેહ પડયો. આવી તીવ્ર વેદનામાંથી એ છૂટે એ ઇચ્છાએ, તેની ખાતર, જલદી તેના દેહનો અંત આવે

એમ જોકે હું ઇચ્છતો, છતાં આજે એની ખોટ મેં ધાર્યું હતું તે કરતાં અતિ ઘણી વધારે હું અનુભવી રહ્યો છું. અમે સાધારણ કરતાં અનોખાં દંપતી હતાં. અમારું જીવન સંતોષી, સુખી અને સદા ઊર્ધ્વગામી હતું."

આ ચાલુ લડત વખતે પણ બા પકડાયાં ત્યારથી આગાખાન મહેલની બધી હકીકત સુશીલાબહેને આપી છે, એટલે એની પણ અહીં પુનરુક્તિ નથી કરી.

બાની આ બધી સાર્વજનિક પ્રવૃત્તિઓ ઉપરથી ચોખ્ખું દેખાય છે કે એવી પ્રવૃત્તિઓ કરવા માટે અથવા લોકસેવા કરવા માટે ખરી આવશ્યકતા, વિદ્વત્તાની નહીં પણ જનતા પ્રત્યેના પ્રેમની અને મૂળ વસ્તુ શી કરવા જેવી છે એ વિશેની સાદીસીધી સમજની છે. બાને ગુજરાતી કે હિન્દીમાં ભાષણ કરવા માટે પણ અક્ષરજ્ઞાનનો અભાવ કદી નડ્યો નથી. ઊલટું સીધી વાત કરવાથી તેઓ વધારે અસર ઉપજાવી શક્યાં છે. ઉપર તેમનાં થોડાં નિવેદનો આપ્યાં છે. પણ એ નિવેદનો કરતાં બા જ્યારે મોઢેથી ભાષણ કરતાં ત્યારે તેની વધારે અસર થતી.

## ૨૦

# વિદાય

પોતાનું મૃત્યુ હવે નજીક છે એવી આગાહી તો બાને ઘણા વખતથી થઈ હતી. '૪૨ના જાન્યુઆરીની વાત છે. તે વખતે બાપુ તથા બા થોડો વખત બારડોલી રહ્યાં હતાં. ત્યાંથી મીઠુબહેનને મળવા અને થોડા દિવસ એમની સાથે ગાળવા બા મરોલી આશ્રમમાં ગયાં. પણ ત્યાં બા તાવમાં પટકાયાં. કેટલાંક વર્ષોથી બાનું હૃદય તો નબળું પડવા માંડ્યું જ હતું, એટલે ખૂબ અશક્તિ આવી ગઈ. બાને બાપુજીની વર્ધા જવાની તારીખની ખબર હતી, એટલે એવાં એવાં

અશક્તિવાળાં પણ બા તો બારડોલી આવી પહોંચ્યાં. બાપુને ખબર પડી કે બા મરોલીથી માંદાં થઈને આવે છે. બાપુ પાછા જાણે કે એ તો પહેલાં એમને મળવા જ આવશે. પણ મેડા ઉપર ચડવાની એમને તકલીફ ન પડે એટલા માટે બાપુને બાના આવ્યાની ખબર પડતાં જ ઉતાવળા ઉતાવળા નીચે આવ્યા. મોટરમાંથી બાને પોતે જ હાથ ઝાલીને ઉતાર્યાં અને બાજુના સરદારના ઓરડામાં ખાટલામાં સુવાડ્યાં અને થોડી વાર એમની પાસે બેસી પોતે ઉપર ગયા. બા જેમ બાપુની સેવામાં તત્પર રહેતાં, તેમ બાપુ પણ બાની બહુ જ કાળજી રાખતા. જ્યારે પણ બા બહારગામ જવાનાં હોય અથવા બહારથી આવવાનાં હોય ત્યારે બાપુ ગમે તેટલા જરૂરી કામમાં હોય પણ બાને વળાવવા અથવા તો લેવા આશ્રમના ઝાંપા સુધી જવાનો બાપુનો નિયમ જ હતો.

આ બધું પતી ગયું અને બા નિરાંતે સૂતાં. પછી સરદાર કલ્યાણજીભાઈને કહેવા લાગ્યા, "બાને આવી સ્થિતિમાં અહીં શું કામ લઈ આવ્યા? ત્યાં જ રાખવાં હતાં ને?"

કલ્યાણજીભાઈ કહે કે: "અમે તે આગ્રહ કરવામાં મણા રાખી હશે? પણ બા મોંમાં જીભ ઘાલે તો ને? બા કહ્યાં જ કરે કે, 'રેલગાડીઓ હવે બંધ થઈ જવાની છે અને બાપુજી સેવાગ્રામ જતા રહેશે તો મારે આટલે વર્ષે વિયોગ પડે ને? હું ક્યાં હવે વધારે જીવવાની છું? બાપુના ખોળામાં હું મરું એટલું જ હવે મારે જોઈએ છે.'"

અને બાની એ ઇચ્છા સાચે જ પૂરી પડી.

'૪૨ના ઓગસ્ટમાં મહાસમિતિની બેઠક માટે બાપુ મુંબઈ ગયા ત્યારે બા પણ સાથે હતાં. કેટલાક આશ્રમવાસીઓ વર્ધા સ્ટેશને વળાવવા ગયેલા તેમણે બાને કહ્યું, 'બા જલદી પાછાં આવજો,' ત્યારે બાના ઉદ્ગાર એ હતા કે, "હા ભાઈ, તમારા બધાના આશીર્વાદથી પાછાં અવાશે તો જરૂર આનંદ તો થશે જ." આવા ઉદ્ગાર પાછાં આવવાની નિરાશાએ જ બાના મોંમાંથી કઢાવેલા.

અને આગાખાન મહેલમાં મહાદેવકાકાના ગુજરી ગયા પછી તો બા હરઘડી એ ઉદ્ગાર કાઢતાં કે, "મારે જવાનું હતું અને મહાદેવ કેમ ગયો?" બાપુના ઉપવાસ વખતે અમે બધાં આગાખાન મહેલમાં બાપુનાં દર્શન માટે ત્રણ વાર ગયેલાં. અમે જ્યારે નીકળીએ ત્યારે બા કહે કે, 'જીવતી હઈશ તો ફરી મળાશે.' બાપુના ઉપવાસ પૂરા થયા પછી અમે બહાર નીકળ્યાં ત્યારે મારી બાને અને બીજી આશ્રમની બહેનોને કહે: "આ આપણી છેલ્લી જ મુલાકાત છે. હું અહીંથી જીવતી બહાર નીકળવાની નથી." આશ્રમની બહેનોની પ્રાર્થનામાં પહેલો શ્લોક નીચે પ્રમાણે છે:

गोविन्द द्वारिकावासिन् कृष्ण गोपीजनप्रिय ।
कौरवैः परिभूतां मां किं न जानासि केशव ॥

એ બોલીને બા કહે, "હવે તો કૃષ્ણ ભગવાન આ કૌરવોથી ઘેરાયેલા આપણા દેશ સામું જુએ તો સારું." પછી વળી જેલમાંના બધાને સંભારી સંભારી કહે કે: "અમને બેને ભલે જેલમાં રાખે, પણ બીજા સહુનો છુટકારો થાઓ."

આગાખાન મહેલની બીજી બધી વિગતો, બાપુના ઉપવાસ વખતની બાની મનોદશા, અને બાની પરિચર્યા, વગેરે તો સુશીલા બહેને પોતાના પ્રકરણમાં સુંદર રીતે આપ્યું છે. હું તો મેં ત્યાં જોયેલી એક જ વસ્તુ અહીં નોંધીશ. બાપુના ખાટલાની સામે ભીંત ઉપર 'હે રામ' એ શબ્દો લખેલા હતા. બરાબર તેની નીચે તુલસીનું એક કૂંડું હતું. સવારમાં નાહી ધોઈને તુલસી માતાનું બા પૂજન કરતાં અને લળી લળીને નમન કરતાં. બાપુ સૂતા સૂતા શ્રદ્ધાભરી અને પ્રેમ નીતરતી આંખે બાની સામે જોઈ રહેતા. કેટલું ભવ્ય એ દૃશ્ય હતું? બાપુના ઉપવાસ હેમખેમ પૂરા પડ્યા તેની પાછળ બાના અંતરના ઊંડાણમાંથી નીકળેલી એ પ્રાર્થનાનો કેટલો ભાગ હશે? સાવિત્રી સત્યવાનને મૃત્યુના મુખમાંથી પાછો લાવવા યમરાજા સાથે એક વાર લડી, પણ બાને તો બાપુને ઉગારવા માટે યમરાજાની સાથે કેટલીયે વાર ઝઘડવું પડ્યું છે. બાપુના એકેએક ઉપવાસ બાપુ

કરતાં બાને માટે વધારે આકરી તપશ્ચર્યારૂપ હતા. બાપુનું તો શરીર સુકાઈ જતું, પણ બાનું તો અંતર પણ શેકાઈ જતું. પણ ભગવાન પોતાના ભક્તોને સહીસલામત ઉગારી લે છે એ વિષે બાની શ્રદ્ધા અડગ હતી. તેથી જ બાપુના ઉપવાસ વખતે મળવા ગયેલાં આશ્રમવાસીઓને બા કહેતાં, "તમે ચિંતા ન કરો. હું બાપુની પહેલાં જ જવાની છું. બાપુ જરૂર ઊઠશે. પણ હું અહીંથી જીવતી બહાર નીકળવાની નથી. આ તો મહાદેવનું મંદિર છે. મહાદેવ ગયો એ જ રસ્તે હું પણ જઈશ."

* * *

બાના અંતકાળનાં તથા અગ્નિસંસ્કારનાં વર્ણનો તો ઘણાં આવ્યાં છે. અહીં તો હું તે વખતે ત્યાં હાજર હતાં એવાં એક બહેનનો આશ્રમમાં આવેલો કાગળ જ આપું છું:

"અંત સમયે બાની આંખો એકદમ ખૂલી અને એમણે બાપુજીને બોલાવ્યા. જયસુખલાલભાઈ પાસે હતા. એમણે બાપુને કહ્યું કે, બા બોલાવે છે. બાપુ હસતા હસતા આવ્યા અને કહ્યું: 'કેમ બા, તને તો લાગશે કે બધાં સગાં આવ્યાં એટલે બાપુએ મને છોડી દીધી. લે હું આવ્યો.' બાપુજીએ બાને ખોળામાં લઈ લીધાં. બાપુની સામે જોઈને બા બોલવા લાગ્યાં: 'હું હવે જાઉં છું. આપણે ઘણાં સુખો ભોગવ્યાં, દુઃખોયે ભોગવ્યાં. મારી પાછળ રડશો મા. મારી પાછળ તો મિષ્ટાન્ન જમવાનાં હોય.' આમ કહેતાં કહેતાં બાનો શ્વાસ બાપુજીની ગોદમાં જ નીકળી ગયો. બાપુ જોઈ રહ્યા હતા. બાના પ્રાણ નીકળતાં જ બાપુએ પોતાનું માથું બાની ઉપર નાખી દીધું અને આંખોમાંથી અશ્રુધારા ચાલી. દેવદાસભાઈ બાના પગ પકડીને 'બા, બા' પોકારવા લાગ્યા. બાપુજીનાં ચશ્માં જયસુખલાલભાઈએ કાઢી લીધાં. બાપુ તરત સ્વસ્થ થઈ ગયા. એમણે દેવદાસભાઈને ખોળામાં લઈ સ્વસ્થ કર્યા. પૂ. બાની પાસે રામધૂન ચાલી. પછી બાપુ, મનુ, પ્રભાવતી અને સુશીલાએ મળીને બાના મૃતદેહને સ્નાન કરાવ્યું, શરીર લૂછ્યું, અને બાપુના કાંતેલા સૂતરની

સાડીમાં બાને લપેટ્યાં. કપાળ ઉપર કુમકુમ લગાડ્યું. હાથમાં તથા ગળામાં બાપુનું કાંતેલું સૂતર પહેરાવ્યું. ચોકો કરી એમાં રંગોળી પૂરી અને તેમાં બાને સુવાડ્યાં. સાંજે સાડા સાત વાગ્યે દેહ છૂટેલો. રાતના ૧૨ વાગ્યા સુધી પ્રાર્થના અને ગીતાપારાયણ કર્યું. દેવદાસભાઈ, મનુ અને સંતોકબહેન સિવાય બધાં બહાર આવ્યાં. અગ્નિસંસ્કારને વખતે બહારથી ઘણાંને અંદર જવાની રજા મળી. બાનો ચહેરો ખૂબ તેજ હતો, અને શાંત નિદ્રામાં સૂતાં હોય એવું લાગતું હતું. અગ્નિદાહ અંગેની વિધિઓ કરવા એક બ્રાહ્મણ ગોરને બોલાવવામાં આવ્યા હતા. પ્રાથમિક વિધિઓ પૂરી થઈ અને મૃત દેહને ચિતા ઉપર ગોઠવવામાં આવ્યો ત્યારે બાપુએ ટૂંકી પ્રાર્થના કરવાનું સૂચવ્યું. ગીતાજી, કુરાન અને બાઈબલમાંથી પાઠ થયા. આશ્રમવાસીઓએ એક ભજન ગાયું. ડૉ. ગિલ્ડરે જરથોસ્તી ધર્મની પ્રાર્થના કરી. મીરાંબહેને એક અંગ્રેજી ભજન ગાયું.

"મૃત દેહ ઉપર ચંદનકાષ્ઠો મૂકવામાં આવ્યાં અને ઘીનું સિંચન થયું, એટલે બાપુ હળવી ગતિએ દેવદાસભાઈ પાસે ગયા અને કહ્યું: 'દેવા, મહાદેવના અંતિમ સંસ્કારો મેં કર્યા, બાના અંતિમ સંસ્કારો તું કર.' પછી દેવદાસભાઈએ હાથમાં અગ્નિ સાથે બાના મૃત દેહની ત્રણ વખત પ્રદક્ષિણા કરી અને 'ગોવિન્દ, ગોવિન્દ, ગોવિન્દ' એમ મોટેથી ઉચ્ચારણ કરતાં મૃત દેહને આગ મૂકી. ચિતા પ્રજ્વળી ઊઠી.

"આ બધો વખત બાપુજી ઘણા સ્વસ્થ રહ્યા હતા. પણ દેવદાસભાઈનું દુઃખ જોયું નહોતું જતું. બાપુએ કહ્યું કે, 'એ યાદ કરું છું ત્યારે મારી પણ ધીરજ નથી રહેતી.' સાંજના પાંચ વાગ્યા સુધી અમે બધાં ત્યાં હતાં. પૂ. બાપુએ મારી સાથે ઘણી વાતો કરી. બધાંની ખબર પૂછી. રામદાસભાઈ અગ્નિસંસ્કાર પૂરા થયા પછી પહોંચ્યા. રામદાસભાઈ અને દેવદાસભાઈને પૂ. બાપુ સાથે ત્રણ દિવસ રહેવાની રજા મળી છે. મહાદેવભાઈની સમાધિ પાસે બાની સમાધિ પણ બનશે."

મહાદેવભાઈની સમાધિ ઉપર બાપુએ પોતે શંખલા વડે 'ॐ' ચીતર્યું છે. બાની સમાધિ ઉપર પણ બાપુએ જ 'હે રામ' એ શબ્દો શંખલા વડે ચીતર્યા છે.

શ્રીમતી સરોજિની દેવીની અંજલિ વડે આ પ્રસંગકથાની સમાપ્તિ કરીશું:

"હિંદી સ્ત્રીત્વના જીવન્ત પ્રતીક સમાં, એ નાજુક છતાં બહાદુર નારીના આત્માને ચિરશાંતિ પ્રાપ્ત થાઓ. જે મહાપુરુષને તેઓ ચહાતાં, જેની સેવા ઉઠાવતાં અને અજોડ શ્રદ્ધા, ધૈર્ય અને ભક્તિપૂર્વક જેને અનુસરતાં, એને ખાતર કાયમ ભોગ આપ્યાં કરવાનો જે કપરો માર્ગ તેઓએ સ્વીકાર્યો હતો, તે માર્ગે ચાલતાં ક્ષણ પણ તેમના પગ ડગ્યા નથી અથવા તેમનું દિલ પાછું પડયું નથી. તેઓ મૃતત્વમાંથી અમરત્વમાં ગયાં અને આપણી ગાથાઓમાંની, આપણાં ગીતોમાંની અને આપણી તવારીખમાંની વીરાંગનાઓની મંડળીમાં પોતાનું હક્કનું સ્થાન પામ્યાં, તેનો આપણે આનંદ માનીએ."

# પરિશિષ્ટ

[બાપુના બા ઉપરના કાગળોમાંથી થોડાક નમૂના]

## ૧

(રાજકોટ સત્યાગ્રહ વખતનો)

સેગાંવ, ૮-૨-'૩૯

બા,

તું ઠીક તવાઈ રહી છો. જે અગવડ પડે તેના ખબર તારે આપવા જ. તું દુઃખ સહન કરવાને જન્મી છો. એટલે તારી અગવડ વિષે મને નવાઈ નથી લાગતી. મેં રાજકોટ તાર તો કર્યો છે. તારી અગવડો વિષે છાપાંમાં કાંઈ જ નથી દેતું. ભગવાન તો ત્યાં તમારી પાસે બેઠો જ છે. એને જે કરવું હશે તે કરશે. કહાનમ મજામાં છે. રાતના તને યાદ કરે ખરો. પણ ચિન્તા ન કરતી. અમતુલ સલામ અહીં છે. એ કહાનમને સંભાળે છે.

બાપુના આશીર્વાદ

ચિ. મણિ, તું ત્યાં છો એ કેવું સારું છે?

૨

સેગાંવ, ૯-૨-'૩૯

બા,

તારો કાગળ મળ્યો. તું માંદી રહ્યાં કરે એ નથી ગમતું. પણ હવે તો હિમ્મતથી રહેજે. સગવડો તો મળી રહેશે. પણ ન મળે તોય શું? મણિ બરાબર ગાઈ ન શકે તોય રામાયણ સંભળાવે. રામ સીતાનાં દુઃખ પાસે આપણાં દુઃખની શી ગણતરી? તું મૂંઝાતી નહીં. હમણાં તો છોકરીઓની સેવા છોડી છે. તું ચિન્તા ન કરતી. જોઈશ શું કરવું જોઈએ. સુશીલા તો સેવા કરે જ છે.

બાપુના આશીર્વાદ

૩

સેગાંવ, ૧૦-૨-'૩૯

બા,

તને રોજ ટપાલ ગઈ છે. ત્યાં કાગળ ન મળે એનું શું થાય? મારી ચિન્તા કરવાપણું ન હોય. પણ ચિન્તાજનક તબિયત થાય તોય હું તારી પાસેથી એ જવાબની આશા રાખું કે, "વિયોગમાં એનું મૃત્યુ સરજાયું હશે તો થશે. પણ હું તો જ્યાં મારાં છોકરાં પિલાય છે ત્યાં પડી છું. મને જેલમાં મૂકો તો આથી પણ રાજી થાઉં. ઠાકોર સાહેબનું વચન પળાવવામાં તમે બધાં મદદ કરો, મને વાપરો, નહીં તો હું રાજકોટને આંગણે જ મારું મૃત્યુ માગું છું." તું તારી મેળે તારી ખાસ ઇચ્છાથી ગઈ છો, તો તારા હૃદયમાં આ ઉદ્‌ગાર આવે તો કાઢજે. તારા મનમાં એ જ ધારણા રાખજે. તું રોજ લખે છે, છોકરીઓની સેવા લો. પણ એ તો હાલ છૂટી જ છે. સુશીલા માલિશ કરે છે તે પણ છોડવાનું જ છે ને? પણ મારી આવી તબિયતમાં એ હજુ છોડી શકયો નથી. મારી ચિન્તા આ બાબત પણ ન કરવી. મને નિભાવનાર છેવટે તો ઈશ્વર જ છે ને?

બાપુના આશીર્વાદ

૪

બા,

તને ગયે વખતે પ્રવચન લખ્યું છે. તેની નકલ મોકલજે. તારો કાગળ આજે મળ્યો. આ કાગળ મૌનવારને દિવસે લખું છું. મણિલાલની ચિન્તા ન કર. તેને તારો કાગળ મોકલું છું. પરાગજીએ કહ્યું તેથી ગભરાઈ જવાનું કશું કારણ નથી. બન્ને પીઢ છે. ભૂલ થઈ હશે તો સુધારી લેશે. 'જામે જમશેદ'ની ગોઠવણ તો કરી જ છે. મથુરાદાસે લખ્યું એટલે થઈ ગઈ છે. એટલે મેં કાંઈ વધારે નથી કર્યું. હવે તો મળતું જ હશે. ફરી પાછો તપાસ કરું છું. રામાયણ અને ભાગવત વિષે તજવીજ કરું છું. પ્રેમલીલાબહેન પાસે મંગાવતાં જરાય સંકોચ ન કરતી. તારે મંગાવવાનું શું હોય? જે થોડું જોઈએ એ તેઓ હેતથી મોકલશે. પણ ઉતાવળથી જે ન જોઈએ એ તું મારી મારફત મંગાવશે તે બસ છે. હું તજવીજ કરી લઈશ. દાંત વાપરી શકે છે? લાલ પાણીના કોગળા કરે છે? દૂધાભાઈની લક્ષ્મીને પણ ૬ઠ્ઠો મહિનો ચાલે છે, એ તો કાગળ મારુતિનો આજે મળ્યો. આ બધા ખબર સાંભળીને મને દુઃખ કે આશ્ચર્ય થતાં નથી, થવાપણું નથી. પરણવાનું એ પરિણામ તો બધાંને હોય જ. એમાં દુઃખ શું ને આશ્ચર્ય શું? રામદાસને પણ મેં કાંઈ ઠપકો નથી આપ્યો. એવી બાબતમાં ઠપકો શું કામ કરે? સૌ ગજા પ્રમાણે સંયમ જાળવે. સંયમની વાત પણ આજકાલની છે. નહીં તો માણસો ઇચ્છા પ્રમાણે ભોગ ભોગવતા જ આવ્યા છે. ઠક્કરબાપા આ વખતે મારી સાથે નથી; ૧૫મીએ મળશે. હમણાં મારી સાથે મલકાની છે. એ પણ ખૂબ કામ કરી રહેલ છે. બીજાં બધાં તો કરે જ છે. ચંદ્રશંકરને ઠીક ઠીક રહે છે. ઓમ, કિસન બરોબર શરીર સાચવે છે. ઓમ થાય એટલી મહેનત કરે છે. બહુ ભોળી અને સરળ છે. કિસનનું પણ એમ જ છે. સુરેન્દ્રને શક્તિ આવી ગઈ છે. આન્ધ્ર દેશની મુસાફરી ત્રીજી તારીખે પૂરી થાય છે. પછી મૈસૂર જવાનું થશે. હું હોઉં ત્યાં ધમાલ તો હોય જ.

હાડમારી પણ હોય. મને તો સૌ સંભાળી લે છે. એટલે હાડમારી ઓછી લાગે. ઝીણામાં ઝીણી બાબત મીરાંબહેન જોઈ લે છે. એટલે મને મુસાફરીની અગવડ રહેતી જ નથી. તું મુલાકાત છોડે તો મારી પાસેથી દર અઠવાડિયે કાગળ પામશે. હું પ્રવચન દર અઠવાડિયે મોકલ્યા કરીશ. મુલાકાત બીજી બહેનોની લેવાય એથી સંતોષ રાખજે. પણ તારી ઇચ્છામાં આવે તેમ કરજે. તું મુલાકાત ઇચ્છે તો મળવા આવનાર તો ઘણાં તૈયાર થાય, ઇચ્છે પણ ખરાં. જાણી જોઈને મુલાકાત ઓછી રાખવાનો રિવાજ પાડ્યો છે. પણ તું જે ઇચ્છે તે વગર સંકોચે જણાવજે. જાનકીબહેનને ઠીક છે. તેના રામકૃષ્ણને કાકડા કપાવ્યાનું હું ઘણે ભાગે તને લખી ચૂક્યો છું. કમળા હવે ખોરાક ઉપર આવી ગઈ છે. કિશોરલાલને હજી તાવ છોડતો નથી, પણ ચિન્તાનું કારણ નથી. મારું મૌન હમણાં રવિવારની રાતે શરૂ થાય છે, એટલે સોમવારની રાત સુધી બોલવાનું રહેતું નથી. આજે રાતે ૯–૧૦ વાગ્યે મૌન છૂટશે. એટલે કોઈની સાથે બોલવાનું ભાગ્યે જ રહેશે. કેમ કે પછી તો સૂવાનો વખત થશે. સવારના ત્રણ વાગ્યે ઊઠવાનું રહે છે. બ્રિજકૃષ્ણને હવે તાવ ઊતરી ગયો છે. શક્તિ આવવી બાકી છે. હેમીબહેન ગુજરી ગઈ છે.

હવે પ્રવચન —

ગયે વખતે ભક્તનાં લક્ષણ લખ્યાં. સેવા વિના ભક્તિ ન થાય એ પણ સૂચવ્યું. આ વખતે સેવા કેમ થાય એ લખું. કેમ કે ઘણી વાર લોકો એ પ્રશ્ન કરે છે. કોઈ કહે છે, સેવા અમુક સ્થિતિમાં જ થાય. કોઈ કહે છે, અમુક અભ્યાસ કરીએ તો જ સેવા થાય. આ બધી ભ્રમણા છે. એટલું તો ગયે અઠવાડિયે જ બતાવ્યું. ગમે તે સ્થિતિમાં રહેવા છતાં માણસ સેવા કરી શકે છે. આપણી પાસે જે બધી શક્તિ હોય તે બધી કૃષ્ણાર્પણ કરીએ, એટલે આપણને પૂરા દોકડા મળે. જેની શક્તિ કરોડ આપવાની હોય અને જે અડધો કરોડ આપે તેને ૫૦ દોકડાથી વધારે નહીં મળે. પણ જેની પાસે એક દુકાની (પાઈ) છે અને જે તે દુકાની આપે છે, તેને સોયે સો

દોકડા મળશે. એટલે તમે ત્યાં એટલી બહેનો તમારા સંબંધમાં આવતી બહેનો અથવા અમલદારો જોડે સારી રીતે વર્તો તો તમે સેવાધર્મ સાધ્યો. અમલદારો જોડે સેવાભાવથી વર્તવું એટલે તેનું કદી ખરાબ ન ઇચ્છવું, તેની સાથે વિનય વાપરવો, તેમને છેતરવા નહીં. નિયમોનું પાલન કરવું તેમ જ તમારા સંસર્ગમાં આવતી ગુનાને સારુ સજા ભોગવતી બહેનો પ્રત્યે સગી બહેન જેવું વર્તન રાખો. તેમની ઉપર તમારા પ્રેમની છાપ પડે, તે તમારી પવિત્રતાને ઓળખે, એ પણ સેવાધર્મનું પાલન ગણાય. બન્નેમાં હેતુ સારો હોવો જોઈએ. સ્વાર્થ-બુદ્ધિ કે ડરના માર્યા સારું વર્તન રખાય એ સેવામાં નહીં ગણાય. એક માણસ એક કામ સ્વાર્થ સાધવા કરે છે અને બીજો પરમાર્થ દૃષ્ટિએ કરે છે, એમ આપણે પણ ઘણી વાર જોઈએ છીએ. જ્યાં ઈશ્વરાર્પણ છે ત્યાં સ્વાર્થને સ્થાન જ નથી. આમ સેવા કરનાર રોજ પોતાની શક્તિમાં વધારો કરે છે. અભ્યાસ કરે છે, ઉદ્યમ કરે છે, તે પણ સેવાભાવથી. એમ જે સેવાપરાયણ રહે છે તેના હસવામાં, રમવામાં, ખાવામાં, પીવામાં પણ સેવાભાવ જ ભર્યો હોય છે. એટલે તેનાં બધાં કાર્યમાં નિર્દોષતા હશે. આવા ભક્તોને ઈશ્વર જોઈતી બધી શક્તિ આપી દે છે. આને લગતા ત્રણ શ્લોક સ્ત્રીઓની પ્રાર્થના-માં છે તે યાદ હશે. એ શ્લોક આ રહ્યા :

अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥
मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ।
कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च ॥
तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥

આના અર્થ 'અનાસક્તિયોગ'માંથી જોઈ લેજો. આ શ્લોકો ૯મા ૧૦મા અધ્યાયમાં મળી રહેશે. ગીતાજી આપણે અમલમાં મૂકવા સારુ વાંચીએ છીએ, એ યાદ રાખવું. મેં ઉપર લખ્યું છે તે બધું ગીતાને આધારે લખ્યું છે એમ જાણવું. બાપુના સહુને આશીર્વાદ

૫

૧૩-૨-'૩૪

બા,

આ કાગળ ટ્રેનમાં લખી રહ્યો છું. તારો કાગળ મળ્યો છે. એટલા કામમાં પડયો હતો કે મંગળવારે ન લખી શકયો. આજે ગુરુવાર છે. તું મરજીમાં આવે તે કામ મને સોંપજે. મરજીમાં આવે તે સવાલ પૂછજે. એને હું પહોંચી વળીશ; પ્રયત્ન તો કરીશ જ. હરિલાલનું તેં પૂછયું છે તે પોંદીચેરી ગયો હતો. ત્યાં પણ પૈસાની ભીખ માગી ખૂબ દારૂ પીતો હતો. થોડાક પૈસા મળ્યા પણ ખરા. હમણાં કયાં છે એ ખબર નથી. એનું એમ જ ચાલશે. ઈશ્વર તેને સન્મતિ આપે ત્યારે ખરું. એમાં આપણાં પાપ પુણ્ય પણ કામ કરે જ ના? હરિલાલનો ગર્ભ રહ્યો ત્યારે હું કેવો મૂઢ હતો? જેવાં મેં ને તેં કર્યાં હશે તેવું જ આપણે ભરવું રહ્યું. છોકરાંઓના વર્તનને સારુ આમ માબાપ જવાબદાર છે જ. હવે આપણે તો એટલું કરી શકીએ કે, આપણે શુદ્ધ થઈએ; તે પ્રયત્ન બન્ને કરીએ છીએ ને એટલેથી સંતોષ માનીએ. આપણી શુદ્ધિની અસર જાણ્યે અજાણ્યે પણ હરિલાલ ઉપર પડતી જ હશે. મનુનો હમણાં કાગળ નથી, પણ જમનાદાસે ખબર આપ્યા હતા. સુશીલાને લખીશ. પુરુષોત્તમની સગાઈ હરખચંદની દીકરી સાથે થઈ ગઈ છે. પુરુષોત્તમની તબિયત હજી સારી ન કહેવાય. રણછોડભાઈના ભાઈની વહુ મરી ગયાં છે. તેથી મોતીબહેન ઉદાસ રહે છે. તેની જવાબદારી વધી છે. મને અંબાલાલભાઈ અને મૃદુલા મળી ગયાં. અંબાલાલભાઈ અને સરલાબહેન વિલાયત જાય છે. ત્રણ ચાર મહિના ત્યાં રહેશે. દેવદાસ લક્ષ્મી ઠીક છે. લક્ષ્મીને બાળકોનો ભાર ઉપાડવો વસમું લાગે છે ખરું? રામદાસ નીમુ ઠીક છે. એને બેયને તારા કાગળની નકલ મોકલું છું. અસલ કાગળ મણિલાલને મોકલું છું. નકલ વલ્લભભાઈને પણ મોકલી છે. તે પણ ચિંતા રાખે છે. માધવદાસનો હજી જવાબ નથી આવ્યો. મથુરાદાસ મારી સાથે છે. એક બે દિવસ રહી મુંબઈ જશે. એસ્થર મેનન વિલાયતથી

આવી ગયેલ છે. તે મળી ગઈ. મિસ લેસ્ટર લંકા ગયેલ છે. કાલે મદ્રાસની મુસાફરી પૂરી કરી રાજાજી નોખા પડ્યા. તે દિલ્હી જશે ખરા. અમતુલ સલામને હજી નબળાઈ છે, તેથી મદ્રાસ મૂકી છે. રાજાજી તેની સંભાળ લેશે. તને પૂણી મળી ગઈ હશે. વળી થઈ રહે ત્યારે લખજે. એટલે મોકલીશ. કુસુમનો ભાઈ જંગબહારમાં મરી ગયો તેનું દુઃખ તેને સારી પેઠે થયું છે. પ્યારેલાલ કાલે છૂટ્યા. કિશોરલાલ દેવલાલી છે. કંઈક ઠીક છે. લક્ષ્મીની સુવાવડ બારડોલી થશે. મંજુકેષા સંભાળ રાખશે. મોતી અથવા લક્ષ્મી પણ ત્યાં હશે. નાનીબહેન ઝવેરીને વાંધાની બાબત ઑપરેશન કરાવ્યું છે. હવે તો ઠીક ખબર આપી કહેવાય. ૯મી તારીખે હૈદરાબાદથી નીકળી હું પટના જવાનો છું. રાજેન્દ્રબાબુ તેડાવે છે. પ્રભાવતી ત્યાં જ છે. બિહારમાં સારી પેઠે રહેવું પડશે એવો સંભવ છે.

તમને બધી બહેનોને બાપુના આશીર્વાદ

૬

પેશાવર, ૭–૧૦–'૩૮

બા,

તેં મને બરાબર ચિન્તામાં નાખી દીધો છે. તારી તબિયત વિશે આ વખતે મેં ચિન્તા ભોગવી એવી કદી નથી ભોગવી. આજે દેવદાસનો તાર મળ્યો એટલે નિરાંત વળી. મારી ચિન્તાનું કારણ તો તને મેં દુઃખી છોડી હતી એ હતું. હું સારું કરવા ગયો ને તને દુઃખ થયું. પછી તો તું ભૂલી પણ હું કેમ ભૂલું? માંદી તો હતી જ. ઈશ્વરે કૃપા કરી લાગે છે. હવે તબિયત બરાબર સુધારી મૂકજે. લક્ષ્મી, રામુ, તારા સાવ સારાં થઈ ગયાં હશે. અહીં તો હવા ઘણી સારી કહેવાય. ટાઢ હજુ તો સહન થઈ શકે છે.

બાપુના આશીર્વાદ

૭

૧૮–૧૦–'૩૮

બા,

હવે તો ૯ દિવસ બાકી છે ને ઈશ્વરની ઇચ્છા હશે તો મળશું. તે જ દિવસે સેગાંવ જઈશું. તારા કાગળમાં એક વચન હતું

તેનો જવાબ રહી ગયો છે. તે લખ્યું, મેં તારા માથા ઉપર જતાં હાથ પણ ન મૂક્યો. મોટર ચાલી ને મને પણ લાગ્યું. પણ તું દૂર હતી. હવે તને બહારની નિશાની જોઈએ કે? એમ કેમ માની બેસે છે કે હું બહાર નથી દેખાડતો તેથી મારો પ્રેમ સુકાઈ ગયો છે? હું તો તને કહું છું કે મારો પ્રેમ વધ્યો છે ને વધતો જાય છે. પૂર્વે ઓછો હતો એમ નહીં, પણ જે હતો તે રોજ વધારે નિર્મળ થતો જાય છે. હું તને કેવળ માટીની પૂતળી નથી માનતો. વધુ શું લખું? આનો અર્થ ન સમજી હો તો દેવદાસ સમજાવશે. પણ જેમ અમતુલ, લીલાવતી વગેરે બહારનાં ચિહ્નો માગે છે એમ તું પણ માગે તો હું આપીશ.

બાપુના આશીર્વાદ

* * *

[ આગાખાન મહેલમાંથી બાએ લખેલા કાગળોમાંથી થોડાક નમૂના ]

૧

૨૬–૫–'૪૩, સોમવાર

ચિ. કાશી,

તમારા બન્ને પોસ્ટ કાર્ડ મળ્યા. વાંચી આનંદ થયો. બધા કરતાં તમારો જ કાગળ નિયમિત આવે છે. વાંચી ખૂબ જ આનંદ થાય છે. તા. ૧૪મીનો કાગળ છેક આજે મળ્યો. એટલે બહુ મોડા કાગળો મળે છે. ત્યાં બધાં સારાં છે જાણી આનંદ થયો. કિશોરલાલભાઈની તબિયત સારી છે એ જાણી આનંદ થવા જેવું છે. મારી સહીનો કાગળ આ પહેલાં તમને મળ્યો છે કે નહીં? આર્યનાયકમજી નાગપુરથી આવી ગયા એટલે તેને તથા આશાદેવીને મારા આશીર્વાદ. કાગળ લખો તો પ્રભુને તથા અંબાને મારા આશીર્વાદ લખજો. ગઈ કાલે લક્ષ્મીનો કાગળ હતો. લખે છે કે કોઈ કોઈ વખત અંબાના કાગળો આવે છે. બાકી અહીં બધાં મજામાં છે. મારી તબિયત સારી છે. મારી ચિન્તા ન કરતાં. તમારી તબિયત સારી હશે. બચુ મજામાં હશે. અહીં પ્રાર્થના વખતે તમને બધાંને ખૂબ જ યાદ કરું છું. ચિ. કહાનો શું લખ્યા કરે છે? શાક

તો બધાં જ થોડું થોડું સમારે છે. કહેજો કે થોડું તું પણ સમાર. ભણસાળીભાઈ પાસે ભણે છે કે નહીં? સુથારી કામ કરવા જાય છે કે નહીં? બાકી મારા અંગારા તો આવશે, પણ હું ક્યાંથી આવું? તું બધાની સાથે હળીમળીને રહેજે, એમ ચિ. કહાનાને કહેજો. લીલાવતીને કહેજો કે, અમને તેનો સંદેશો મળી ગયો છે. એમ કહે છે કે, તને ગમે તેમ કર. બાકી મને તો લાગે છે કે, તું સ્કૂલમાં દાખલ થઈ જા. આ તો લાંબો પંથ છે. છગનલાલને આશીર્વાદ. લીલાવતી, ગોમતીબહેન, શારદા, આનંદ, બચુ વગેરે બધાંને આશ્રમવાસી બધાંને મારા આશીર્વાદ. કૃષ્ણચંદ્રજી, જેમ બને તેમ કહાનાને સારી રીતે રાખજો. પછી ન ગમે તો મોકલી આપજો. નાગપુરમાં બધી બહેનોને આશીર્વાદ લખજો.

લિ. બાના શુભ આશીર્વાદ, બાપુજીના શુભ આશીર્વાદ

૨

૨–૮–'૪૩ સોમવાર

ચિ. કાશી,

તમારો કાગળ મળ્યો હતો. વાંચી આનંદ થયો. ત્યાં બધાં સારાં છે જાણી આનંદ થયો. બચુ, આનંદ મજા કરતા હશે. વરસાદ તો અહીં ખૂબ જ છે, ત્યાં પણ હશે જ. કાઠિયાવાડમાં તો સારો વરસાદ થયો. કાગળ લખો તો દુર્ગાને બાબલાને બીજાં બધાંને મારા આશીર્વાદ લખજો. છગનલાલને આશીર્વાદ. તમારે ત્યાં જેમ દૂધી થાય છે તેમ અમારે ત્યાં પણ ખૂબ જ થાય છે. ચિ. મનુ મજામાં છે. મારી તથા બાપુજીની તબિયત સારી છે. મને ખાંસી છે, બાકી તો ઠીક છે. ખંડુ છે કે ગયો? મણિભાઈ છે કે નહિ? શંકરનનો ગઈ કાલે કાગળ હતો. લીલાવતી ગઈ. રસોડું કોણ સંભાળે છે? આજે અમાવાસ છે. કાલથી શ્રાવણ મહિનો બેઠો. હવે બધા વાર તહેવાર આવશે. આવતા રવિવારે પસલી. જેલમાં બધાંને આશીર્વાદ. મનોજ્ઞા, કૃષ્ણદાસ, પ્રભુદાસ, અંબાદેવી બધાંને મારા આશીર્વાદ લખજો. હવે તો લીલાવતી વગર સૂનું લાગતું હશે.

વિનોબાના કોઈ દિવસ પત્રો આવે છે. બાળકોબાને આશીર્વાદ. બસ એ જ.

લિ. બાના તથા બાપુજીના આશીર્વાદ

૩

૯–૮–'૪૩ સોમવાર

ચિ. કાશી,

તા. ૨૨–૭–'૪૩ નો તમારો કાગળ મળ્યો. વાંચી આનંદ થયો. વરસાદ પવન વગેરે જોતાં મારી તબિયત સારી છે. ખાંસી આવે છે. દુર્ગાના સમાચાર જાણ્યા. ત્યાં બધાં મજામાં છે જાણી આનંદ. એને તથા બાબલાને અને બીજાઓને પણ મારા શુભ આશીર્વાદ. બાકી મને તો લાગે છે કે એને સેવાગ્રામ ન ગમે એટલે ત્યાં જ રહેશે. જ્યાં રહે ત્યાં સુખી રહે એટલે બસ. અમે સાંભળ્યું હતું કે સાવિત્રી ફરી પાછી મંદિરમાં ગઈ છે. આશ્રમમાં બધાંને આશીર્વાદ. બીજું મારી પેટી ઉઘાડજો અને એમાં ચારપાંચ સાડી છે તેમાંથી બે કાળી કિનારની છે તે ફઈબાને અને ચારેક વારનો કકડો છે તે પણ ફઈબાને મોકલાવી આપજો. અને બીજી બે લાલ કિનારની છે તેમાંથી એક રામીને અને એક મનુને મોકલી આપજો. અને મારી પેટીમાં ગોરખપુરની મોટી ગીતા અને લાલ કિનારનો ચોફાળ કબાટમાં છે, સુતરાઉ છે, તે શાન્તિકુમારને મોકલાવી આપજો. તો તે અહીં મોકલી આપશે. હવે બાપુજીનો જન્મદિવસ આવશે. એટલે ફઈબાને અને છોકરીઓને આપવાની મારી ઇચ્છા છે એટલે લખું છું. બીજું, એક ખાખી રંગનો કટકો પણ છે, તે પણ રામીને આપી દેશો. બાકી કાંઈ મારાં જાકીટ હોય અને તમને આપી દેવા જેવાં લાગે તે આપી દેજો. લાલ કિનાર અને મોટો પનો છે તે રામીને આપજો. મારું બાંયવાળું સ્વેટર ભૂરા રંગનું છે તે પણ મોકલી આપજો. ડૉ. મનુભાઈ અને હીરાબહેનને આશીર્વાદ.

આજે તો પસલી છે. તમે પણ કરી જ હશે.

લિ. બા તથા બાપુજીના આશીર્વાદ

# ભાગ બીજો

## વાત્સલ્યમૂર્તિ બા

### પ્રથમ દર્શન

કસ્તૂરબાને મેં ૧૯૨૦માં લાહોરમાં શ્રીમતી સરલાદેવી ચોધરાણીને ઘેર પહેલાં જોયાં. મારા ભાઈ (પ્યારેલાલજી) ગાંધીજીની પાસે રહેતા હતા તેથી મારી માતાજી દુઃખી રહેતાં હતાં. પોતાના દીકરાને પાછો ઘેર લઈ જવા માટે ગાંધીજીની પાસે તે ગયાં હતાં. ગાંધીજી બહુ કામમાં હતા, એટલે તે એ બધો વખત કસ્તૂરબા પાસે બેઠાં, અને હૈયું ઠાલવ્યું. ગાંધીજીએ એમને સાંજે મળવા માટે વખત આપ્યો હતો. ત્યાં સુધીમાં તો એમનું ઘણું હૃદયપરિવર્તન થઈ ચૂક્યું હતું. બાની સાથે આખી બપોર વાત કર્યા પછી માતાજીને થયું કે, "આખરે આ પણ મારા જેવી જ એક સ્ત્રી છે ને? એ આટલો ત્યાગ કરી શકે છે તો ભલે મારો દીકરો પણ દેશની સેવા કરે." એમણે બાપુજીને કહ્યું, "તમે મારા દીકરાને ચાર પાંચ વર્ષ સુધી તમારી સેવામાં રાખો, પણ પછી મને પાછો આપી દેજો. મારો પતિવિહોણીનો આ છોકરો જ એક આધાર છે."

તે વખતે હું પાંચ છ વર્ષની હતી. માતાજીની સાથે વાત કરતાં બાનું ચિત્ર આજે પણ મારી આંખ સામે ખડું થાય છે. માતાજી એમની ઉપર મુગ્ધ થઈ ગયાં હતાં. બાપુજીએ તો પોતે પરદેશી કપડાં પહેરવા માટે તેમ જ મને પહેરાવવા માટે તથા ઘર અને દુનિયા પર આટલો મોહ રાખવા માટે મારાં માતાજીને મીઠો ઠપકો પણ આપ્યો. પરંતુ બાએ તો એમના પ્રત્યે પૂરી સહાનુભૂતિ બતાવી હતી અને પોતાની આપવીતી સંભળાવી બદલાતા જતા વખતની સાથે પોતાના વિચારો પણ બદલવાની સલાહ આપી હતી.

કેટલાયે દિવસો સુધી માતાજી બાની જ વાતો કર્યા કરતાં હતાં. બાએ આટલો મોટો ત્યાગ કેવળ બાપુજી પ્રત્યેની વફાદારીથી પ્રેરાઈને જ કર્યો એની માતાજી ઉપર ઊંડી અસર થઈ હતી. બાની સહાનુભૂતિને લીધે એનામાં પણ જાતે ત્યાગ કરવાની શક્તિ આવી હતી. માતાજીએ એ પણ જોયું હતું કે બા એના જેવી જ 'મા' હતી. બામાં આટલો વાત્સલ્યભાવ જોઈને માતાજીને સંતોષ થયો કે, મારા પુત્રની સંભાળ લેનાર 'મા'જ છે. આ વિચારે પુત્રનો વિયોગ સહન કરવાનું માતાજીને માટે જરા સહેલું બન્યું.

## પ્રથમ પરિચય

૧૯૨૦થી '૨૮ના ગાળામાં ક્યારેક ક્યારેક બા અને બાપુજીનાં દર્શન મને થતાં હતાં. બા હંમેશાં ખૂબ પ્રેમાળ લાગતાં હતાં. ૧૯૨૮ની ઉનાળાની રજામાં મને બાના નિકટ સંપર્કમાં આવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. મારા ભાઈ મને ઘણા વખતથી આશ્રમમાં બોલાવતા હતા. હું તો હંમેશાં તૈયાર જ હતી. પણ માતાજી એકલી છોકરીને ઘર બહાર મોકલવાનું પસંદ નહોતી કરતી. મારા ભાઈ કહેતા હતા કે, જો મારે ખરેખર કંઈ શીખવું હોય, નવો અનુભવ લેવો હોય, તો એકલાં જ ફરવું જોઈએ. આખરે કૉલેજમાં ગયા પછી માએ મને એકલી જવાની રજા આપી. ભાઈ કાંઈ કામસર બાપુજીની સાથે આગ્રા આવ્યા હતા. એ દિલ્હી આવીને મને લઈ ગયા. ચોવીસ કલાકની ટ્રેનની મુસાફરી પછી અમે અમદાવાદ પહોંચ્યાં. હું પહેલી જ વાર માતાજીથી છૂટી પડી હતી, એટલે મનમાં જરા દુઃખ થયાં કરતું હતું; પણ સાથે સાથે જ નવું સ્થળ અને નવા પ્રકારનું જીવન જોવાને માટે મન ઉત્સુક પણ હતું.

આશ્રમ વિષે મેં જે કાંઈ સાંભળ્યું હતું અને વાંચ્યું હતું એની મારા મન ઉપર ઊંડી છાપ પડી હતી. હું કોઈ દેવલોકમાં જતી હોઉં એવો આનંદ મારા દિલમાં હતો. મારા જેવી એક સામાન્ય વ્યક્તિને બાપુએ આશ્રમમાં રહેવાની રજા આપી છે માટે મારું હૃદય

કૃતજ્ઞતાથી ભરાયેલું હતું. ટ્રેનમાંથી જ્યારે ભાઈએ મને દૂરથી સાબરમતી આશ્રમના ટમ ટમ થતા દીવા બતાવ્યા ત્યારે તો મેં રોમાંચ અનુભવ્યો.

ટ્રેનમાંથી ઊતરી ઘોડાગાડીમાં બેસી અમે આશ્રમમાં પહોંચ્યાં. રાત ઠીક ઠીક ગઈ હતી. હું પણ થાકી હતી, એટલે ઘોડાગાડીમાં ઊંઘી ગઈ. ગાડી એકાએક એક નાના વરંડા આગળ આવી ઊભી. અમે આશ્રમમાં પહોંચી ગયાં હતાં. પાછળથી મને ખબર પડી કે, એ સ્વ. મગનલાલ ગાંધીના ઘરનો વરંડા હતો. જ્યારથી મગનલાલભાઈ ગુજરી ગયા ત્યારથી બાપુ એમના ઘરમાં બેસીને પોતાનું બધું કામકાજ કરતા અને રાત્રે 'હૃદયકુંજ'માં (બાના ઘરમાં) જઈને સૂતા. બાપુજી અમારાથી એક જ દિવસ અગાઉ આશ્રમમાં પહોંચ્યા હતા. અમે પહોંચ્યા ત્યારે આશ્રમમાં સૌ સૂઈ ગયાં હતાં. એકલા રામદાસભાઈ જાગતા હતા. તેઓ વરંડામાં જ સૂતા હતા. હું અને ભાઈ પણ એ જ વરંડામાં જમીન પર બિસ્તરો પાથરીને સૂતાં. ભોંય સૂવાનો આ મારો પહેલો જ અનુભવ હતો. કુતૂહલ અને ગભરાટને લીધે તે રાતે ભાગ્યે જ મારી આંખ મીંચાઈ હશે.

સવારે ચાર વાગ્યે પ્રાર્થનાનો ઘંટ વાગ્યો. ભાઈ મને બા અને બાપુજીની પાસે લઈ ગયા. બાપુજીએ મને મુસાફરીના સમાચાર પૂછ્યા અને કાલથી પોતાના વરંડામાં બાની પાસે સૂવાની સૂચના કરી.

પ્રાર્થના પછી બા મને પોતાના ઓરડામાં લઈ ગયાં. ઓરડામાં સામાન બહુ જ થોડો હતો. પણ દરેક ચીજ વ્યવસ્થિત મૂકેલી હતી. ક્યાંય કચરો જોવા મળે એમ નહોતું. એક નાના સ્ટવ ઉપર ચા તથા કૉફી બનાવવા માટે પાણી મૂકયું હતું. બાએ બહુ જ પ્રેમથી મને અને ભાઈને નાસ્તો કરાવ્યો. બાના હાથની કૉફીનો આ મારો પહેલો લહાવો. પછી તો હું આશ્રમમાં રહી તેટલા દિવસ બા રોજ મને પોતાની સાથે જ નાસ્તો કરાવતાં. ઘર અને માતાજી યાદ આવતાં હતાં. માતાજીની સાથે હઠ કરીને હું અહીં ન આવી હોત તો કદાચ એક બે દિવસમાં જ વળતી ગાડીમાં બેસી હું પાછી ઘેર પહોંચી જાત. પણ હવે રજા તો અહીં જ પૂરી કરવાની હતી. બધા

માણસો નવા નવા હતા. એમની ભાષા હું નહોતી સમજતી. મને લાગતું કે એ બધા મારાથી બહુ ઊંચા છે. તેથી હું ભયની મારી કોઈની સાથે વાત પણ નહોતી કરી શકતી. પણ જ્યારે હું બાની પાસે જતી ત્યારે મારી બીક ઓછી થઈ જતી. તેઓ મને માની જેમ જ પ્રેમથી ખવરાવતાં પિવરાવતાં અને વાતો કરતાં હતાં. કોઈ દિવસ એમને મોઢે એવી વાત નથી નીકળી જેથી આપણને લાગે કે આપણે કોઈ મહાન વ્યક્તિની પાસે બેઠાં છીએ. એ તો મા જ હતાં અને એમની આસપાસ માતૃપ્રેમનું વાતાવરણ જ ભરેલું રહેતું. હું આખો દિવસ નાસ્તાના વખતની જ રાહ જોયાં કરતી હતી.

આશ્રમમાં સવારે બધી બહેનો અનાજ સાફ કરવા, રોટલી કરવા, અને શાક સમારવા જતી હતી. હું પણ ત્યાં જતી. બા પણ આવતાં. તેઓ બધાંની સાથે બેસીને પોતાના ભાગનું કામ પૂરેપૂરું કરતાં. એમના હલનચલનમાં અને કામ કરવામાં આશ્ચર્યજનક સ્ફૂર્તિ હતી. છેવટ સુધી એમની એ સ્ફૂર્તિ કાયમ રહી. માંદગીને વખતે કેટલીયે વાર એ કામ કર્યાં કરે અને આરામ ન લે તે માટે મારે એમની સાથે ઝઘડો કરવો પડ્યો છે.

બા ખૂબ કાંતતાં હતાં. બાપુજીની પાસે બેસી રહેલાં તો ભાગ્યે જ દેખાય. પણ બધો વખત તેમની નજર બાપુ પર રહેતી. કયે વખતે કોણ બાપુજીની સેવા કરે છે અને તે વખતસર કરે છે કે નહિ એની બા બરાબર તપાસ રાખતાં. સાબરમતી આશ્રમમાં એક દિવસ મેં બપોરે ધૂમ તડકામાં બાને રસોડા તરફ જતાં જોયાં. બાના ઘરથી રસોડું સારી પેઠે દૂર હતું. પૂછતાં ખબર પડી કે, બાપુજીને પગે ઘી ઘસવા માટે બા ભાઈને શોધતાં હતાં. બાપુજીનો સૂવાનો વખત થઈ ગયો હતો અને તોય ભાઈ પહોંચ્યા નહોતા. મેં કહ્યું, "મને કામ બતાવો, હું કરીશ." બા કહે, "નહિ, બાપુની સેવા કરવાની તક ગુમાવવાનું પ્યારેલાલને નહિ ગમે. એ જ આવીને કરશે. તું એને શોધી લાવ. પણ જમવા બેઠા હોય તો ના બોલાવીશ." અહીં પણ મા બોલી રહી હતી. કે, "જમવા બેઠો હોય તો ના બોલાવીશ."

તે દિવસોમાં મને કપડાં ધોતાં નહોતું આવડતું. કૂવામાંથી પાણી ખેંચવાની મહેનત ટાળવા માટે નદીનું પાણી સારું હોય કે ડહોળું, તે પાણીમાં જ જેવાં તેવાં કપડાં ધોઈ લાવતી હતી. પરિણામ એ આવ્યું કે મારાં કપડાં ખાસ્સાં માટીના રંગનાં બની ગયાં. બીજા કોઈને આવી ચીજો ઉપર લક્ષ આપવાની ફુરસદ નહોતી. પણ બાની આંખો આ જોઈ ગઈ, એમણે મને કપડાં ધોતાં શીખવ્યું અને ભાઈને મને મદદ કરવા માટે કહ્યું. તેઓ તો મારાં કપડાં ધોવડાવી આપવા પણ તૈયાર હતાં, પણ આશ્રમમાં બધું જ કામ હાથે કરવું જોઈએ એ હું જાણતી હતી એટલે મેં ધોવા ન આપ્યાં અને જાતે જ કૂવા પર જઈ ધોવાનું શરૂ કર્યું. કૂવા ઉપર કોઈ ને કોઈ મને પાણી કાઢી આપતું હતું. આમાં પણ કદાચ બાનો હાથ હશે.

મારી રજા પૂરી થવા આવી હતી. એક દિવસ બાપુજી એકલા વરંડામાં બેસીને કાંઈ કામ કરતા હતા. મારા સિવાય ત્યાં બીજું કોઈ નહોતું. એટલામાં કેટલાક લોકો આશ્રમ જોવા આવ્યા. એમણે બાપુજીને પ્રણામ કર્યા, કંઈક ભેટ ધરી અને આશ્રમ જોવાની ઇચ્છા વ્યક્ત કરી. બાપુએ મને બોલાવી અને એ લોકોને આશ્રમ બતાવવાનું કહ્યું. એકાએક બાપુને ખ્યાલ આવ્યો અને મને પૂછ્યું, "પણ તેં પોતે આ બધું જોયું છે?" મારે ના કહેવી પડી. બાપુએ બીજા કોઈને બોલાવી એમની સાથે મોકલ્યા. મને ભાષણ મળ્યું: "કોઈ અંગ્રેજ છોકરી આટલા દિવસ અહીં રહ્યા પછી પોતાની આસપાસની ચીજોથી અજાણી ન રહે. પણ આપણા દેશનાં છોકરાછોકરીઓને તો આજકાલ પુસ્તકોની જ પડી છે. બી. એ. પાસ થઈ ગયાં એટલે જીવન સફળ થઈ ગયું અને જો કમનસીબે નાપાસ થયાં તો બસ ખલાસ! સામાન્યજ્ઞાનની એમને કાંઈ પડી જ નથી." હું ખૂબ શરમાઈ, હું સાધારણ રીતે ચોપડી જ લઈને બેસતી, પણ તેનું કારણ તો એ હતું કે મારી પાસે બીજું કશું કામ ન હતું. અને બધું જોઈ લેવાની પણ ઇચ્છા તો

હતી. પરંતુ શરમની મારી હું કોઈને કશું પૂછતી નહોતી અને ક્યાંય જતી નહોતી. બાને આ ખબર પડી. તેઓ તરત મારી મુશ્કેલી સમજી ગયાં. ભાઈ અને બાપુને કહીને મને આશ્રમ અને અમદાવાદ શહેર બતાવવાની ગોઠવણ કરી. આમ મને બધી જગ્યાઓ જોવાની તક મળી.

થોડા દિવસ પછી બાપુજી મુસાફરીએ જવાના હતા. મારી પણ રજાઓ પૂરી થવા આવી હતી, એટલે મારે પાછા ઘેર જવાનું હતું. પણ મેં કદી એકલી મુસાફરી કરી નહોતી. એટલે મને એકલીને શી રીતે દિલ્હી મોકલે? છેવટે બાપુજીએ પોતાની સાથે મને લઈ જવાનું નક્કી કર્યું. બાપુને પોતાના રસ્તામાં આગ્રા આવતું હતું અને આગ્રાથી મને દિલ્હી મોકલવાની ગોઠવણ સહેલાઈથી થઈ શકે. અમદાવાદથી અમે મુંબઈ ગયાં. ત્યાં ટ્રેનમાંથી પહેલી જ વાર સમુદ્રનાં દર્શન કરવાનું મને મળ્યું. આશ્રમમાં મારી ચંપલ ખોવાઈ ગઈ હતી. મુંબઈથી લઈ લઈશ એમ મેં વિચાર રાખ્યો હતો. પણ અમે મુંબઈ રહ્યાં તે દિવસે ત્યાં દુકાનો બંધ હતી. મુંબઈથી અમે ભોપાળ ગયાં. ગાડીમાંથી ઊતરી પુલ ઉપર થઈને જતાં હતાં ત્યાં બાએ જોયું કે મારા પગમાં ચંપલ નથી. ઘેર જઈને તરત પોતાને માટે થોડા વખત ઉપર જ મંગાવેલી ચંપલની નવી જોડ કાઢીને મને આપી. આ રીતે બાના કોમળભાવ અને માતૃપ્રેમનો અનુભવ મને એમના સહવાસમાં ડગલે ને પગલે થવા લાગ્યો. બાની મુક્ત કંઠે પ્રશંસા કરતી મને સાંભળીને કોઈકે કહ્યું, "તું વધારે વખત બાની પાસે રહીશ, ત્યારે ખબર પડશે કે બાનો ગુસ્સો પણ કેવો છે." પણ એ વાત મારા માન્યામાં આવી નહિ.

બાને અંગ્રેજી બહુ નહોતું આવડતું. પણ થોડા જ્ઞાનથી પણ તેઓ કેવી રીતે પોતાનું કામ કરી લેતાં હતાં એનો એક પ્રસંગ મને યાદ આવે છે. ભોપાળમાં બાપુજી નવાબના મહેમાન હતા. બાને મધ જોઈતું હતું. ત્યાંનો એક અમલદાર જે અમારી તહેનાતમાં હતો તેને બાએ પૂછ્યું, "તમને હિંદી આવડે છે?" બાએ 'હિંદી'

એ સામાન્ય હિંદુસ્તાનીના અર્થમાં કહ્યું હતું. પણ મુસ્લિમ રિયાસતના મુસલમાન અમલદારને હિંદી સાથે શી લેવા દેવા? એણે શુદ્ધ હિંદુસ્તાનીમાં જવાબ આપ્યો, "જી નહીં."

બાએ પૂછ્યું, "અંગ્રેજી આવડે છે?"

"જી હાં."

બાએ કહ્યું, "Bees, flowers, honey." પેલો અમલદાર ઝટ જઈને મધનો શીશો લઈ આવ્યો!

નવાબનાં માની મુલાકાત માટે બાને લઈ જવામાં આવ્યાં. હું પણ બાની સાથે હતી. બેગમોને મળવામાં અને એમની સાથે વાત કરવામાં બાને જરાય સંકોચ કે મુશ્કેલી ન પડી. ધનદોલત અને રાજદરબારના વૈભવ તથા દમામથી બાને જરાયે ક્ષોભ થાય તેમ નહોતું. એ ચીજો એમને જરાયે આંજી નાખી શકતી નહોતી. તેઓ બરાબર જાણતાં હતાં કે, પોતાના પતિનો દરજ્જો રાજામહારાજાઓ કરતાં ક્યાંય ઊંચો છે. એમણે બેગમોને ખાદીનો સંદેશો કહી સંભળાવ્યો. એમની વાતો સાંભળનારને કલ્પના પણ ન આવે કે તેઓ એક નિરક્ષર સ્ત્રી છે. એમનું અક્ષરજ્ઞાન ભલે ઓછું હતું, પણ એમનું સામાન્યજ્ઞાન તથા મનુષ્યસ્વભાવનું અને મનુષ્યજીવનનું એમનું જ્ઞાન બહુ ઊંડું હતું.

આગ્રાથી હું દિલ્હી ગઈ, અને કૉલેજ ઊઘડવાનો સમય થઈ ગયો હતો એટલે ત્યાંથી લાહોર ગઈ. પણ મારા દિલમાં તો બાનું અને આશ્રમનું ચિત્ર જ છપાઈ ગયેલું હતું. ત્યાંની સ્વતંત્રતા અને ત્યાંની સાદાઈની મારા દિલ ઉપર ઊંડી છાપ પડી હતી. એટલે લાહોરનું કૃત્રિમ જીવન બહુ ખૂંચવા લાગ્યું. મારા મન સાથે નિશ્ચય કરી લીધો કે જીવન બને તેટલું સાદું કરી નાખવું. જ્યારે ભાઈની સાથે આશ્રમમાં જવા નીકળી ત્યારે માતાજીએ તો કહ્યું જ હતું કે: "ત્યાંથી કશું વ્રત વગેરે ન લઈ આવતી." મેં પણ એવું કશું ન કરવાનું વચન આપ્યું હતું. માતાજીનું સૂચન તો ખાસ કરીને ખાદી પહેરવાના વ્રત પરત્વે જ હતું. હું કૉલેજમાં દાખલ થઈ એટલે

એ જ સાલમાં મારે માટે તેણે ઘણાં નવાં કપડાં કરાવ્યાં હતાં અને તે જતાં કરવાનું તેનું દિલ માને એમ નહોતું.

આશ્રમમાં આવીને મેં ખાદી પહેરવાનું વ્રત તો નહોતું લીધું, પણ આશ્રમમાંથી ગયા પછી બીજાં કપડાં મારાથી પહેર્યાં જાય એમ નહોતું. હું ત્રણ જોડ કપડાં લઈને આશ્રમમાં ગઈ હતી અને પાછાં ગયા પછી ત્રણેક મહિના સુધી તો એ ત્રણ જોડ કપડાંથી જ મેં નિભાવ્યું. આશ્રમમાં જઈને બાની પાસેથી હું એટલું શીખી ગઈ હતી કે ખાદીનાં સાદાં કપડાંમાં પણ સરસ શોભા થઈ શકે છે. બા હંમેશાં બહુ જ સફાઈથી કપડાં પહેરતાં હતાં. એમની પાસેથી હું કપડાં ધોતાં શીખી ગઈ હતી. માતાજીની એવી ઇચ્છા ખરી કે હું મિલનાં કપડાં પહેરું. પણ હું રોજ મારે હાથે ધોયેલાં ખાદીનાં કપડા પહેરીને જ કૉલેજમાં જતી હતી. છેવટે માતાજીએ મને મિલનાં કપડાં પહેરાવવાનો પોતાનો આગ્રહ છોડ્યો અને મને ખાદીનાં નવાં કપડાં સિવડાવી આપ્યાં.

## બાપુ વિનાના આશ્રમમાં

૧૯૩૦માં ઉનાળાની રજામાં હું ફરી આશ્રમમાં આવી. તે વખતે બાપુજી અને ભાઈ જેલમાં હતા. આશ્રમ સૂનું હતું. તે વખતે બા ગામડે ગામડે ફરીને કાર્યકર્તાઓ અને સ્વયંસેવકોને પ્રોત્સાહન આપી રહ્યાં હતાં. થોડા દિવસને માટે બા આશ્રમમાં આવ્યાં હતાં. એ દિવસોનાં બા જુદાં જ હતાં. ખૂબ થાકેલાં તો હતાં જ. દેશને દુઃખે તેઓ દુઃખી હતાં. એમના કરમાયેલા ચહેરા ઉપર અપૂર્વ દૃઢતા અને આત્મવિશ્વાસનાં દર્શન થતાં હતાં. તે વખતે તેઓ કાંઈ કોમળ બા જ નહોતાં, રણભૂમિમાં ઊતરેલી વીરાંગના પણ હતાં. એમના દિલમાં આપણી લડાઈના ન્યાયીપણા વિષે અને આપણી આખરી જીત વિષે બિલકુલ શંકા નહોતી.

બાપુજીની નિર્ણયાત્મક બુદ્ધિ પર એમને અપૂર્વ શ્રદ્ધા હતી. તેઓ રાજનીતિ નહોતાં જાણતાં પણ બાપુને ઓળખતાં હતાં. એટલું

એમને માટે બસ હતું. આપણા દેશની કરોડોની મૂંગી પ્રજાની મનોવૃત્તિ એમનામાં પ્રતિબિંબિત થતી હતી.

આશ્રમમાં આવ્યા પછી રામદાસભાઈ, મણિલાલભાઈ અને બીજા કેટલાક મિત્રો જેઓ સાબરમતી જેલમાં હતા, તેમને મળવા બા ગયાં. મને પણ સાથે લઈ ગયાં. જેલની મુશ્કેલીઓ સહન કરી કરીને એમના ચહેરા સુકાઈ ગયા હતા. આ જોઈને મારું તો હૈયું ભરાઈ આવ્યું. પણ બાએ તો બહુ જેલો જોઈ હતી, બહુ મુશ્કેલીઓ સહન કરી હતી. તેઓ બિલકુલ શાંત હતાં. સ્વતંત્રતાની વેદી ઉપર બલિદાન ચડાવવાની એમને એવી ટેવ પડી ગઈ હતી કે, પતિનું, પુત્રોનું અથવા પોતાનું જેલ જવું એમને તો બલિદાન જેવું જ નહોતું લાગતું. હજારો લોકો જેલમાં પડ્યા હતા ને? પોતાના પુત્રો શું બીજા કરતાં જુદા હતા? આ એમનો મનોભાવ હતો. એમની હિંમત અને બહાદુરી જોઈ મને બહુ આશ્ચર્ય થયું.

### દેખાવો પ્રત્યે અણગમો

૧૯૩૦માં દેવદાસભાઈ ગુજરાત (પંજાબ) જેલમાં હતા. ભાઈ સાબરમતી જેલમાં હતા. બાએ આખી દુનિયાને પોતાનું કુટુંબ બનાવવાના બાપુના આદર્શને અપનાવી લીધો હતો. એનો અમલ કરવાનો એમનો પ્રયત્ન વર્ષોથી ચાલતો હતો. દેવદાસભાઈ એમના લાડકા દીકરા હતા. પણ ભાઈ અને બીજા કાર્યકર્તાઓને સાબરમતી જેલમાં મળી જાણે પોતાના દીકરાને મળ્યાનો આનંદ બા લેતાં હતાં. એ જેમને મળવા જતાં હતાં એમને કેટલો આનંદ થતો અને કેટલું આશ્વાસન મળતું એની તો વાત જ શી કરવી? માત્ર એક વાર બા દેવદાસભાઈને મળવા માટે ગુજરાત (પંજાબ) આવ્યાં. હું અને માતાજી એમની સાથે હતાં. માતાજીના આગ્રહથી બા ગુજરાત રેલવે સ્ટેશનથી ચાર માઈલ દૂર અમારે ગામ આવ્યાં. બા આટલી મહાન વ્યક્તિ હોવા છતાં તેમને સરઘસ વગેરે દેખાવો ખૂબ નાપસંદ હતા. પણ લોકોએ એમનું સરઘસ કાઢવાનો પ્રયત્ન કર્યો. લોકોનો હેતુ સરઘસ કાઢી પ્રજામાં ઉત્સાહ વધારવાનો

હતો. પણ બાને સરઘસનો ભારે કંટાળો હતો. તેમની ખૂબ નાપસંદગીને કારણે લોકોને પોતાની હઠ છોડવી પડી. પંજાબના લોકોને, જનતાના પ્રેમપ્રદર્શન અને સ્વાગતના દેખાવ પ્રત્યેની બાની આટલી અરુચિ જોઈને બહુ આશ્ચર્ય થયું. "નેતાઓને તો આવું બધું બહુ ગમે છે. બા કેમ સરઘસ કાઢવાની ના પાડે છે?" દરેક આ જ પ્રશ્ન પૂછતું હતું.

૧૯૩૧ની ઉનાળાની રજાઓમાં હું ફરી આશ્રમમાં ગઈ. આ વખતે પણ બાપુજી ત્યાં ન હતા. થોડા દિવસ પછી તેઓ આવ્યા. પણ આશ્રમમાં ન રહ્યા. બાપુએ દાંડીકૂચ માટે આશ્રમમાંથી નીકળતી વખતે પ્રતિજ્ઞા કરી હતી કે, સ્વરાજ્ય મળતાં સુધી તે પાછા આશ્રમમાં રહેવા નહિ આવે. એટલે તેઓ વિદ્યાપીઠમાં ઊતર્યા. થોડા દિવસ પછી બા પણ ત્યાં આવ્યાં. બે ચાર દિવસ પછી બાપુ તો ત્યાંથી વાઇસરૉયને મળવા સિમલા ગયા અને ત્યાંથી સીધા એમને ગોળમેજી પરિષદમાં જવાનું થયું. બા સાબરમતી જ રહ્યાં. બાપુની સાથે વિલાયત જવાની વાત તો બાજુએ રહી, પણ બાપુને વિદાય આપવા મુંબઈ સુધી જવાનો વિચાર પણ બાના મનમાં ન આવ્યો. વર્ષો થયાં તેમણે તો પોતાના પતિને હિંદુસ્તાનની અને માનવજાતિની સેવામાં આપી દીધા હતા. બાપુ ઉપર જેટલો પોતાનો અધિકાર છે તેટલો જ બીજાઓનો પણ છે, એ સિદ્ધાન્તનો અમલ કરતે કરતે બાને એ સ્વાભાવિક લાગવા માંડ્યું હતું કે, કામને માટે જેમને બાપુની પાસે રહેવાની જરૂર હોય તે જ બાપુની પાસે રહે.

ગોળમેજીમાંથી પાછા આવ્યા પછી તરત ૧૯૩૨માં બાપુજી તો ફરી જેલમાં ગયા. વિલાયતથી પાછા આવેલા ભાઈને મળવા માતાજી મુંબઈ આવ્યાં હતાં. પાછાં જતી વખતે બાપુને પ્રણામ કરવા ગયાં, ત્યાં બાપુએ કહ્યું કે "હવે પાછાં શું જાઓ છો? અમને જેલમાં મોકલીને તમે પણ જેલમાં જાઓ." બાપુજીની ધરપકડ માતાજીની સમક્ષ જ થઈ. પછી ભાઈ પણ પકડાયા. ત્યાર બાદ માતાજી પણ જેલમાં ગઈ. થોડા દિવસ તો બા અને માતાજી એક જ જેલમાં

હતાં. માતાજી મને કહેતાં કે બા કેટલી પ્રસન્નતાપૂર્વક જેલમાં રહેતાં હતાં. જેલની તકલીફો એમને તકલીફરૂપ લાગતી જ નહિ. વળી એમની છાયામાં રહેનારા બીજા કેદીઓનું જીવન પણ બહુ સરળ અને મીઠું બની જતું.

૧૯૩૫માં હું બે ત્રણ અઠવાડિયાં માટે બાપુજી પાસે વર્ધા ગઈ. તે વખતે બાપુ મગનવાડીમાં રહેતા હતા. બા આખો દિવસ પોતાના કામમાં લાગેલાં હતાં. તે જ વર્ષે નવેંબરમાં હું ફરી વર્ધા ગઈ.

## બાની સારવાર

મારી પરીક્ષા પછી હું ફરી વર્ધા ગઈ. તે વખતે દેવદાસભાઈ માંદા હતા. બાએ જે ધીરજ અને સમજથી દેવદાસભાઈની માંદગીમાં સેવા કરી તે અદ્ભુત હતું. ૧૯૩૬માં ઉનાળામાં બા અને ભાઈ દેવદાસભાઈને સિમલા લઈ ગયાં. બા પોતાના સામાન્યજ્ઞાનથી કેવી રીતે મોટા મોટા ડૉક્ટરો કરતાં પણ વધારે કામ કરી લેતાં હતાં તેનું વર્ણન ભાઈ કરતા. આખરે એમની મહેનત ફળી. દેવદાસભાઈ સાજા થઈ ગયા. બા ફરી બાપુ પાસે પહોંચી ગયાં.

૧૯૩૭ના ડિસેંબરમાં કલકત્તામાં બાપુજી માંદા પડ્યા. હું થોડા દિવસ માટે એમની પાસે ગઈ. પછી કેટલાક એવા બનાવો બન્યા કે થોડા દિવસોને બદલે વર્ષોને માટે હું એમની પાસે રહી પડી. બાએ મારો ચાર્જ લઈ લીધો. એમની પાસે એક નાની ઓરડી, નાહવાની ઓરડી અને વરંડો હતો. ત્યાં જ મારો બિસ્તરો પણ એમણે નંખાવ્યો. રાતના તેઓ મને પોતાની પાસે જ સુવાડતાં. અને બધી રીતે સગી માની જેમ મારી સંભાળ રાખતાં. શરૂઆતમાં સવારમાં હું મારી પથારી ઉપાડવાનું ભૂલી જતી અને બા કંઈ પણ બોલ્યા વગર મારી પથારી ઉપાડી અંદર મૂકી દેતાં. જ્યારે મને એની ખબર પડી ત્યારે હું ખૂબ શરમાઈ અને ભૂલ્યા વગર મારી પથારી ઉપાડવા લાગી. હું બાની પથારી ઉપાડવાનો

પ્રયત્ન કરતી, પણ હું પહોંચું તે પહેલાં જ બા પોતાની પથારી ઉપાડી ગોઠવી દેતાં. મેં ઘણી વાર બીજાની મૂકેલી પથારીઓને ઉપાડી સરખી રીતે ગોઠવતાં બાને જોયાં છે. ભારે ભારે ગાદલાં ઉપાડતાં પણ એમને આળસ નહોતી આવતી. સફાઈની એમને એટલી ચીવટ હતી કે અવ્યવસ્થા અને ગંદકી તેઓ સહી જ શકતાં નહોતાં. એમની નિયમિતતા એટલી જ આશ્ચર્યજનક હતી. એક વખત પણ બા કોઈ કામ કરવાનું ભૂલી ગયાં હોય એવું મને યાદ નથી. એક વખત મેં એમની નાની પેટીમાંથી કંઈક કાઢ્યું. એની બંધ કરવાની એક ચાંપ બગડેલી હતી, એટલે મેં એક તરફની બંધ કરી બીજી ખુલ્લી રહેવા દીધી. બાએ આ જોયું. પોતે ઊઠીને બંધ કરી આવ્યાં. બીજી વખત એ પેટીમાંથી કંઈ કાઢવાનો પ્રસંગ આવ્યો ત્યારે બાએ કહ્યું, "અહીં લાવ હું બંધ કરી દઉં." મેં કહ્યું, "હું કરું છું." બાની આંખમાં વિનોદ હતો, "ભૂલી જઈશ તો?"

## બાની દિનચર્યા

બાની તબિયત સારી નહોતી રહેતી. વર્ષોથી દમ અને ઉધરસ રહેવાને કારણે એમનું હૃદય અને ફેફસાં નબળાં પડી ગયાં હતાં. પણ એમને પોતાના શરીરની કાંઈ પડી નહોતી. એમનામાં સ્ફૂર્તિ તો અદ્ભુત હતી. ધીમે ધીમે કામ કરવું અથવા ચાલવું એ તો એ જાણતાં જ નહોતાં.

સવારની ચારની પ્રાર્થનામાં ઊઠવાનો તેઓ આગ્રહ રાખતાં. પ્રાર્થના પછી બાપુજી અર્ધો પોણો કલાક સૂઈ જતા, પણ બા તો બાપુ ઊઠે તે પહેલાં એમને માટે નાસ્તો તૈયાર કરવા કે કરાવવા રસોડામાં ચાલ્યાં જતાં. આશ્રમવાસીઓમાં બાપુજીની સેવા કરવા માટે હરીફાઈ થતી. એટલે બા દરેકને કંઈ કંઈ કામ સોંપી દેતાં. સોંપ્યા પછી પણ પોતે સામાં ઊભા રહીને જોતાં કે, કામ બરાબર થાય છે કે નહિ? બરાબર સફાઈ રાખવામાં આવે છે કે નહિ? નાસ્તો તૈયાર કરીને બાપુજીના ઓરડામાં તેઓ લઈ જતાં અને પાસે બેસીને એમને

ખવડાવતાં. પછી જોતાં કે વાસણ બરાબર મંજાય છે કે નહિ? મેં કેટલીયે વાર બીજી છોકરીઓએ માંજેલાં વાસણ બાને ફરી માંજતાં જોયાં છે. એમનાં વાસણ હંમેશાં ચમકતાં રહેતાં.

બાપુજી ફરવા નીકળે ત્યારે બા સ્નાન વગેરેથી પરવારી પૂજાપાઠ કરતાં. કલાક દોઢ કલાક રામાયણ ગીતાજી વગેરેનો પાઠ કરતાં. પછી રસોડામાં જઈ બાપુજીનું ખાવાનું તૈયાર કરાવતાં. અને બીજી રસોઇ ઉપર પણ ધ્યાન રાખતાં. જમતી વખતે બાપુજી અને એમની પાસે બેઠેલા બીજા મહેમાનોને પીરસીને પછી તેઓ બાપુજીની પાસે જમવા બેસતાં. પણ એમની આંખ બાપુજીની તરફ જ રહેતી. એકાદી માખી બાપુજીની પાસે આવે કે તુરત બાના ડાબા હાથમાંનો પંખો એને ઉડાડી મૂકે. જમ્યા પછી બા બાપુની પાસે જઈને બેસતાં અને એમને પગે ઘી ઘસતાં. પછી પોતાના ઓરડામાં જઈ થોડો આરામ કરી કાંતવા બેસી જતાં. ચારસોપાંચસો તાર તેઓ રોજ કાંતતાં. માંદગીને કારણે મારે એમને ક્યારેક ટોકવાં પડતાં, "બા, તમે આટલું કાંતવાનો શ્રમ ના કરો." બા હસીને વાત ટાળી દેતાં. એમને થતું કે, બાપુના લખવા વાંચવાના અને રાજનૈતિક કામોમાં તો પોતે મદદ નથી કરી શકતાં, પણ કાંતીને તેમનું કાર્ય આગળ વધારી શકે છે ને? બાપુજીએ જ કહ્યું છે કે, "સૂતરને તાંતણે સ્વરાજ્ય મળવાનું છે."

સાંજે તેઓ ફરી રસોડામાં જતાં, બાપુજીનું ખાવાનું તૈયાર કરાવતાં, અને સવારની જેમ જ બાપુજીને જમાડતાં. પોતે તો વર્ષોથી સાંજે જમતાં જ નહોતાં. સાંજે એકલી કૉફી પીતાં. છેવટનાં વર્ષોમાં તો કૉફી પણ છોડી દીધી હતી. એટલે ફક્ત ગરમ મસાલાનો ઉકાળો જ પીતાં. સાંજે બાપુ ફરવા જતા, ત્યારે બા આશ્રમના માંદાઓને જોવા નીકળતાં. પછી આશ્રમની બીજી બહેનોની સાથે થોડું ફરવા નીકળતાં. આશ્રમથી અર્ધોએક ફર્લાંગ દૂર બાપુજી પાછા આવતા હોય ત્યારે તેઓ સાથે થઈ જતાં. ફરી આવ્યા પછી સાંજની પ્રાર્થના થતી. બા આખી પ્રાર્થનામાં પૂરો ભાગ લેતાં. રામાયણ પણ ગાતાં.

રામાયણની તૈયારી તેઓ સવારે આગળથી જ કરી લેતાં. એટલા પ્રેમથી અને રસથી તેઓ સવારે રામાયણ અને ગીતાનો અભ્યાસ કરતાં કે કોઈ વિદ્યાર્થી પણ પોતાની પરીક્ષા માટે એનાથી વધારે ધ્યાનપૂર્વક તૈયારી નહિ કરતો હોય. સાંજની પ્રાર્થના પછી પ્રાર્થનાની જગાએ બાનો દરબાર ભરાતો. લગભગ બધી બહેનો બા પાસે બેસતી. કોઈક પગ દબાવતું, તો કોઈક વાંસો. આશ્રમની બધી ખબરો અને અહીં તહીંની વાતો ત્યાં થતી. અર્ધા પોણા કલાક પછી દરબાર બરખાસ્ત કરીને બા બાપુની અને પોતાની સૂવાની તૈયારી કરતાં.

એ દિવસોમાં રામદાસભાઈનો નાનો છોકરો કહાનો બાની પાસે રહેતો હતો. બા એક નવજુવાન માના જેટલા ઉત્સાહથી કહાનાની સંભાળ રાખતાં. બાળકોનું માનસ તેઓ બહુ સારી રીતે સમજતાં. પરિણામે કહાનો પોતાની માને ભૂલી જ ગયો હતો. એને તો એની મોટી બા જ સર્વસ્વ હતાં. ૧૯૩૮માં બા રાજકોટ સત્યાગ્રહમાં ભાગ લેવા માટે ગયાં ત્યારે કહાનાને સાચવવો અને શાંત રાખવો બાપુને માટે લગભગ અશક્ય જેવું થઈ ગયું. પહેલાં તો બાપુને આશા હતી કે પોતે કહાનાને સારી રીતે સાચવી શકશે. પણ કહાનો તો આખો વખત મોટી બાને યાદ કરતો હતો. આખરે એક દિવસ બાપુજીએ હસતાં હસતાં કહ્યું, "તું મોટી બાના નામની માળા જપ. મોટીબા આવીને તારી સામે ઊભી રહેશે." કહાનો ખુશ થઈને બોલ્યો, "આપો માળા." બાપુજીએ માળા આપી. એણે માળા લઈ આંખો બંધ કરી, મોટી બાના નામના જાપ જપવા માંડ્યા. થોડી વારે રડતો રડતો પાછો આવ્યો, "મોટી બા તો ના આવી." બાપુજીએ આખરે હારીને એને એની મા પાસે મોકલી દીધો.

## બાનો ત્યાગ

કલકત્તાથી બાપુજી માંદા પડીને આવ્યા હતા. માંદગીની વાત સાંભળીને લગભગ બધા જ આશ્રમવાસીઓ ગભરાઈ ગયા હતા. પણ

બાની પાસે તો ગભરાટ જેવી કોઈ ચીજ જ નહોતી. અમે કલકત્તાથી પાછાં આવ્યાં ત્યારે ડિસેમ્બર મહિનો હતો. સેવાગ્રામમાં ખૂબ ઠંડી પડતી હતી. બાપુજીને વર્ષોથી ખુલ્લામાં સૂવાની ટેવ હતી. પણ આ વખતે ઠંડીને કારણે લોહીનું દબાણ એટલું વધી જતું હતું કે ડૉકટરોના કહેવાથી એમને ખુલ્લામાં સૂવાનું છોડવું પડયું. કલકત્તા જતાં પહેલાં સેવાગ્રામમાં બાપુજી સંયુક્ત ઓરડાના એક ખૂણામાં રહેતા હતા. માંદગીની વાત સાંભળીને એમને એકાંત અને શાંતિ મળે તે માટે મીરાંબહેને પોતાનો ઓરડો ખાલી કરી રાખ્યો હતો. પણ બાપુજીએ એ ઓરડામાં રહેવાનું કબૂલ ન કર્યું: "મીરાંએ તે ઓરડો પોતાને માટે ને ખાદીકામને માટે બનાવ્યો છે, હું એમાં કેવી રીતે રહી શકું? અને મને પૂછ્યા વગર આવો ફેરફાર શું કામ કર્યો? હું તો મારા પહેલાંના ખૂણામાં જ રહીશ."

પણ એ ખૂણામાં રાતે સુવાય તેવું ક્યાં હતું? ત્યાં તો બીજાઓ પણ સૂતા હતા. જો બાપુ ત્યાં સૂએ તો એ લોકોને તકલીફ થાય. બાપુ એવું કદી પસંદ કરે નહિ. બાપુને મીરાંબહેનના ઓરડામાં સૂવાનું કહેવાની કોઈની હિંમત ચાલતી નહોતી. એટલામાં બા બોલ્યાં, "મારો ઓરડો છે ને!" બાપુ બાના ઓરડામાં સૂવા લાગ્યા.

આ ઓરડો નાનો હતો. અને બાપુની સાથે બીજા બે ત્રણ જણ ત્યાં પહોંચ્યા, એટલે બા અને કહાનાને વરંડામાં સૂવાનું થયું. છતાં બાએ એક વાર પણ એવું નથી કહ્યું કે, "બાપુ તો ભલે સૂએ, પણ બીજાને માટે હું મારો ઓરડો શાની ખાલી કરું?" બીજે દિવસે સવારે નાસ્તો કરતાં કરતાં બાપુ કહે: "આ ઓરડો મેં ખાસ બાને માટે કરાવ્યો હતો ને હવે હું એનો કબજો લઈ બેઠો છું. આજ સુધી કોઈ દિવસ બાને જુદી કોટડી મળી જ નથી. મારું અને બાનું જે કાંઈ હતું એ શરૂઆતથી જ બધાને માટે હતું. પણ બાની આ વૃદ્ધાવસ્થામાં એને જરા એકાંત મળી શકે તો સારું, એ વિચારે આ ઓરડી મેં બા સારુ બંધાવી હતી. એનો ઉપયોગ પણ બાએ માત્ર પોતાને માટે જ નથી કર્યો; અનેક

છોકરીઓને બાએ આમાં સાચવી છે. પણ જો હું આવું તો તો બાને સાવ જ નીકળી જવા જેવું થાય. હું જ્યાં જાઉં છું તે જગા ધર્મશાળા થઈ પડે છે. એ મને ખૂંચે છે. પણ મારે કહેવું જોઈએ કે બાએ કોઈ દિવસ એ વિષે ફરિયાદ નથી કરી. જે જોઈએ તે, બા પાસેથી લઈ લઉં. ગમે તેને બાની પાસે રહેવા મોકલી દઉં. બાએ ખુશીથી તેમાં સંમતિ આપી છે." બા બાપુની પાસે જ બેઠાં હતાં. બાપુએ હસીને બાને કહ્યું, "હોવું પણ એવું જ જોઈએ ને? જો મિયાં એક કહે અને બીબી બીજું, તો જીવન ખારું થઈ પડે. પણ અહીં તો મિયાં કહે તે બીબીએ માન્યું જ છે." બધાં હસી પડ્યાં.

અંદર સૂવા છતાં બાપુનું લોહીનું દબાણ ઠેકાણે આવ્યું નહિ. ઠંડીને વખતે બહુ જ વધી જતું હતું. આખરે ડૉક્ટરોની સલાહથી બાપુએ જુહુ જવાનું સ્વીકાર્યું. આશ્રમના કેટલાક લોકો આ જાણી રોવા લાગ્યા: "બાપુની શું બહુ ગંભીર સ્થિતિ છે? જીવતા પાછા આવશે ખરા?" પણ બા બહુ જ શાન્ત હતાં. આદર્શ નર્સ બનીને બાપુની સેવામાં લાગી ગયાં હતાં. પોતાનો આરામ બારામ બધું ભૂલી ગયાં હતાં. આખો દિવસ બાપુની પાસે બેસી રહેતાં હતાં અને દરેક કામ કરવા માટે તત્પર રહેતાં હતાં. બા પણ બાપુની સાથે જુહુ આવ્યાં.

બાપુ જુહુમાં લગભગ બે મહિના રહ્યા. ત્યાં એમની તબિયત ઘણી સુધરી ગઈ. બન્ને વખત સમુદ્રને કિનારે ફરવા જતા હતા. બા પણ તે દિવસોમાં એમની સાથે બરાબર ફરતાં હતાં. તબિયત સુધરી ગયા પછી '૩૯ના આરંભમાં બાપુ પાછા સેવાગ્રામ આવ્યા. ત્યાંથી એમને કલકત્તા જવાનું હતું. બાએ ખુશીથી એમને વિદાય આપી. બાપુ સાજા હોય ત્યારે એમની સાથે રહેવાનો બા આગ્રહ નહોતાં રાખતાં.

### જગન્નાથજીનાં દર્શનનો પ્રસંગ

કલકત્તાથી બાપુ ગાંધી સેવા સંઘની સભા માટે કટક આવ્યા. બા, દુર્ગાબહેન વગેરે પણ સેવાગ્રામથી ત્યાં આવ્યાં હતાં.

ત્યાંથી જગન્નાથપુરી પાસે જ પડે એટલે બા, દુર્ગાબહેન, લીલાવતીબહેન, નારાયણ તથા બીજાં કેટલાંક જગન્નાથપુરીનાં દર્શન કરવા ઊપડ્યાં. બાને તો દેવાલય માટે અપૂર્વ ભક્તિ હતી જ. એટલે દુર્ગાબહેન અને બાએ અંદર જઈ જગન્નાથજીને પ્રણામ કર્યા, પ્રદક્ષિણા કરી અને સાંજે પાછાં આવ્યાં. બાપુએ જ્યારે સાંભળ્યું કે બા અને દુર્ગાબહેન મંદિરમાં જઈને દર્શન કરી આવ્યાં, ત્યારે એમને બહુ દુઃખ થયું, અને બહુ નારાજ પણ થયા. 'જે મંદિરમાં હરિજનોને જવા ન દે તેમાં આપણાથી જવાય જ કેમ?' સાંજે ફરતી વખતે બાપુ બાના ખભા પર હાથ મૂકી ફરવા નીકળ્યા અને આ વિષે વાત કરી. બાએ એક નાના બાળકની જેમ અત્યંત સરળતાથી પોતાની ભૂલનો સ્વીકાર કર્યો અને બાપુની ક્ષમા માગી. બાપુનો ક્રોધ અદૃશ્ય થઈ ગયો. એમણે બાને કહ્યું :

"આમાં વાંક મારો જ છે. હું તારો શિક્ષક થયો, પણ તારા શિક્ષણને અધૂરું રહેવા દીધું. પછી તું શું કરે?" થોડી વાર પછી મહાદેવભાઈ સાથે વાત કરતાં બાપુએ કહ્યું, "બાએ એટલી સરળતાથી મારી પાસે પોતાની ભૂલ કબૂલ કરી કે હું મુગ્ધ છું. આ બનાવથી મને ભારે આઘાત પહોંચ્યો છે. પણ મને લાગે છે કે એની જવાબદારી બા કે દુર્ગાની નથી, મારી ને તમારી છે. મારો દોષ તો મેં ઘણી વખત કબૂલ કર્યો છે, પણ અત્યારે તો મારે તમારી વાત કરવાની છે. તમે ને દુર્ગા તો અસાધારણ જોડી છો. તમે મિત્રો છો. તમે દુર્ગાને તમારાથી આટલી પાછળ કેમ રહેવા દીધી? જેમ તમે બાબલાના શિક્ષણના વિચાર કર્યા કરો છો તેમ દુર્ગાના શિક્ષણનો કેમ નહિ કર્યો?" મહાદેવભાઈ બિચારા શો જવાબ આપે? એમને પોતાની ભૂલ એટલી સ્પષ્ટ દેખાઈ કે એમણે બાપુને કાગળ લખીને જણાવ્યું કે, "હું તમારી પાસે રહેવાને લાયક નથી, એટલે મને તમારી પાસેથી ચાલ્યા જવાની રજા આપો." પણ બાપુ ઓછા જ એમનો ત્યાગ કરવાના હતા? ભૂલ્યા ભટક્યાને રસ્તા પર લાવવા એ તો બાપુનું કામ રહ્યું. તો પછી પોતાના નિકટતમ સાથીની નાનકડી ભૂલને માટે બાપુ એને શેના

છોડે ? ખૂબ ચર્ચાઓ થઈ, પત્રવ્યવહાર ચાલ્યો. બાપુ અને એમની મંડળી ડેલાંગથી કલકત્તા આવી. બા વગેરે પાછાં સેવાગ્રામ ચાલ્યાં ગયાં. કલકત્તામાં પણ ચર્ચા ચાલુ રહી. બાપુ મહાદેવભાઈને સમજાવ્યા કરતા હતા. આખરે મહાદેવભાઈએ આ આખો કિસ્સો એક લેખના રૂપમાં 'હરિજન'માં પ્રગટ કર્યો અને શાન્ત થયા.

## સેવાગ્રામમાં કૉલેરા

૧૯૩૮ કે '૩૯ના ઉનાળામાં સેવાગ્રામમાં કૉલેરા શરૂ થયો. મેં બધાં આશ્રમવાસીઓને કૉલેરાનું ઇન્જેક્શન લઈ લેવા કહ્યું. બાપુએ પ્રાર્થનામાં કહ્યું કે, બધાં જ ઇન્જેક્શન લઈ લે તો સારું, કેમ કે ગામના લોકો આશ્રમમાં આવે છે એટલે ચેપ લાગવાનો ઘણો ભય છે. વર્ધામાં કાકાસાહેબ વગેરે કૉલેરાનો ભોગ બની ચૂક્યા હતા. અમે આશ્રમમાં કૉલેરા લાવવાના જોખમમાં પડવા નહોતાં માગતાં. પણ કેટલાક લોકોના મનમાં ઇન્જેક્શન પ્રતિ અશ્રદ્ધા હતી. તેઓ એમાંથી બચવા માગતા હતા. પણ કોઈની બોલવાની હિમ્મત ચાલતી નહોતી. આખરે બા બોલ્યાં, "મારે તો ઇન્જેક્શન નથી લેવું, જે થવાનું હશે તે થશે." બાપુ કહે, "જે ઇન્જેક્શન નહીં લે તેને બાળકોબાવાળી ઓરડીમાં રહેવા જવું પડશે." બાને એ મંજૂર હતું. પણ ઇન્જેક્શન લેવા તૈયાર નહોતાં. પરિણામે આશ્રમમાં બહુ ઓછા લોકોએ ઇન્જેક્શન લીધાં. ગામમાં તો લગભગ બધાંને આપ્યાં જ હતાં. બીજી સંભાળ વગેરેને પરિણામે સેવાગ્રામમાંથી કૉલેરા જલદી દૂર થઈ ગયો અને આશ્રમ બિલકુલ બચી ગયું.

## રાજકોટ સત્યાગ્રહ

૧૯૩૮માં સરદારના આગ્રહને વશ થઈ બાપુ બારડોલી ગયા. તે જ વખતે રાજકોટમાં સત્યાગ્રહ શરૂ થયો. ત્યાંના ઠાકોર સાહેબ પ્રજાને અમુક હક આપવાનું કબૂલ કરી પાછળથી ફરી ગયા હતા. જનતાએ આની સામે પોતાનો વિરોધ દર્શાવવા માટે સત્યાગ્રહ કરવાનો નિશ્ચય કર્યો. બાએ આ સાંભળ્યું એટલે ઝટ બાપુ પાસે ગયાં. રાજકોટ તો પોતાનું વતન. ત્યાં સત્યાગ્રહ ચાલે તો પોતે તો એમાં ભાગ લેવો

જ જોઈએ. બાપુએ રજા આપી. બાને રાજકોટમાં સવિનયભંગ કરવા માટે નજરકેદ કરવામાં આવ્યાં. પહેલાં તો એમને એકલાંને એક નાનકડા ગામમાં રાખવામાં આવ્યાં. દેવદાસભાઈ ત્યાં એમને મળવા ગયા. ત્યાંનું વાતાવરણ એટલું બધું ખરાબ હતું કે આજ પણ એનું વર્ણન કરતાં દેવદાસભાઈની આંખમાં આંસુ આવે છે. પણ બાએ એકે કાગળમાં આની ફરિયાદ નહોતી કરી. એ તો સિપાઈ બનીને ગયાં હતાં અને પોતે માનતાં હતાં કે સિપાઈએ મુશ્કેલીઓ સહન કરતાં ગભરાવું ન જોઈએ. પણ લોકોમાં આ વિશે ખૂબ ઊહાપોહ જાગ્યો. બાની તબિયત એટલી ખરાબ હતી કે એમને દાક્તરી મદદથી આટલે દૂર રાખવામાં જોખમ હતું. છેવટે રાજકોટ સરકારે એમને રાજકોટથી ૧૦–૧૫ માઈલ દૂર પોતાના એક ઉતારામાં રાખ્યાં. ત્યાં એમની સાથે મણિબહેન અને મૃદુલાબહેન હતાં. તે વખતના બાના પત્રો ખૂબ રસિક આવતા હતા. એમને માત્ર બાપુની તબિયતની અને કહાનાની ચિન્તા રહ્યાં કરતી.

બાના ગયા પછી થોડા દિવસે બાપુએ પણ રાજકોટ સત્યાગ્રહમાં જવાનો નિશ્ચય કર્યો. બાપુ, ભાઈ, કનુ અને હું રાજકોટ પહોંચ્યાં. બાપુજીની સાથે અમે બાની નજરકેદમાં એમને મળવા ગયાં. સરકારે એમને બધી જાતની સગવડ આપી હતી. તોપણ એમનો ચહેરો કરમાયેલો હતો. બહુ દિવસ સુધી બાપુનો વિયોગ તેઓ સહન જ નહોતાં કરી શકતાં. મનથી ભલે હિંમત રાખે, પણ શરીર ઉપર એની અસર થયા વગર નહોતી રહેતી.

પછી બાપુજીના રાજકોટના ઉપવાસ શરૂ થયા. બાને આ ખબર મળતાં આઘાત થયો. પણ બાને આવાં દુઃખો સહન કરવાની ટેવ પડી ગઈ હતી. હું ઉપવાસના ખબર લઈને બાની પાસે ગઈ હતી. બાએ કહ્યું, "મને ખબર તો આપવી હતી કે ઉપવાસ કરવાનો વિચાર ચાલે છે!"

મેં કહ્યું "પણ બા, અમારામાંથી કોઈ જ જાણતું નહોતું કે બાપુજી ઉપવાસ કરવાનો વિચાર કરે છે. એકાએક સવારે ઊઠીને

બાપુએ એક કાગળ લખ્યો અને એ ઉપરથી ખબર પડી. દલીલ કરવાનો એમણે વખત જ નહોતો આપ્યો."

બાએ કાંઈ જવાબ ન આપ્યો. તરત રસોઈ કરનારી બાઈને બોલાવીને કહ્યું, "જ્યાં સુધી બાપુજીના ઉપવાસ ચાલશે ત્યાં સુધી હું એક જ વાર ખાઈશ અને તે પણ ફળાહાર જ કરીશ." બાપુના ઉપવાસોમાં બા દર વખતે આવું જ કરતાં, જેથી બાપુની સેવા પણ કરી શકે અને બાપુની તપસ્યામાં ભાગ પણ લઈ શકે.

બીજે કે ત્રીજે દિવસે બા એકાએક બાપુની સામે આવી ઊભાં રહ્યાં. બાપુએ પૂછ્યું, "કેમ આવી?" બાને સરકાર તરફથી કહેવામાં આવ્યું હતું કે તેઓ બાપુજીને મળવા ઇચ્છે તો જઈ શકે છે, તેથી તેઓ આવ્યાં હતાં. પછી રાત પડી ત્યાં સુધી કોઈ બાને લેવા ન આવ્યું. આ બહાને સરકારનો ઇરાદો બાને છોડી મૂકવાનો હતો. પણ બાપુ આવું શાના સહન કરે! એમણે કહ્યું, "છોડવાં હોય તો બધાંને છોડે. મૃદુલા, મણિને પણ છોડે. ને રીતસર છોડે." રાત્રે એક વાગ્યે બાપુએ બાને પાછાં જેલમાં મોકલ્યાં. કોઈકે કહ્યું, "એ રસ્તો તો બંધ છે. પાસ વગર ત્યાં કોઈને જવા દેતા નથી. બાને રસ્તામાં જ રોકી લેશે." બાપુએ બાને કહ્યું, "તને રસ્તામાં રોકે તો તું ત્યાં સત્યાગ્રહ કરજે. જ્યાં રોકે ત્યાં જ પડી રહેજે. ભલે સડક ઉપર આખી રાત પડ્યા રહેવું પડે." બા કંઈ પણ દલીલ કર્યા વગર નીકળ્યાં. તે વખતે એમના મનની દશા કેવી હશે! બાપુજીને આવી સ્થિતિમાં છોડીને જવું એમને કેવું લાગ્યું હશે! પણ આવે વખતે બાપુ સાથે દલીલ કરવાનો એમને વિચાર સરખો પણ આવતો નહિ. બાપુજીએ સરકારને પત્ર લખ્યો. બાને આખી રાત સડક પર રહેવા દેવાની રાજકોટ સરકારની હિંમત ન ચાલી. એમને પાછાં ઉતારામાં લઈ જવામાં આવ્યાં. બીજે દિવસે રીતસરની લખાપટ્ટી કરી બા, મણિબહેન અને મૃદુલાબહેનને છોડી દીધાં. બપોરે ત્રણે જણાં બાપુજી પાસે આવ્યાં. તે દિવસે બાપુજીની સ્થિતિ જરા ગંભીર હતી. બા એમની સેવામાં લીન થઈ ગયાં. પોતાનો થાક માંદગી બધુંય ભૂલી ગયાં.

## પહેલી સખત માંદગી

બાપુજી રાજકોટથી કલકત્તા અને ત્યાંથી ગાંધી સેવા સંઘના સંમેલન માટે વૃંદાવન ગયા. ત્યાંથી પાછા રાજકોટ ગયા. રસ્તામાં દિલ્હી ઊતર્યા, ત્યાં બાને તાવ આવ્યો. મેં બાપુને બેચાર દિવસ સુધી બાને મુસાફરી ન કરાવવાને માટે કહ્યું, પણ બાપુએ માન્યું નહિ. ગાડીમાં જ બાને ૧૦૫ ડિગ્રી તાવ ચઢ્યો. પણ બાપુ પાસે હતા એટલે એમને કાંઈ ચિંતા નહોતી. રાજકોટ પહોંચીને દવા સારવાર કરી અને બા સાજાં થઈ ગયાં. પણ થોડા દિવસ પછી બાપુજી સરહદ પર જવા માટે મુંબઈ ગયા ત્યાં બા ખૂબ માંદાં પડ્યાં. તાવવાળી સ્થિતિમાં ગાડીની મુસાફરી કરવાને કારણે મુંબઈમાં બાને ત્રિદોષ થયો. પણ બામાં સાજા થવાની શક્તિ અદ્દ્ભુત હતી. તાવ ઊતર્યો એટલે બાપુ સરહદ પ્રાંતમાં ગયા. બાની પણ સાથે જવાની ઇચ્છા હતી, પણ અશક્તિને કારણે આઠ દસ દિવસ પછી જવાનું નક્કી કર્યું. હું અને ભાઈ બાની સાથે મુંબઈ રહ્યાં. તે વખતના બાના સહવાસનાં અને પછી સરહદ પ્રાંતની મુસાફરીનાં સ્મરણ બહુ મીઠાં છે. તે વખતે બાની સેવા સિવાય મારે બીજું કશુંય કામ નહોતું. આખો દિવસ હું એમની સેવામાં જ રહેતી. બા પણ અમ ભાઈ–બહેન સાથે એક મિત્રની જેમ રહેતાં. મેં જોયું કે, બાનું મન ખૂબ તાજું હતું અને નવાં નવાં દૃશ્યો તથા બીજી કેટલીયે ચીજોમાં તેઓ ખૂબ રસ લઈ શકતાં હતાં. બા મારી ઉપર સગી દીકરી જેટલો પ્રેમ રાખતાં હતાં. માને હંમેશાં લાગે કે પોતાનાં છોકરાં જેવું હોશિયાર જગતમાં બીજું કોઈ નથી. બા પણ માનતાં કે એમની સુશીલાનું દાક્તરી જ્ઞાન બહુ ભારે છે. મને આથી ગભરામણ થતી. હું મારી ત્રુટીઓ જાણતી હતી. પણ બાને તો મોટા મોટા ડૉક્ટરોની દવાથી પણ, જ્યાં સુધી મારી સંમતિ ન લે, ત્યાં સુધી સંતોષ થતો નહિ. બાના આ પ્રેમ અને વિશ્વાસે મારું દાક્તરી જ્ઞાન વધારવાની ઇચ્છાને ખૂબ ઉત્તેજન આપ્યું.

## બીજી સખત માંદગી

સરહદ પ્રાંતમાંથી પાછા આવ્યા પછી, મારો અભ્યાસ પૂરો કરવા અને એમ. ડી. ની પરીક્ષા આપવા માટે હું દિલ્હી રહી ગઈ અને અભ્યાસ શરૂ કર્યો. ત્યાં બાપુજીનો કાગળ આવ્યો કે : "બા માંદી રહે છે અને રોજ કહે છે કે મને સુશીલાની પાસે મોકલી દો. તું મને તારથી જવાબ આપ કે હું એને મોકલું કે નહિ." મેં તરત તાર કર્યો કે બા ખુશીથી આવે. બા દિલ્હી આવી પહોંચ્યાં. એકલાં જ આવ્યાં હતાં. મેં બાપુને ફરિયાદ કરી કે, આ ઉંમરે આવી નબળી તબિયતમાં બાને એકલાં મોકલવાં ન જોઈએ. મહાદેવભાઈએ લખ્યું કે બાપુજીએ એકલાં જ મોકલવાનું કહ્યું અને બાને પણ થયું કે પોતે એકલાં જઈ શકશે. તેથી હું ગાડીમાં બેસાડી આવ્યો અને સાથેના મુસાફરોને ધ્યાન રાખવા કહ્યું હતું. બાએ કહ્યું, "પણ એમાં થયું શું? તું તો અમસ્તી ચિંતા કરે છે. સીધી મુસાફરી હતી. ગાડીમાં બેસી રહેવાનું હતું. ત્યાંથી મહાદેવભાઈ બેસાડી ગયા અને અહીં તમે લોકોએ ઉતારી લીધી. એટલું બસ નથી?" હું ચૂપ થઈ ગઈ. આ જાતની દૃઢતા અને આત્મવિશ્વાસની સામે કોઈ શું કહી શકે!

બા દેવદાસભાઈને ત્યાં ઊતર્યાં, હું દિવસમાં બે ત્રણ વાર એમને જોવા જતી અને દવા વગેરે ચોળી આવતી. એટલામાં ઇસ્ટરની રજાઓ આવી. બાપુજીએ મને સેવાગ્રામ બોલાવી. મેં મારા અભ્યાસને માટે મુંબઈ જવાનો કાર્યક્રમ પહેલેથી ગોઠવ્યો હતો. બા સેવાગ્રામથી ખાસ મારી પાસે આવ્યાં હતાં. જોકે બાએ તો કહ્યું કે, "તું જઈ આવ, હું આઠ દસ દિવસ અહીં રહીશ." પણ મને એ સારું ન લાગ્યું. તેથી બાપુજીને તાર કરી બા પાસે રહેવાની રજા માગી. બાને હરસનું ઇંજેક્શન આપવા માટે હું એમને ઇસ્પિતાલમાં લઈ ગઈ. બપોરે મારા ઓરડામાં લઈ આવી. બાએ બે ચાર દિવસ મારી પાસે જ રહેવાની ઇચ્છા બતાવી. મારે માટે આનાથી વધારે આનંદની વાત બીજી કઈ હોઈ શકે? પણ મને ડર હતો કે હું બાને બહુ સગવડ નહિ આપી શકું. હું ઇસ્પિતાલમાં જાઉં તે વખતે બા એકલાં અહીં કેવી રીતે રહે? પણ બાને એની પરવા

નહોતી. "સવાર સાંજ તું મને પ્રાર્થના સંભળાવશે તો મને સારું લાગશે. એટલા માટે જ મારી અહીં રહેવાની ઇચ્છા છે." હું દેવદાસ ભાઈને ત્યાં જઈને પણ બાને પ્રાર્થના સંભળાવવા તૈયાર હતી. પણ હું એમને અહીં રાખવા નથી માગતી એવું બાને લાગે એટલે આ બાબત મેં બહુ આગ્રહ ન કર્યો. મને તો એમની સગવડની દૃષ્ટિએ જ મારે ત્યાં રાખવાનો સંકોચ હતો. પણ હું એમના આગ્રહને વશ થઈ.

બાને આરામ મળે તે માટે બપોરે મેં ખૂબ પાણી રેડીને ઓરડો ઠંડો કર્યો. વીજળીનો પંખો તો હતો જ. બાને બહુ આરામ લાગ્યો, ને ખૂબ ઊંઘ્યાં. પણ તેઓ આ ઠંડક સહન કરી શક્યાં નહિ. બીજે દિવસે થોડો તાવ આવ્યો. ત્રીજે દિવસે લક્ષ્મીભાભી આવીને એમને પોતાને ઘેર લઈ ગયાં. કેમ કે એ રોજ આવ્યા વિના તો રહેતાં જ નહોતાં, અને તાપમાં આવવા જવામાં છોકરાંઓ હેરાન થતાં હતાં. બાની માંદગી લંબાઈ, એમને પેશાબમાં પણ કંઈક તકલીફ થઈ ગઈ, ત્રિદોષની પણ કંઈક અસર હતી. હું મારી પરીક્ષા ભૂલીને રાતદિવસ બાની સેવામાં લાગી ગઈ. ઈશ્વરની સતત પ્રાર્થના કરતી હતી કે, હે ભગવાન, બા સાજાં થાય એ જ મારી એમ. ડી.ની ડિગ્રી છે. મને તો ચિંતા ખાઈ જતી હતી. બા સેવાગ્રામથી ખાસ મારી પાસે આવ્યાં અને હવે જો એમને કાંઈ થઈ જાય તો હું બાપુને શું મોઢું બતાવું? આખરે ભગવાને મારી લાજ રાખી. બાની તબિયત ધીરે ધીરે સુધરવા લાગી. તે વખતે બાપુજી રોજ બાને પત્ર લખતા હતા. જ્યારે હું બાપુનો પત્ર લઈ બાની પાસે જતી ત્યારે બાના ચહેરા પર એક નવું જ તેજ આવી જતું. બાને સાજાં કરવામાં આ પત્રોનો ખૂબ મોટો હિસ્સો હતો. બા સાજાં થઈ સેવાગ્રામ ગયાં. દેવદાસભાઈ કુટુંબ સહિત એમને મૂકવા ગયા હતા. બા જે બિમારીનો ઇલાજ કરાવવા માટે આવ્યાં હતાં તે પણ મટી ગઈ હતી. થોડી અશક્તિ સિવાય બાની તબિયત બરાબર સારી થઈ ગઈ હતી.

## અંતિમ કારાવાસની તૈયારી

૧૯૪૨ના ઑગસ્ટમાં હું દિલ્હી હૉસ્પિટલમાં હતી. પાંચમી કે છઠ્ઠી ઑગસ્ટે મને ખબર મળ્યા કે મહાસમિતિની બેઠક પૂરી થયા પછી સેવાગ્રામ પહોંચતાં પહેલાં બાપુને પકડી લેવાના છે. પ્રિન્સિપાલની પાસેથી ચાર પાંચ દિવસની રજા લઈ બા, બાપુ અને ભાઈને મળવા માટે હું મુંબઈ આવી. ૮ મીની સાંજે હું પહોંચી. બાપુજી, ભાઈ, વગેરેને મને જોઈને ખૂબ આશ્ચર્ય થયું. મારો તાર એમને નહોતો મળ્યો. બા મહાસમિતિની બેઠકમાં નહોતાં આવ્યાં. તેઓ બિરલા હાઉસમાં જ હતાં, અને હંમેશની જેમ બાપુની સેવામાં લીન હતાં. મહાસમિતિમાંથી પાછા આવ્યા પછી પ્રાર્થના કરીને લગભગ બાર વાગ્યે અમે સૂતાં.

સવારે ચારની પ્રાર્થના વખતે મહાદેવભાઈએ કહ્યું કે, રાતના એક વાગ્યા સુધી ટેલિફોન આવ્યાં કરતા હતા કે બાપુને પકડવા માટે આવે છે. બાપુ કહે, " મને કોઈ નહિ પકડે. સરકાર એટલી મૂરખ નથી કે મારા જેવા મિત્રને પકડે. અને આજના મારા ભાષણ પછી કોઈ પકડે જ કેવી રીતે ? "

બાપુનો આ આત્મવિશ્વાસ બાપુની મંડળીનાં બીજાં બધાં ઉપર પણ અસર પાડી રહ્યો હતો. બાએ મને કહ્યું, " તું આટલી દોડાદોડ કરીને શું કામ આવી? બાપુ સેવાગ્રામ પાછા જાત ત્યાં સુધીમાં તારું કામ પણ પૂરું થાત ત્યારે જ આવવું હતું ને ?" પણ આ આત્મવિશ્વાસ ખોટો પડયો. ૯મી ઑગસ્ટે સવારે પાા વાગ્યે મહાદેવભાઈ દોડતા આવ્યા, " બાપુ, પકડવા આવ્યા." બાપુ ઝટ તૈયાર થયા. પોલીસ અમલદારે તૈયારી માટે અર્ધો કલાક આપ્યો. બધાંયે મળીને પ્રાર્થના કરી, " હરિને ભજતાં હજી કોઈની લાજ જતી નથી જાણી રે. " ૭ વાગ્યે બાપુ, મહાદેવભાઈ, અને મીરાંબહેનને પોલીસ લઈ ગઈ. બા અને ભાઈ ઇચ્છે તો સાથે આવી શકે છે એમ પોલીસે કહ્યું. બાપુએ બાને કહ્યું : " તું ન રહી શકે તો ભલે આવ. પણ હું ઇચ્છું છું કે તું મારી સાથે આવવાને બદલે મારું કામ કરે."

બાને માટે આટલું બસ હતું. એમણે જરાય દલીલ કર્યા વગર બાપુનું કામ કરવાનો નિશ્ચય કરી લીધો. બાપુજી સાંજે શિવાજી પાર્કમાં જાહેર સભામાં ભાષણ કરવાના હતા. બાએ જાહેર કર્યું કે એ સભામાં પોતે ભાષણ કરશે.

બાપુની ગિરફતારીના ખબર આખા શહેરમાં વીજળીવેગે ફેલાઈ ગયા. લોકોનાં ટોળેટોળાં બિરલા હાઉસ તરફ ઊમટ્યાં. બાનો દરબાર આખો દિવસ ભરાયેલો રહ્યો. તેઓ થાકીને લોથ થઈ ગયાં હતાં. બાપુની ગિરફતારી માટે એમની જરાય તૈયારી નહોતી. છતાં તેઓ હિંમતપૂર્વક શારીરિક અને માનસિક થાકની પરવા કર્યા વિના બેઠાં હતાં.

ખબર મળ્યા કે, ઘણું કરીને સભામાં જતાં પહેલાં રસ્તામાં જ બાને પકડી લેશે. જો બાને પકડી લે તો આવી અશક્ત સ્થિતિમાં મારે એમની સાથે જવું જોઈએ, તેથી મેં મારો અને બાનો સામાન બાંધ્યો. પછી બાએ મારી પાસે એક બહેનો ઉપર અને એક ભાઈઓ ઉપર એમ બે સંદેશા લખાવ્યા. બસ, વાણીનો પ્રવાહ અતૂટ ચાલી રહ્યો હતો. સંદેશો લખાવતી વખતે બાને કશોય વિચાર કરવો પડતો નહોતો. બહેનો માટેના સંદેશામાં બાએ નીચે પ્રમાણે લખાવ્યું :

"મહાત્માજી તો તમને ખૂબ કહી ગયા છે. કાલે તેઓએ અઢી કલાક સુધી મહાસમિતિની બેઠકમાં પોતાનું અંતર ઠાલવ્યું છે. એનાથી વિશેષ કહેવાનું શું હોય? હવે તો તેમની સૂચનાઓને અમલમાં મૂકવાની છે. બહેનોએ પોતાનું નૂર બતાવવાનો અવસર આવ્યો છે. બધી કોમની બહેનો મળીને આ લડતને શોભાવે. સત્ય અને અહિંસાનો માર્ગ ન છોડે."

## ગિરફતારી

સાંજે પોણા પાંચ વાગ્યે બા અને હું સભામાં જવા માટે નીકળ્યાં. પોલીસ અમલદાર દરવાજા ઉપર જ ઊભો હતો. હાથ જોડીને કહે, "માતાજી, આપની ઉંમર ઘરમાં બેસીને આરામ

કરવાની છે. આપ સભામાં ન જાઓ તો?" પણ બા ક્યાં માને એવાં હતાં? એટલે અમને બંનેને ગિરફતાર કરવામાં આવ્યાં. કારણ, પોલીસને ખબર પડી ગઈ હતી કે બાને જો પકડવામાં આવે તો તેમની પછી સભામાં હું ભાષણ કરવાની હતી. પોલીસને કાને તો એવી વાત પણ પહોંચી હતી કે અમારા બેના પકડાયા પછી ભાઈ સભામાં ભાષણ કરશે. એટલે એમને પણ અમારી સાથે જ પકડી લેવામાં આવ્યા. પકડાતી વખતે બાપુજી કહી ગયા હતા કે સ્વતંત્રતાનો દરેક સૈનિક, 'કરેંગે યા મરેંગે'નો બિલ્લો પોતાના કપડા પર સીવી દે. કનુએ કાગળના એક ટુકડા પર આ મંત્ર લખીને અમને આપ્યો. બાને આપવા માંડ્યો ત્યારે બાએ કહ્યું, "મારે એની શી જરૂર છે?" એ તો એમના મનમાં ભરેલું જ હતું. બહાર બતાવવાની શી જરૂર હતી?

મોટર અમને ત્રણેને લઈને ચાલી. બાના ચહેરા પર દુઃખ હતું. એમની આંખોમાં આંસુ હતાં. મેં પૂછ્યું, "બા, તમે કેમ ગભરાઈ ગયાં?" તેઓ કાંઈ બોલ્યાં નહિ. એમનું શરીર ગરમ હતું. મેં આશ્વાસન આપવાનો પ્રયત્ન કર્યો એટલે બા બોલ્યાં, "આ વખતે જીવતાં નહિ નીકળવા દે. બહેન, આ સરકાર તો પાપી છે."

મેં કહ્યું, "હા બા, પાપી તો છે જ, એટલે એનું પાપ જ એને ખાઈ જશે અને બાપુ ફતેહ મેળવીને બહાર નીકળશે."

મોટર આર્થરરોડ જેલની સામે જઈને ઊભી રહી. રસ્તા પર કેટલાક લોકો જતા આવતા હતા. તેઓ કંઈ પણ ધ્યાન આપ્યા વગર આગળ ચાલ્યા ગયા. મને આશ્ચર્ય થયું. શું આ લોકો બાને ઓળખતા જ નહિ હોય? આજે શું થઈ રહ્યું છે એની આ લોકોને કશી ખબર જ નથી!

દરવાજો ખૂલ્યો. અમને ઑફિસમાં લઈ ગયા. થોડી વારે સ્ત્રી વિભાગની મેટ્રન બાને અને મને અંદર લઈ ગઈ. અંદર જઈ મેં બાની પથારી કરી. બાને ૯૯ા તાવ હતો. એમને કંઈ ખાવું નહોતું અને ખૂબ થાકેલાં હતાં, એટલે પડતાંવેંત ઊંઘી ગયાં.

## આર્થરરોડ જેલમાં

તા. ૧૦–૮–'૪૨

રાતના લગભગ બે વાગ્યે કંઈક અવાજ સાંભળીને હું ઊઠી. જોયું તો બા પાયખાનેથી આવતાં હતાં. રાતમાં એમને પાતળા ઝાડા થવા શરૂ થયા હતા. હું ઊઠી તે પહેલાં ઘણી વાર એમને પાયખાને જવું પડ્યું હતું. મેં ઊઠીને બાને ટેકો આપ્યો અને પથારીમાં સુવડાવ્યાં. બીજે દિવસે ડૉક્ટર આવ્યા ત્યારે મેં બાની માંદગીને કારણે ખાસ ખોરાકની માગણી કરી. એમણે કહ્યું, "વેચાતું મંગાવી શકો છો." મેં કહ્યું, "તો તમે અમારા કોઈ મિત્રને ટેલિફોન કરો. તેઓ પૈસા મોકલશે, કારણ કે અમારી પાસે ખરીદવા માટે પૈસા નથી." પણ જેલરે કહ્યું, "ટેલિફોન નહિ કરી શકાય, કેમ કે સરકારનો હુકમ છે કે બહારની દુનિયા સાથે તમારાથી જરાય સંપર્ક રાખી શકાશે નહિ." આ તો બહુ વિચિત્ર ગણાય. મેં ડૉક્ટરને કહ્યું, "આજે તો તમે ઇસ્પિતાલમાંથી બધું મોકલો. અથવા તો તમારા પોતાના ખિસ્સામાંથી. પ્રસંગ આવ્યે હું તમને પૈસા આપી દઇશ." બહુ કહ્યા પછી સાંજના બે સફરજન આવ્યાં. એનો રસ કાઢવાનું સાધન તો હતું નહિ. બાને આખો દિવસ ઝાડા થયા કર્યા હતા. મને ચિંતા થવા લાગી કે હવે શું થશે? દવાને માટે કહ્યું, પણ દવાનો કશો પ્રબંધ ન થયો.

બાના ચહેરા ઉપર વ્યાકુળતા દેખાતી હતી. મેં બે ત્રણ વાર અહીં તહીંની વાતો કરવાનો પ્રયત્ન કર્યો, પણ કશું વળ્યું નહિ. બાને આજે પણ થોડો તાવ હતો. ઝાડાને કારણે અશક્તિ વધતી જતી હતી. અમને જે ઓરડામાં રાખવામાં આવ્યાં હતાં એની હવા એટલી ખરાબ હતી કે અંદર બેસતાં જ માથું ચડવા માંડતું હતું. મેટ્રનને પણ લાગ્યું અને અમને એના પોતાના ઓરડામાં બેસવાનું કહ્યું. મેં ત્યાં બા માટે પથારી કરી અને બા થોડી વાર સૂતાં, પણ બાને તરત જ પાયખાને જવા માટે ઊઠવું પડ્યું. વારે વારે એટલું જવું આવવું એ બાની શક્તિની બહાર હતું. એટલે અમે પાછાં અમારી ઓરડીમાં

ગયાં. બાએ મને આગ્રહપૂર્વક એ ઓરડીમાંથી બહાર જવાનું કહ્યું. પણ હું થોડી વારમાં પાછી અંદર ગઈ. એ વખતે એક બીજી બહેન અમારા ઓરડામાં આવી પહોંચી હતી. એ ત્રણ ચાર નાનાં નાનાં છોકરાંને મૂકીને આવી હતી. બાએ ખૂબ જ પ્રેમથી એની બધી હકીકત પૂછી. એનું દુઃખ અને ચિંતા જોઈને બા પોતાનું દુઃખ ભૂલી ગયાં. એ તો હિંદુસ્તાનનાં બા હતાં ને! જ્યારે આખું હિંદુસ્તાન જ દુઃખી હતું, ત્યારે એક એક વ્યક્તિના દુઃખની શી વાત કરવી? બાની ચિંતા અને દુઃખ પોતાને માટે નહોતાં. એમને તો બીજી જ ચિંતા બેચેન બનાવી રહી હતી, "બાપુજી હિંદુસ્તાનનાં દુઃખ દૂર કરવામાં સફળ થઈ શકશે?" હું કહેતી, "બા, તમે શું કામ ચિંતા કરો છો? બાપુએ તો ભગવાનનો આશરો લીધો છે અને શુભ હેતુથી બધું કર્યું છે. એમને સફળતા આપનાર ભગવાન બેઠો જ છે." બા ચૂપ થઈ ગયાં. પણ એમની આંખોમાં અને ચહેરા ઉપર વેદના ભરેલી હતી.

પહેલે દિવસે અમે સૂઈ ગયાં પછી અમને ત્રણેને અંદર પૂરવામાં આવ્યાં હતાં. એટલે બીજે દિવસે તો અમે સાંજથી જ બહાર પથારી કરી દીધી. મેટ્રન જેલર પાસે ગઈ. જેલરે એને અમારી સાથે હુંસાતુંસી ન કરવા માટે કહ્યું. બહાર સૂવાનું એક કારણ તો એ હતું કે ઓરડાની હવા બંધિયાર હતી. હવાઈ હુમલા સામે રક્ષણને માટે બધી બારીઓ પોણા ભાગની ચણી લીધી હતી. પાયખાનાની નીક તૂટી ગયેલી હતી એટલે ખૂબ જ ગંધ આવતી હતી. અને ઓરડામાં બહુ જ ભેજ હતો. વરંડા ઉપર પણ ઊંચી દીવાલ ચણેલી હતી જ, તોય ઓરડા કરતાં કાંઈક સારું હતું.

બા થાકેલાં હતાં એટલે તરત ઊંઘી ગયાં. અમે બંને પોતાની પથારીમાં પડ્યાં પડ્યાં બા ઊઠે તો પ્રાર્થના કરી લઈએ એમ રાહ જોતાં હતાં. નવ વાગ્યે મેટ્રન આવી અને કહ્યું કે, ૧૧ વાગ્યે તમને બંનેને અહીંથી લઈ જવાનાં છે. મેં ઊઠીને સામાન બાંધ્યો. ૧૦ વાગ્યે બા જાગ્યાં. એમને બીજી બહેનની પથારી પર બેસાડીને એમનો બિસ્તરો પણ બાંધી લીધો. પછી પ્રાર્થના શરૂ કરી. રામધૂન

ગાતાં હતાં એટલામાં જેલર આવ્યો. બાને માટે ફળ મંગાવવા મારી પાસે પૈસા નહોતા એ મારી સવારની વાત જાણી પેલી નવી બહેને પોતાનું પાકીટ મને આપી દીધું. એમાં વીસેક રૂપિયા હતા. તેમાંથી પાંચ રૂપિયાની એક નોટ મેં લીધી. એ રંગીન સાડી લાવવાનું ભૂલી ગઈ હતી, એટલે મેં એને મારી એક રંગીન સાડી આપી. મારા દિલમાં એમ હતું કે કદાચ જેલમાં મરી જાઉં તો મારે માથે કોઈનું દેવું તો ન રહે ને!

અમે ઑફિસમાં ગયાં. બાએ સુપરિન્ટેન્ડેન્ટને પૂછ્યું, "ક્યાં લઈ જાઓ છો? યરવડા કે બાપુની પાસે?" મેટ્રનને પૂછ્યું ત્યારે તો જવાબ નહોતો મળ્યો, પણ અહીં જવાબ મળ્યો, "બાપુજી પાસે." આ સાંભળી અમારું મન ઠીક ઠીક હળવું થયું. અમને સ્ટેશન પર લઈ જઈ એક વેઈટિંગ રૂમમાં બેસાડ્યાં. મને ઊંઘ આવતી હતી, પણ બા બરાબર જાગ્રત હતાં. સ્ટેશન પર હંમેશની જેમ આવજા ને શોરબકોર ચાલુ જ હતાં. બા ધ્યાનપૂર્વક આ બધું જોઈ રહ્યાં હતાં. એકાએક બોલ્યાં. "સુશીલા, જો દુનિયા તો રોજની જેમ જ ચાલી રહી છે. જાણે કાંઈ બન્યું જ ન હોય! બાપુજીને સ્વરાજ શી રીતે મળશે?" એમના અવાજમાં એટલી કરુણા ભરી હતી કે મારી આંખમાં પાણી આવી ગયાં. મેં કહ્યું; "બા, બાપુને ઈશ્વરની સહાય છે ને? સૌ સારાં વાનાં થશે."

પોલીસ અમલદાર આવ્યો. ટ્રેનનો વખત થઈ ગયો હતો, અમને પહેલા વર્ગના એક નાના ડબ્બામાં બેસાડ્યાં. ગાડી પૂના તરફ રવાના થઈ.

## આગાખાન મહેલમાં પ્રવેશ

(૧૧–૮–'૪૨) સવારે સાત વાગ્યે ગાડી એક નાના સ્ટેશન પર પહોંચી. એક પોલીસ અમલદાર અમને લેવા માટે આવ્યો હતો. આખી રાત બાને ઝાડા થયાં કર્યા હતા, તેથી એ તદ્દન અશક્ત થઈ ગયાં હતાં. સ્ટેશન પર ખુરસી તૈયાર રાખવામાં આવી હતી. પણ બાએ ખુરશીમાં બેસવાની ના પાડી. બાના સ્વભાવમાં જ હતું કે, જ્યાં સુધી

શરીર ચાલે ત્યાં સુધી બીજા ઉપર ભાર ન નાખવો. બા ચાલતાં જ સ્ટેશન બહાર નીકળ્યાં. એક મિનિટ પણ ચાલવું ન પડ્યું. બહાર મોટર તૈયાર હતી. લગભગ અડધા કલાકમાં મોટર આગાખાન મહેલને દરવાજે પહોંચી. પહેરેગીરોએ એક મોટો દરવાજો ખોલ્યો. થોડું આગળ ગયાં એટલે એક તારનો દરવાજો ખૂલ્યો. મોટર પોર્ચમાં ઊભી રહી. બા મારો ટેકો લઈને ધીમે ધીમે પગથિયાં ચડ્યાં. વરંડામાં કેદીઓ ઝાડુ કાઢતા હતા. અમે પૂછ્યું 'બાપુનો ઓરડો કયો?' એકે જવાબ આપ્યો 'છેલ્લો.' બા મારો ટેકો લઈને ધીમે ધીમે બાપુના ઓરડામાં પહોંચ્યાં. બાપુ એક ઊંચી ગાદી પર બેઠા હતા. હાથમાં એક પેન્સિલ લઈ ખૂબ ધ્યાનથી કાંઈક સુધારતા હતા. મહાદેવભાઈ પાસે ઊભા હતા. કાંઈક ચર્ચા ચાલતી હતી. અમે એમની તદ્દન પાસે પહોંચ્યાં, ત્યારે મહાદેવભાઈએ અમને જોયાં. તે બહુ ખુશ થયા, પણ બાપુનાં ભવાં જરા ચડ્યાં. એમને થયું કે 'બા મારો વિયોગ સહન ન કરી શકવાથી દુર્બળતાને વશ થઈ મારી પાછળ પાછળ તો નથી આવીને? એ પોતાનું કર્તવ્ય તો નથી ભૂલીને?' જરા તીખે અવાજે બાપુ બોલ્યા, "તેં અહીં આવવાની માગણી કરી હતી કે એ લોકોએ પકડી?" બા તો ઘડી ભર ચૂપ થઈ ગયાં. એમની સમજમાં ન આવ્યું કે બાપુ શું પૂછે છે? મેં કહ્યું, "ના બાપુજી, પકડાઈને આવ્યાં છીએ." હવે બા સમજ્યાં, "ના, ના, મેં માગણી નહોતી કરી, એ લોકોએ અમને પકડ્યાં છે." એટલામાં અમારો પોલીસ રક્ષક આવ્યો અને કહ્યું, "તમારો સામાન જોઈ લો." મેં બાને બેસવા કહ્યું, પણ એ તો સામાન જોઈ લેવા લાંબો વરંડો વટાવી પોર્ચ સુધી આવી પહોંચ્યાં. સ્ફૂર્તિ અને સુઘડપણું તો એમના સ્વભાવમાં જ ઠાંસી ઠાંસીને ભરેલું હતું, વળી બાપુને મળતાં એમના શરીરમાં જાણે નવું જીવન આવી ગયું હતું. બહુ આગ્રહ કરવા છતાં તેમને સામાન જોઈ લેવા જતાં રોકી શકાયાં નહિ.

મેં બાની માંદગીની વાત કરી એટલે મહાદેવભાઈએ એમને માટે પથારી તૈયાર કરી. અમે સામન જોઈને પાછાં આવતાં હતાં ત્યાં રસ્તામાં એ જેલના સુપરિન્ટેન્ડન્ટ મિ. કટેલી મળ્યા. બહુ જ

આદરથી તેઓ બાને અંદર લઈ ગયા. એમને ખબર નહોતી કે અમે એક વાર અંદર જઈ આવ્યાં છીએ. બાને પથારીમાં સુવાડીને મેં એમને માટે દવાનું પ્રિસ્ક્રિપ્શન લખ્યું. પણ બાના ઝાડા તો બાપુના દર્શનથી અને મનનો ભાર હળવો થવાથી એની મેળે બંધ થઈ ગયા હતા. દવાનો એક ભાગ આપ્યો. બીજો આપવાની જરૂર જ ન પડી. કદાચ એક પણ ન આપ્યો હોત તોય ચાલત.

બીજા દિવસથી બાએ પથારીમાંથી ઊઠીને થોડું થોડું ફરવા માંડયું. બાપુના જમવાને વખતે એમની પાસે બેસતાં અને એમનું ખાવાનું પીરસતાં. હંમેશની જેમ એક હાથમાં પંખો લઈ બા માખી અને મચ્છર ઉડાડતાં. તે વખતે આગાખાન મહેલમાં માખી અને મચ્છરનો ખૂબ ઉપદ્રવ હતો. માલિશ વખતે પણ મચ્છર ઉડાડવાં પડતાં. નહિ તો તે વખતે બાપુ ઊંઘી નહોતા શકતા. પહેલા એક બે દિવસ તો મહાદેવભાઈએ મચ્છર ઉડાડ્યા, પણ પછી આ કામ બાએ લઈ લીધું. લગભગ ૧॥ કલાક ખુરસીમાં બેસી બા પંખો ચલાવતાં. આપણે તો માખી કે મચ્છર બેસવા આવે ત્યારે ઉડાડીએ, પણ બાનો પંખો તો ચાલ્યા જ કરે, જેથી માખી કે મચ્છર પાસે જ આવી શકે નહિ.

## ગવર્નર તથા વાઈસરૉયને પત્રો

બા અને હું મંગળવારે આગાખાન મહેલમાં પહોંચ્યાં હતાં. તે જ દિવસે બાપુએ મુંબઈના ગવર્નર લૉર્ડ લુમલી ઉપરનો પત્ર પૂરો કર્યો હતો. મહાદેવભાઈએ એની સાફ નકલ કરી અને ટપાલમાં નાખવા માટે કાગળ સુપરિન્ટેન્ડેન્ટને આપ્યો. ચિંચવડ સ્ટેશને પોલીસે એક સત્યાગ્રહી યુવક સાથે કેવું ખરાબ વર્તન કર્યું હતું એનું વર્ણન એ પત્રમાં બાપુએ કર્યું હતું, વર્તમાનપત્રો માગ્યાં હતાં અને સરદાર તથા મણિબહેનને આગાખાન મહેલમાં રહેવા આવવા દેવાની દરખાસ્ત મૂકી હતી. કાગળ નાખ્યા પછી બધાં વિચાર કરવા બેઠાં કે સરદાર આવશે તો એમને કયો ઓરડો આપીશું. મહાદેવભાઈ બહુ ખુશ

હતા કે સરદાર આવશે તો હસાવી કરીને બાપુને ખુશ રાખશે. બા પણ એમના આવવાના વિચારથી ખુશ હતાં.

બાપુએ બીજો પત્ર વાઇસરૉયને લખવો શરૂ કર્યો. બધાંને એ પત્ર ખૂબ ધ્યાનપૂર્વક વાંચી જવા અને સૂચનાઓ કરવા કહ્યું હતું. અમે બધાં એની કાચી નકલો કરવામાં મદદ કરતાં હતાં, પણ મહાદેવભાઈ ઉપર સૌથી વધારે બોજો હતો. આખરે શુક્રવારે એ પત્ર તૈયાર થયો. મહાદેવભાઈ છેલ્લી સાફ નકલ કરીને બાપુ પાસે લાવ્યા અને કહ્યું, 'આની નકલ કરતાં મને બે કલાક લાગ્યા.' અક્ષર મોતીના દાણા જેવા હતા. બાપુ ઘડીભર મહાદેવભાઈના સુન્દર અક્ષરો તરફ જોઈ રહ્યા. પછી સહી કરીને એ કાગળ સુપરિન્ટેન્ડેન્ટને આપ્યો. એ પત્ર નાખ્યા પછી અમે બધાંએ છુટકારાનો દમ લીધો.

આ ચાર પાંચ દિવસમાં બાની તબિયત ઘણી સુધરી ગઈ હતી. શક્તિ પણ આવી હતી. હરતાં ફરતાં થઈ ગયાં હતાં. રસોડામાં પણ જતાં હતાં અને પોતાનાં પૂજાપાઠ પણ શરૂ કરી દીધાં હતાં. આનંદમાં દિવસ પસાર થઈ જતો હતો.

**શનિવાર—૧૫મી ઑગસ્ટ**

હંમેશની જેમ બાપુ સાડા સાત વાગ્યે ફરવા નીકળ્યા. મહાદેવભાઈ પણ તે દિવસે ફરવા આવ્યા. આઠ વાગ્યે બધાં ફરીને પાછાં આવ્યાં. બાપુજી માલિશ કરાવવા ગયા અને મહાદેવભાઈ પોતાને કામે વળગ્યા. બા પંખો નાખવા નહોતાં આવ્યાં. તે દિવસે આઈ.જી.પી. કર્નલ ભંડારી આવવાના હતા. કેદી લોકો વરંડા પર ઝટ ઝટ ઝાડુ મારી રહ્યા હતા. બા સરોજિની દેવીના ઓરડામાં હતાં.

થોડી વારમાં કર્નલ ભંડારીની મોટર આવી. સરોજિની દેવીના ઓરડામાં બાપુ અને મારા સિવાય બધાં એમની સાથે વાતો કરવા લાગ્યાં. હું બાપુને માલિશ કરતી હતી. વચ્ચે વચ્ચે મહાદેવભાઈ વગેરેના હસવાનો અવાજ આવ્યાં કરતો હતો. એકાએક અવાજ બંધ થઈ ગયો. મને કોઈએ બૂમ મારી. મેં માન્યું કે કર્નલ

ભંડારીને મળવા માટે બોલાવે છે, એટલામાં બા પોતે જ દોડતાં આવ્યાં, "સુશીલા, જલદી ચાલ, મહાદેવને ફીટ આવી છે!" હું દોડતી ગઈ. મહાદેવભાઈ મહાપ્રયાણની તૈયારી કરી રહ્યા હતા. નાડી બંધ હતી, હૃદયની ગતિ બંધ હતી, શ્વાસ ચાલુ હતો, અને શરીર ખેંચાતું હતું.

મેં બાપુને બોલાવ્યા. એ પણ સમજ્યા કે કર્નલ ભંડારીને મળવા માટે બોલાવે છે. કોઈ કે કહ્યું, "મહાદેવભાઈને કાંઈક થઈ ગયું છે." પણ બાપુને ક્યાંથી કલ્પના હોય કે મહાદેવભાઈ હમેશને માટે જવાની તૈયારી કરી રહ્યા છે? બાપુ મહાદેવભાઈના ખાટલા પાસે આવીને ઊભા અને 'મહાદેવ મહાદેવ' કરીને બોલાવવા લાગ્યા. પણ કોણ જવાબ આપે? બા કહેવા લાગ્યાં, "મહાદેવ, મહાદેવ, બાપુજી આવ્યા છે. મહાદેવ, બાપુજી બોલાવે છે." પણ તે દિવસે મહાદેવભાઈ કોઈને જવાબ આપવાના નહોતા. ધીરે ધીરે શ્વાસ પણ બંધ થઈ ગયો. પહેલું બલિદાન દેવાઈ ચૂક્યું.

બાને માટે આ વજ્રપાત સહન કરવો બહુ મુશ્કેલ હતો. એમણે હિમ્મતપૂર્વક પ્રાર્થના વગેરેમાં ભાગ લીધો, પણ સતત અશ્રુધારા વહેતી જ હતી. એમની આંખો આગળ સઘળું ચક્કર ચક્કર ફરતું હતું.

શબને અગ્નિદાહ દેવા માટે નીચે લઈ ગયા. બા પણ આગ્રહપૂર્વક નીચે આવ્યાં. એમનામાં હજી પગથિયાં ચડવા ઊતરવાની શક્તિ નહોતી આવી. પણ મહાદેવને વિદાય આપવા માટે બા ન જાય એ કેમ બને? બાની નબળી તબિયતને કારણે અમે ઇચ્છતાં હતાં કે એ દહનક્રિયા ન જુએ તો સારું. પણ બા તે દિવસે રોકાય તેમ ન હતું. ચિતાથી થોડે દૂર બા માટે ખુરસી મૂકી. બા બધો વખત હાથ જોડીને પુકારી રહ્યાં હતાં કે, "મહાદેવ, તું જ્યાં જાય ત્યાં સુખી રહેજે. ભાઈ, તું સદાય સુખી રહેજે. તેં બાપુની ઘણી સેવા કરી છે. હે ભાઈ, તું સદા સુખી રહેજે." અને વચ્ચે વચ્ચે બોલી ઊઠતાં કે, "કેમ મહાદેવ ગયો? હું કેમ નહિ? ઈશ્વરનો આ કેવો ન્યાય છે!"

અગ્નિદાહ દઈ બધાં પાછાં આવ્યાં. સાંજના પાંચ વાગી ગયા હતા. ઘરમાં નીરવ શાન્તિ હતી. કોણ કોને સાંત્વન આપે?

બાને થયા કરતું હતું કે, 'આ તો બ્રાહ્મણનું મૃત્યુ. એ ભારે અપશુકન કહેવાય.' બાપુ કહેતા, "હા સરકારને માટે." પણ બાના મનમાંથી આ શંકા ગઈ નહિ. થોડા દિવસ પછી મને કહે, "સુશીલા, આ બ્રહ્મહત્યાનું પાપ તો આપણને લાગ્યું જ ને? બાપુજીએ લડાઈ શરૂ કરી, મહાદેવ જેલમાં આવ્યા, અને અહીં એનું મૃત્યુ થયું. આ પાપ તો આપણને જ લાગ્યું ને?" હું કહેતી, "તમે આવા વિચારો શું કરો છો? મહાદેવભાઈએ તો દેશસેવા કરતાં બલિદાન આપ્યું. એમના મૃત્યુનું પાપ કેવું? અને જો હોય તોપણ એ તો સરકારને માથે જાય. સરકારે વિના કારણે એમને પકડ્યા. બાપુએ ક્યાં લડાઈ શરૂ કરી હતી?" બા કહે, "હા, વાત તો ખરી છે. બાપુએ લડાઈ શરૂ નહોતી કરી. બાપુ તો હજી સરકાર સાથે સમાધાનની વાત કરવા જવાના હતા. પણ આ સરકાર જ પાપી છે. એણે કાંઈ કરવા ન દીધું."

બામાં ઊંડી ધર્મભાવના હતી. જગતની કોઈ પણ શક્તિ એમની ધર્મભાવનાને ડોલાવી નહોતી શકતી. તેઓ હમેશાં તુલસી માતાની પૂજા કરતાં હતાં, મીરાંબહેને પોતાના ઓરડામાં બાલકૃષ્ણની મૂર્તિ રાખી હતી, એને ફૂલ ચડાવતાં હતાં. આ બે તો બાનાં મંદિર હતાં જ. મહાદેવભાઈનું ચિતાસ્થાન એ બાનું ત્રીજું મંદિર બન્યું હતું. બામાં શક્તિ હતી ત્યાં સુધી તેઓ હમેશ બાપુની સાથે ચિતાસ્થાન પર જતાં, સમાધિની પ્રદક્ષિણા કરતાં અને પ્રણામ કરતાં. બીજી ઑકટોબરે બાપુનો જન્મદિવસ આવ્યો. તે દિવસે સરોજિની દેવીએ એક નાની દીપમાળા ગોઠવવાનું નક્કી કર્યું. બાએ મને બોલાવી, "સુશીલા, શંકરને ત્યાં ભૂલ્યા વગર દીવો મૂકી આવજે." હું પહેલાં તો કાંઈ સમજી નહિ, પછી ધ્યાનમાં આવ્યું: "બા, મહાદેવભાઈની સમાધિ પર દીવો મૂકવાનું કહો છો ને?"

"હા, હા, એ જ તો મહાદેવનું — શંકરનું — મંદિર છે ને?" બાએ ઉત્તર આપ્યો.

## બા વિદ્યાર્થી તરીકે

મહાદેવભાઈના મૃત્યુથી વાતાવરણ બહુ ગમગીન થઈ ગયું હતું. આવી જાતનું મૃત્યુ બહાર પણ અસ્વસ્થ કરી મૂકનારું હોય છે, જેલમાં તો આની અસર બહુ લાંબી ચાલે છે. છેવટે બાપુએ ઉપાય શોધ્યો, “આપણે બધાં આપણી એક એક મિનિટનો હિસાબ રાખીએ. આખો દિવસ કામમાં જ વિતાવીએ, જેથી આડાઅવળા વિચારો મનમાં આવી જ ન શકે. આ હિંસાથી ભરેલા જગતમાં અહિંસાએ પોતાનું સ્થાન શોધવું હોય તો એનો પણ આ જ રસ્તો છે.” બાપુ પોતે તો આખો વખત કામમાં રહેતા જ હતા. હવે બીજાંનો કાર્યક્રમ પણ નક્કી કરી આપ્યો. બાને ગુજરાતી શીખવવાનું શરૂ કર્યું, ગીતાજી પણ શીખવવા માંડી. ભૂગોળ શરૂ કરી અને ક્યારેક ઇતિહાસ પણ શીખવવા માંડી જતા. બપોરે જમીને સૂતા પહેલાં બાને કાંઈ ને કાંઈ વાંચી સંભળાવતા અને સમજાવતા. બાને ખૂબ રસ પડતો. તેઓ અત્યંત રસપૂર્વક શીખવાનો પ્રયત્ન કરતાં. ક્યારેક તો એમને અફસોસ પણ થતો કે, આ બધું બહુ મોડું શીખવાનું શરૂ કર્યું, પહેલેથી જ ભણી હોત તો કેટલું સારું થાત!

બા ખૂબ જ રસથી ભણતાં, પણ એમનું મન અને મગજ બાપુજીની જેમ જુવાન નહોતું. હવે એમને માટે નવા નવા વિષયો શીખવાનું મુશ્કેલ હતું. બાને આગળનો પાઠ યાદ છે કે નહિ એ જાણવા માટે શરૂઆતમાં બાપુ પ્રશ્નો પૂછતા. પણ મોટે ભાગે બાને એ યાદ નહોતો રહેતો. બાપુ બા ઉપર ચિડાતા તો નહિ, પણ જવાબ ન આવડવાને કારણે બાને બહુ ખરાબ લાગતું. તેઓ પાઠ યાદ કરવા મહેનત પણ બહુ કરતાં. એક દિવસ બાપુએ એમને પંજાબની નદીઓનાં નામ શીખવ્યાં. બાપુજી સૂઈ ગયા એટલે તેઓ મારી પાસે આવ્યાં, “સુશીલા, એ નામ મને કાગળ પર લખી આપને.” મેં નામ લખી આપ્યાં. એ કાગળ હાથમાં રાખીને બાએ આખો દિવસ નામ ગોખ્યા કર્યાં. પણ ૭૪ વર્ષની ઉમ્મરે નવી

ચીજ શીખવાની શક્તિ તો કોઈ વિરલામાં જ હોય છે. બીજે દિવસે તેઓ નદીઓનાં નામ બાપુને કહી શક્યાં નહિ.

બાપુએ બાને પ્રાકૃતિક ભૂગોળ શીખવવી શરૂ કરી. રેખાંશ શું, અક્ષાંશ શું, અને વિષુવવૃત્ત શું એ બધું સમજાવ્યું. બા બહુ જ રસથી એ બધું શીખ્યાં. પણ યાદ રાખવું મુશ્કેલ હતું. દરરોજ બપોરે જમ્યા પછી બાપુ એક નારંગી મંગાવતા અને એની ઉપર વિષુવવૃત્ત વગેરે બાને સમજાવતા. છેવટે બાને એ બધું યાદ થઈ ગયું. થોડા દિવસ પછી એક વખત ભાઈ મનુને ભૂગોળ શીખવતા હતા. બાએ ત્યાં ઊભાં રહીને સાંભળવા માંડ્યું. ભાઈને અંગ્રેજી નામ આવડતાં. પણ હિંદી નામમાં ગોટાળો થઈ ગયો. બા આવીને મને કહે, "સુશીલા, પ્યારેલાલ જેને રેખાંશ કહે છે એને બાપુજી તો અક્ષાંશ કહેતા હતા." એમની વાત ખરી હતી. ભાઈએ પોતાની ભૂલ સુધારી.

બાપુજીએ બાની સાથે ગુજરાતી પાંચમી ચોપડી વાંચવી શરૂ કરી. એમાં કવિતાઓ પણ આવે. બાપુજીએ કવિતાઓના રાગ બાને શીખવવા માંડ્યા. આઠ દશ દિવસ સુધી રોજ સાંજની પ્રાર્થના પછી બા અને બાપુજી એ કવિતા ગાતાં. અમારી અમ્માજાન (સરોજિની દેવી) ઘણી વાર મશ્કરી કરતાં. બાપુ હસી પડતા અને ફરી બાની સાથે ગાવા માંડતા.

બાપુએ બાને હિંદુસ્તાનના પ્રાંતોનાં નામ શીખવ્યાં. પછી દરેક પ્રાંતના મુખ્ય શહેરનું નામ શીખવ્યું. બાએ એ શીખવા પાછળ મહેનત તો બહુ કરી, પણ જ્યારે બાપુ પૂછતા ત્યારે બાના મોંમાંથી નીકળી જતું, "કલકત્તાની રાજધાની લાહોર છે." અથવા એવો જ કંઈ બીજો જવાબ બા દઈ દેતાં.

ધીરે ધીરે બાનો ઉત્સાહ મંદ પડવા લાગ્યો. તેઓ ઘણી વાર કહેતાં, "હું માંદી રહું છું એટલે મારું મગજ નબળું થઈ ગયું છે. કશું યાદ નથી રાખી શકાતું." તોપણ બાએ અભ્યાસ છોડ્યો નહિ. ગીતાજીના અભ્યાસ પાછળ વધારે વખત આપવા માંડ્યો.

બાપુજી પાસે ગીતા શીખતાં. સાંજની પ્રાર્થના પછી મારી પાસે ગીતા વાંચતાં. એમનો ગીતાજીનો અભ્યાસ તો લગભગ મૃત્યુ સુધી ચાલ્યો એમ કહી શકાય.

મહાદેવભાઈના મૃત્યુ પછી બા નિયમિત બાપુની સાથે સવાર સાંજ ફરવા જતાં. બાપુ કોઈવાર તો એમને ખૂબ જલદી પણ ચલાવતા. પણ આ ક્રમ એક મહિનાથી વધારે ન ચાલી શક્યો. એક દિવસ તેઓ બાપુની સાથે ખૂબ ઝડપથી ૫૫ મિનિટ ચાલ્યાં. તે જ દિવસથી એમની છાતીમાં દુખવાનું શરૂ થયું. બસ, તે દિવસ પછી બા બાપુજીની સાથે ફરી શક્યાં નહિ. સવારે બાપુ નીચે બગીચામાં ફરતા ત્યારે બા ઉપર વરંડામાં થોડા આંટા મારી ખુરસી ઉપર બેસી જતાં અને 'આશ્રમભજનાવલી' કે 'અનાસક્તિયોગ' વાંચતાં. લગભગ એક કલાક એમનું આ વાંચન ચાલતું, પછી માલિશ વગેરે કરાવવા ઊઠતાં.

બાની વાંચવાની ઢબ નાના બાળક જેવી હતી. બાપુએ એમને આ રીત સુધારવા કહ્યું. બા મોટે ભાગે સવારે 'અનાસક્તિયોગ' અને બપોરે છાપાં મોટેથી વાંચતાં. બાપુએ એમની વાંચવાની ઢબની ટીકા કરી ત્યારથી એમણે મોટેથી વાંચવું છોડી દીધું. બપોરે તેઓ છાપાં લઈને મારી કે ભાઈની પાસે આવતાં. પાછળથી મનુ આવી ત્યારથી એ વાંચી સંભળાવતી.

બાની લખવાની રીત પણ બાળક જેવી જ હતી. તેઓ દરેક અક્ષર છૂટો છૂટો લખતાં. બાપુએ એમને સારી રીતે લખતાં શીખવવાનો પ્રયત્ન કર્યો, અને એમને લખવાનો અભ્યાસ કરવાનું કહ્યું. બામાં ૭૪ વર્ષનો અનુભવ અને બુદ્ધિશીલતાની સાથે બાળકના જેવી સરળતા પણ હતી. કોઈ પણ કોઈ નવું કામ કરતું હોય તો એમને એ શીખવાનું મન થતું. હમણાં અકસ્માત મારા હાથમાં બાની ૧૯૩૧–૩૩ની ડાયરી આવી ગઈ. એમાં મેં જોયું કે, એ દિવસોમાં પણ જેલમાં બાની અભ્યાસવૃત્તિ આજના જેવી જ હતી. તેઓ મીરાં બહેનની પાસે હિંદી શીખતાં, કોઈ બીજાની પાસે ગુજરાતી શીખતાં અને કેટલીક બહેનોને નેપકિન બનાવતાં જોઈને એ શીખવાનું પણ

એમણે શરૂ કર્યું હતું. સેવાગ્રામમાં નાના કહાનાને ઇતિહાસ ભૂગોળ શીખતો જોઈ બાએ પણ એ શીખવાનું શરૂ કર્યું હતું.

આગાખાન મહેલમાં અમને બધાંને નોટબુક મંગાવતાં જોઈ ને એમણે બાપુજીને પોતાને માટે નોટ મંગાવી આપવાનું કહ્યું. બાપુજીએ એમના હાથમાં બે ચાર કાગળો આપ્યા. "આની પર લખવાનો અભ્યાસ કર. જ્યારે કંઈક પ્રગતિ કરીશ ત્યારે નોટબુક મંગાવી આપીશ," એમ બાપુએ કહ્યું. બાને આનાથી બહુ આઘાત લાગ્યો. બાપુજી પણ પોતાની ભૂલ સમજ્યા. પણ પછી શું થાય? સરોજિની દેવીએ એમને માટે એક નોટબુક મંગાવી. મેં તે લઈને બાને આપી. એમણે તે બાપુજીની ચોપડીઓમાં મૂકી દીધી. કેટલુંય કહ્યું પણ એમણે તે વાપરી નહીં. બાપુના આપેલા કાગળો ઉપર જ લખવાનું પસંદ કર્યું. બાપુએ પણ કહ્યું. પણ બા તો સ્વાભિમાની હતાં. "મારે નોટબુકની શી જરૂર છે?" એમણે શાંતિથી જવાબ આપ્યો. છેવટ સુધી એ નોટ બાપુજીની ચોપડીઓમાં પડી રહી.

## રામાયણ અને ભાગવત ઉપર શ્રદ્ધા

બાની જૂની ડાયરીઓમાં છે કે, તેઓ ૧૯૩૧–૩૨માં ત્રણ વાર જેલમાં ગયાં. દર વખતે તેઓ નિયમિત રીતે રામાયણ અને ભાગવત સાંભળતાં. આગાખાન મહેલમાં સાંજની પ્રાર્થનામાં હંમેશાં તુલસી-રામાયણની બે ચોપાઈ ગવાતી. બા બપોરે રામાયણ લઈ જતાં અને સાંજે વાંચવાની ચોપાઈઓ પહેલેથી વાંચી લેતાં. એનો અર્થ સમજવાનો પ્રયત્ન કરતાં. સેવાગ્રામમાં પણ તેમનો આ જ કાર્યક્રમ રહેતો. અહીં પ્રાર્થના પછી બાપુએ પોતે અર્થ સમજાવવો શરૂ કર્યો. બાની શ્રદ્ધા અંધશ્રદ્ધા નહોતી. અતિશયોક્તિ આવે ત્યારે બા કહેતાં, "આ તો બધાં ગપ્પાં જેવું લાગે છે." તેવી જ રીતે બાલકાંડમાં દશરથ અને જનકના વૈભવનાં લાંબાં લાંબાં વર્ણનો તથા સ્વયંવરના મંડપની રચના વર્ણવવામાં પાનાંનાં પાનાં ભરેલાં જોઈ બા કહેતાં, "બસ તુલસીદાસજીને બીજું કંઈ કામ જ નહોતું તે આવાં

લાંબાં ને લાંબાં વર્ણનો જ લખ્યા કર્યાં ?" બાપુજીને વિચાર આવ્યો કે, રામાયણમાંથી આવાં લાંબાં વર્ણનો ઉપાખ્યાનો વગેરે કાઢી નાખી એક સંક્ષિપ્ત તુલસી-રામાયણ બનાવ્યું હોય તો બાને ખૂબ કામ લાગે. તેથી એમણે રામાયણમાં નિશાની કરવી શરૂ કરી. બાલકાંડ અને અયોધ્યાકાંડના થોડા ભાગમાં નિશાનીઓ કરી હતી. પ્રાર્થનામાં પણ સંક્ષિપ્ત રામાયણ વાંચવાનું જ શરૂ કર્યું. બાપુએ ભાઈને કહ્યું, "દરરોજ બે ચોપાઈનો ગુજરાતી અનુવાદ કરી સુંદર અક્ષરોમાં લખી તમે બાને આપશો તો એમને બહુ સારું લાગશે અને મને પણ સંતોષ થશે." ભાઈએ અનુવાદ શરૂ કર્યો. બાપુ પોતે એ અનુવાદ સુધારતા. પણ પછી તો બાપુના ઉપવાસ વગેરે બીજાં ત્રીજાં કારણોને લઈને બાપુનું બાના રામાયણમાં નિશાન કરવાનું અને ભાઈનું અનુવાદ કરવાનું અધૂરું રહી ગયું.

બાપુના ઉપવાસ વખતે સાંજની પ્રાર્થના પછી બાને રામાયણની ચોપાઈનો અર્થ સમજાવવાનું મારે ભાગે આવ્યું. અને પછી એ કામ મારે માથે જ રહ્યું. બા ખૂબ ધ્યાનપૂર્વક અર્થ સાંભળતાં. જ્યાં બહુ જ ધર્મભાવનાથી નીતરથી ચોપાઈઓ આવતી અથવા ખૂબ કરુણરસ આવતો, ત્યાં બા પોતે જ આલોચના કરતાં. આ ક્રમ લગભગ એમના મૃત્યુ સુધી ચાલુ રહ્યો. મૃત્યુના બેએક દિવસ પહેલાં બા બહુ થાકેલાં લાગતાં હતાં, આંખો બંધ કરી પડ્યાં હતાં. મેં પૂછ્યું, "બા, આજે રામાયણનો અર્થ કરીશું ?"

બાએ આંખો ખોલી, "પૂછે છે શું કે અર્થ કરીશું ? રામાયણ લાવીને અર્થ કરવો શરૂ કેમ નથી કરતી ?" બાએ જરા ચિડાઈને જવાબ આપ્યો.

મેં કહ્યું, "તમે થાકેલાં લાગતાં હતાં એટલે મેં પૂછ્યું."

બાએ શાંતિથી કહ્યું, "પણ સૂતાં સૂતાં રામાયણનો અર્થ સાંભળવામાં મને શું થાક લાગવાનો હતો ? અર્થ કરી સંભળાવ."

તુલસી રામાયણ ઉપરાંત બપોરે બાપુએ બાને બાળરામાયણ વાંચી સંભળાવ્યું. પછી વાલ્મીકિ-રામાયણનો ગુજરાતી અનુવાદ વાંચી

સંભળાવ્યો. બા બેસીને આ સાંભળતાં. પણ બાપુજીને જલદી પૂરું કરવું હતું, અને બા બધો વખત બેસી નહોતાં શકતાં, એટલે એ પણ મેં વાંચી સંભળાવવા માંડ્યું. પાછળથી આ કામ મનુએ લઈ લીધું. મનુએ બાને આખું વાલ્મીકિ-રામાયણ વાંચી સંભળાવ્યું. બપોરે જમતી વખતે હું બાપુ પાસે સંસ્કૃત વાલ્મીકિ-રામાયણ વાંચતી. બા પણ તે વખતે બેસતાં અને ખૂબ રસથી સાંભળતાં. બાની માંદગી વધ્યા પછી સંસ્કૃત રામાયણનો અભ્યાસ બંધ કરવો પડ્યો. નહિ તો એમાંથી પણ સંક્ષિપ્ત રામાયણ બનાવવાનો બાપુનો વિચાર હતો. બાલકાંડ અને અયોધ્યાકાંડનો થોડો ભાગ તો કર્યો પણ હતો.

ગુજરાતી વાલ્મીકિ-રામાયણ પૂરું થયા પછી મનુએ બાને 'બારડોલીના સત્યાગ્રહનો ઇતિહાસ' વાંચી સંભળાવવા માંડ્યો. પણ બાએ એમ કહી તે બંધ કરાવી દીધો કે, "આ બધું તો હું જાણું છું.' બાને ધાર્મિક પુસ્તકોમાં વધારે રસ હતો, એટલે ભાગવત મંગાવ્યું અને આખું ભાગવત પૂરું કર્યું. પછી પણ એકાદશી જેવા ખાસ દિવસોએ બા ભાગવત સાંભળતાં. છેવટના દિવસોમાં બાએ ફરીથી નિયમિત રીતે ભાગવત સાંભળવું શરૂ કર્યું. સાંજે ચારથી સાડા ચાર હું ભાગવત વાંચી સંભળાવતી. કોઈ મળવા આવતું તો વાંચવાનું બંધ રહેતું. એક વખત પાંચ ૭ દિવસ સુધી રોજ મુલાકાત આવી. જે દિવસે કોઈ ન આવ્યું તે દિવસે પણ હું ભાગવત વાંચવા ન ગઈ. ક્રમ તૂટી ગયો. બાની માંદગી વધવાને કારણે મારે રાત્રે પણ સારી પેઠે કામ રહેતું હતું, તેથી હું બપોરે ઊંઘી ગઈ. ભાગવતને વખતે જાગી તો ગઈ, પણ થાકેલી હતી એટલે આળસ કરી ગઈ. મનને મનાવી લીધું કે, બાને આજે ભાગવત કદાચ યાદ જ નહિ આવે. પણ બા થોડાં ભૂલે? એમણે મનુને બોલાવીને એની પાસે ભાગવત વંચાવ્યું. ત્યાર પછી જે થોડા દિવસ એમણે ભાગવત સાંભળ્યું, તે મનુએ જ વાંચી સંભળાવ્યું. મારી ફરીથી સંભળાવવા જવાની હિંમત ન ચાલી. પણ આજે મનમાં એનો પશ્ચાત્તાપ થયાં કરે છે. મને ખબર હતી કે મારી પાસેથી ભાગવત સાંભળવું

બાને વધારે ગમે છે. કેમ કે હું થોડો ઘણો અર્થ પણ સમજાવતી હતી. એક દિવસ આળસ કરી, પણ બીજા દિવસથી ગઈ હોત તો બા મને જરાક કહી સંભળાવત, પણ મનમાં તો ખુશ જ થાત. પણ હું એ ન કરી શકી. હું ઘડીભર ભૂલી ગઈ કે, જીવન ક્ષણભંગુર છે, સેવાની તક મળે એને ક્યારેય છોડવી જ ન જોઈએ.

### વ્રત ઉપવાસાદિ

આગાખાન મહેલમાં ગયા પછી બાએ બાપુને પૂછ્યું, "એકાદશી ક્યારે છે?" બાપુએ મિ. કટેલીને એક પંચાંગ મંગાવી આપવાનુ કહ્યું. બહારથી કોઈ પણ ચીજ મંગાવવા માટે પરવાનગી લેવી પડે, અને એમાં વખત નીકળી જાય, એટલે બાપુએ મને એક કેલેન્ડર બનાવવાનું કહ્યું. એની રીત પણ બતાવી. બાપુજી પકડાયા તે દિવસનાં તિથિ વાર અમે જાણતાં હતાં. એ પરથી આખા વર્ષનો હિસાબ કાઢ્યો. મારો એક આખો દિવસ એની પાછળ ગયો. કેલેન્ડરમાં પૂર્ણિમાને દિવસે લાલ પેન્સિલનું અને અમાસને દિવસે ભૂરી પેન્સિલનું નિશાન લગાવ્યું. આ પરથી બાપુએ બાને મિતિ કહી અને એકાદશી ક્યારે આવશે તે બતાવ્યું. લગભગ એક મહિના સુધી અમે આ જ કેલેન્ડરથી ચલાવ્યું. પછીથી અમારી પાસે પંચાંગ અને કેલેન્ડર બંને આવી ગયાં.

બા હંમેશાં એકાદશીને દિવસે ફળાહાર કરતાં હતાં. એક પણ એકાદશીનો ઉપવાસ કરવાનું તેઓ ભૂલ્યાં હોય એવું મને યાદ નથી એવી રીતે દરેક સોમવારે, સોમવતી અમાસે, કોઈ એક પૂનમે જન્માષ્ટમીએ, શિવરાત્રીએ વગેરે પવિત્ર દિવસોએ તેઓ ઉપવાસ કરવાનું ભૂલતાં નહિ. કોઈ વાર સોમવાર એકાદશી અને બીજો કોઈ દિવસ એકસાથે આવી જાય તો બા ત્રણ ચાર દિવસ લાગટ ઉપવાસ કરતાં. સાજાં હોય કે માંદાં, આમાંથી કોઈ પણ ઉપવાસ છોડવાનો એમને ક્યારેય વિચાર સુધ્ધાં આવતો નહિ. રાષ્ટ્રીય સપ્તાહ, સ્વાતંત્ર્ય દિન અને 'ક્વિટ ઈન્ડિયા'-દિનના ઉપવાસ આ ઉપવાસો ઉપરાંત આવતા. એ પણ બા કદી ભૂલતાં નહિ.

## પાતિવ્રત્ય

બા બહુ ભણેલાં નહોતાં. પણ એમની બુદ્ધિનો વિકાસ ઘણો થયેલો હતો. બાપુમાં એમને અપૂર્વ શ્રદ્ધા હતી. હિંદુ સ્ત્રી પતિવ્રતા ધર્મને સૌથી ઊંચું સ્થાન આપે છે. બા પણ બાપુની પાછળ પાછળ ચાલવામાં જ પોતાનો ધર્મ સમજતાં હતાં.

જેલમાં ઘણી વાર મનુ બાપુને વાર્તા કહેવાનું કહેતી. બાપુએ એને નાની મોટી બે ચાર વાર્તા કહી પણ ખરી. એક દિવસ મેં કહ્યું: "વાર્તા કહેવી છે તો તમારી પોતાની જ વાત કહોને." બાપુ માની ગયા. એમની આત્મકથા વાંચવી અને એમને મોઢે આત્મકથા સાંભળવી એ બેમાં જમીન આસમાનનો ફરક હતો. બાપુએ પોતાનાં બાળપણ, બાની સાથે રમતું, વિવાહ, વિલાયત જવું, દક્ષિણ આફ્રિકા જવું વગેરે બધી વાતો કહી. પાછળથી બાની માંદગી વધવાને કારણે આ બંધ રહ્યું. બાએ હિંદુધર્મના પોતાના જૂના સંસ્કારને જીતીને બાપુની પાછળ પાછળ ચાલવાનો કેવી રીતે પ્રયત્ન કર્યો એનું વર્ણન કરતાં બાપુએ કહ્યું, "મારે કહેવું જોઈએ કે એમાં કુટુંબની બધી સ્ત્રીઓની મને મદદ મળી. એ સૌ બાને કહેતાં, 'બીજાં પોતે ભલે આપણા જૂના રીતરિવાજ પાળે, અંત્યજોને ઘરમાં ન પેસવા દે, મુસલમાનોનું અડેલું પાણી સુધ્ધાં ન પીએ, પણ તારે તો આ વિચાર છોડવા જોઈએ. તારા પતિની પાછળ ચાલવાનો જ તારો ધર્મ છે. એની પાછળ ચાલતાં તું કાંઈ પણ કરે એનું તને પાપ લાગી શકે જ નહિ. એનું પરિણામ શુભ જ હોઈ શકે.' બાએ હંમેશાં એમની સલાહનો અમલ કરવાનો પ્રયત્ન કર્યો છે. એણે દરેક પગલું બુદ્ધિથી સમજીને ઉઠાવ્યું છે એમ ન કહી શકાય. પણ હું તો હંમેશાં માનતો આવ્યો છું કે, બુદ્ધિ હૃદયની પાછળ ચાલનારી ચીજ છે. બાએ જે કાંઈ કર્યું છે તે શ્રદ્ધાથી કર્યું છે, હૃદયથી કર્યું છે, અને પાછળથી બુદ્ધિથી પણ બધી વસ્તુઓને એ સમજી છે."

બા નિયમિત રીતે કાંતતાં. ૩૦૦ થી ૫૦૦ તાર થતા. રચનાત્મક કાર્યનું મહત્ત્વ તેઓ બહુ સારી રીતે સમજ્યાં હતાં.

પણ આગાખાન મહેલમાં ગયા પછી તેઓ બહુ કાંતી ન શક્યાં. હૃદયનું દર્દ શરૂ થવાથી એમને કાંતતાં રોકવાં પડ્યાં. એમને રોકતાં મને કેટલી મુશ્કેલી પડી છે એ કહેવું અઘરું છે. "ભલા, કાંતવાથી મારા હૃદયને શો શ્રમ પડવાનો છે?" આવી જ રીતે એમને ઘરમાં હરતાં ફરતાં રોકવાં પણ મુશ્કેલ હતાં. એક દિવસ તો કર્નલ ભંડારીએ એમને ડરાવ્યાં: "જુઓ, આપ આરામ નહિ લો તો મારે આપને યરવડા લઈ જવાં પડશે." બા એટલાં ભોળાં હતાં કે આ ખોટી ખોટી ધમકીની પણ એમના ઉપર અસર થઈ. બાએ પથારીમાં જ પડ્યા રહેવા માંડ્યું. બે ચાર દિવસમાં તબિયત સુધરવા લાગી. પણ રેંટિયો તો છૂટ્યો તે છૂટ્યો જ. બાના મનમાં એ ખ્યાલ ભરાઈ ગયો કે કાંતવાથી હૃદયનું દર્દ થાય છે. એટલે પછીથી તો અમે એમને કાંતવાનું કહેત તોપણ તેઓ કાંતત નહિ. એમને પોતાની માંદગીના વિચારમાંથી છોડાવવા માટે રેંટિયો સારું સાધન થઈ પડશે એમ અમને લાગતું. એક બે વાર બાએ રેંટિયો કાઢ્યો પણ ખરો. પણ એ ફરી શરૂ થયો નહિ.

## સ્પર્શાસ્પર્શ

બામાં સ્પર્શાસ્પર્શની ભાવના મેં કદી જોઈ જ નથી. ૧૯૩૦માં હું પહેલી વાર આશ્રમમાં ગઈ ત્યારે ત્યાં લક્ષ્મી નામની એક છોકરી હતી. બા અને બાપુ એને પોતાની દીકરી કહેતાં હતાં. તે બાપુ પાસે જ રહેતી અને બા માની જેમ એની સંભાળ રાખતાં. જ્યારે હું આશ્રમમાંથી ઘેર ગઈ ત્યારે એક બહેને મને કટાક્ષમાં પૂછ્યું, "આશ્રમમાં ઢેડની છોકરી તારી બહેનપણી થઈ હતી કે નહિ?"

હું વિચારમાં પડી ગઈ, "ઢેડની છોકરી કોણ?"

"પેલી, જેને મહાત્માજીએ પોતાની દીકરી બનાવી છે."

ત્યારે મને ખબર પડી કે, બા અને બાપુ જેને પોતાની દીકરીની જેમ રાખે છે, તે લક્ષ્મી બાની પોતાની દીકરી નથી પણ હરિજન છોકરી છે.

એ જ પ્રમાણે સેવાગ્રામ આશ્રમમાં હરિજન કામ કરવાવાળાઓ પ્રત્યે પણ બા બહુ ઉદારતા અને પ્રેમ રાખતાં હતાં. પોતાને કંઈ સેવા લેવી જ પડે તો તે હરિજન સેવિકા મણિબાઈ પાસેથી જ લેવાનું પસંદ કરતાં. આગાખાન મહેલમાં પણ મણિબાઈ, ખંડુમામા વગેરે હરિજન સેવકોને તેઓ બહુ યાદ કરતાં. ક્યારેક ચર્ચા ચાલે તો તેઓ કહેતાં, "આખરે તો ઈશ્વરે જ બધાંને બનાવ્યાં છે ને! પછી કોઈ ઊંચ શું ને નીચ શું? એ ભાવના જ ખોટી છે."

## જૂના સંસ્કારો

પણ સાથે સાથે જૂના સંસ્કારોને એ પૂરેપૂરા ભૂલી શક્યાં ન હતાં. બ્રાહ્મણો પ્રત્યે એમના દિલમાં ખાસ શ્રદ્ધા અને આદર રહેતાં. આગાખાન મહેલમાં સિપાઈઓ અમારું ઘણું કામ કરી દેતા. એક સિપાઈ બ્રાહ્મણ હતો. તેને રસોડાના કામ ઉપર મૂકવામાં આવ્યો હતો. બા એના ઉપર વિશેષ પ્રેમ રાખતાં અને એને ફળ દૂધ વગેરે આપતાં. કોઈ વાર એની ભૂલ થાય તોપણ કાંઈ કહે નહિ. "બિચારો બ્રાહ્મણનો છોકરો છે. અહીં બીજો કશો ધર્મ તો થઈ શકતો નથી. એને કાંઈક આપી શકીએ તો સારું," એમ હમેશાં કહેતાં.

એ ઉપરથી બીજા સિપાઈઓ અદેખાઈ કરવા લાગ્યા, અને સુપરિન્ટેન્ડેન્ટ પાસે ફરિયાદ ગઈ. એણે બાને કહ્યું કે, તમે કોઈને પણ કશું આપશો નહિ. પણ બા શાનું માને? એમણે તો બોલ્યા-ચાલ્યા વિના જેમ આપતાં હતાં તેમ આપવાનું ચાલુ રાખ્યું. બા કહેતાં, "હું મારા ભાગમાંથી આપું છું. એમાં બીજાને શું?"

એક દિવસ એને બાએ પૂછ્યું: "મહારાજ, તમે બ્રાહ્મણ છો, કહો જોઈએ અમે ક્યારે ઘેર જઈશું?" એ બિચારો શો જવાબ આપવાનો હતો! એણે કહ્યું: "હા બા, ટીપણું જોઈને કહીશ." પછી એણે કશું કહ્યું કે નહિ તે હું જાણતી નથી.

## હિંદુ-મુસલમાન પ્રત્યે સમાનભાવ

તેમ છતાં બાના દિલમાં બીજી કોમના લોકો પ્રત્યે કશો અભાવ કે અરુચિ નહોતાં. આગાખાન મહેલમાં એક બે મુસલમાન સિપાઈઓ પણ હતા. તેમની સાથે પણ બા સારી પેઠે હળતાં મળતાં અને વાતોચીતો કરતાં. તેમની પાસે રસોઈ વગેરેનું કામ પણ કરાવતાં. ઈદ વગેરે તહેવારના દિવસોએ એમને ફળ અને મીઠાઈ પણ આપતાં. સિપાઈઓમાં હિંદુ કે મુસલમાન એવો કશો ભેદભાવ તેઓ નહોતાં રાખતાં. જોકે ઇતિહાસની ચોપડીઓમાં મુસ્લિમ શાસનકાળમાં તેમના જુલમનું વર્ણન આવતું તે વાંચી તેઓ અસ્વસ્થ થતાં. ડૉ. અનસારી, હકીમ સાહેબ અજમલખાન, ખાન અબ્દુલ ગફ્ફારખાન, ડૉ. ખાનસાહેબ, મૌલાના સાહેબ એ બધા મુસ્લિમ મિત્રોને જોઈ એમને ઘણી વાર થતું કે, ઇતિહાસમાં આવું બધું શાથી લખ્યું હશે? આ મુસલમાન મિત્રો પ્રત્યે સરદાર વલ્લભભાઈ અથવા જમનાલાલજીના જેટલો જ પ્રેમ અને મિત્રભાવ તેમના દિલમાં હતો. તેઓને કોઈ દિવસ એવો વિચાર પણ નહોતો આવતો કે, આમાંથી અમુક હિંદુ છે અને અમુક મુસલમાન. આશ્રમમાં રહેનાર મુસલમાન ભાઈબહેનો પ્રત્યે પણ એમના વર્તનમાં ક્યારેય ભેદભાવ નહોતો દેખાતો. હા, બાની આંખ એ તરત જોઈ જતી હતી કે, કોણ મનથી એમની સેવા કરે છે અને કોણ બાપુને ખુશ રાખવા માટે કરે છે. આવા લોકોની સેવા લેવી એમને જરાય ગમતી નહોતી. પછી ભલે તે હિન્દુ હોય કે મુસલમાન. આની જો કોઈ બાપુ પાસે ફરિયાદ લઈ જાય તો તેઓ સહેલાઈથી એને ક્ષમા નહોતાં કરી શકતાં.

છાપાંઓમાં બાપુની ટીકા વાંચી એમને બહુ દુઃખ થતું. એમને માટે આ એક નવી ચીજ હતી. એક તો બા બહાર આટલા ધ્યાનપૂર્વક છાપાં વાંચતાં નહિ. એમને એટલો વખત જ નહોતો મળતો. બીજું આ વખતે બાપુની વિરુદ્ધ જેટલી કડવાશ ઊભી કરવામાં આવી હતી એટલી પહેલાં ભાગ્યે જ કરવામાં આવી હશે. ઘણી વાર તેઓ કહેતાં, "જુઓને, આ લોકો કેટલું જૂઠું બોલે છે!

એમના પાપનો ઘડો ક્યારેક તો ભરાશે જ ને! ઈશ્વર ક્યાં સુધી આ પાપ સહન કરશે?" ખાસ કરીને જ્યારે બાપુની અહિંસા ઉપર કોઈ હુમલો કરતું ત્યારે તો તે બાથી જરાય સહન થતું નહિ.

## આ વખતની જેલની બા ઉપર અસર

બા ઘણી વાર જેલમાં જઈ આવ્યાં હતાં. દક્ષિણ આફ્રિકાની જેલોમાં તો એમને ઘણાં કષ્ટો સહન કરવાં પડ્યાં હતાં. ક્યારેક તેઓ મને પોતાના અનુભવોની વાતો કરતાં. પણ એ બધીયે જેલો કરતાં આ વખતની જેલ બાને વધારે ખટકતી હતી. એમને થતું હતું કે, આ વખતે સરકારે વગર કારણે બધાંને પકડી લીધાં છે. જનતા ઉપર સરકારના જુલમની જે થોડી ઘણી હકીકત છાપાંઓમાં આવતી તે વાંચી એમને બહુ દુઃખ થતું. આ વખતની બધાંની મુદત વગરની અટકાયત એમને બહુ સાલતી હતી. મહાદેવભાઈના મૃત્યુ પછી એમના મનમાં ભય પેદા થઈ ગયો હતો કે પોતે પણ ભાગ્યે જ આ જેલમાંથી જીવતાં બહાર જશે. ૧૮–૮–'૪૨ને દિવસે એમણે પોતાનો આ ભય પહેલી વાર પ્રગટ કર્યો. બહાર જઈને શું કરીશું, એ વિષે બધાં વાત કરતાં હતાં, તેમાં બા બોલી ગયાં, "મારી તો કોને ખબર છે? બહાર જઈશ કે નહિ; હું તો અત્યારે છું અને સાંજે ન હોઉં એવું પણ બને." બાપુ આ સાંભળી ગયા. એમણે કહ્યું: "એવું શું કહે છે? એક રીતે તો તું જે કહે છે તે બધાંને લાગુ પડે છે. આ સુશીલા મોટી દાક્તર થઈને આવી છે તોય બની શકે કે તે અત્યારે છે અને સાંજે ન હોય. મહાદેવનું એવું જ થયું ને. તું અને હું તો માંદા જેવાં હતાં તે બેઠાં છીએ. એટલે તારે સાજા થવાનું જ છે. જેટલી સેવા જોઈતી હોય એટલી લે, પણ બધીયે જાતની ચિંતાને મનમાંથી કાઢી નાખ."

પણ બાને માટે ચિંતા છોડવી એ શક્ય નહોતું. બીજી જેલોમાં બાની સાથે બીજી બહેનો હોય એમની સાથે વાતો કરવામાં,

માંદાઓને જોવામાં, કાંતવામાં અને ભજન કીર્તન કરવામાં એમનો વખત નીકળી જતો. પણ આ વખતે દરેક પોતપોતાના કામમાં લાગેલાં હતાં. બાને કંઈ વાંચી સંભળાવવું હોય, એમની બીજી કંઈ સેવા કરવાની હોય તે ઉપરાંત વાતો કરનાર અને એમની પાસે બેસનાર કોઈ નહોતું. અને બાને હંમેશાં બધી બહેનો સાથે વાતો કરવી એ બહુ ગમતું; તેમાંય સાંજે તો ખાસ. આથી બા મોટે ભાગે વિચારસાગરમાં ડૂબી જતાં. એક દિવસ કહેવા લાગ્યાં, "આવડી મોટી સલ્તનતની સાથે બાપુજી લડે છે. એમની પાસે તો અપાર સાધનો છે. બાપુ કેવી રીતે જીતશે?"

મેં કહ્યું: "બા, આખરે ઈશ્વર તો છે ને? બાપુએ તો એના જ આધાર ઉપર લડાઈ ઉપાડી છે. એ જ એને પાર ઉતારશે."

"પણ આજ તો ઈશ્વર પણ આપણી વિરુદ્ધ થઈ ગયો છે. મહાદેવને કેવી રીતે લઈ ગયો?"

બાપુએ સાંભળ્યું, કહે, "મહાદેવનું જવું તો એક શુદ્ધતમ બલિદાન છે. એનાથી આઝાદીની લડાઈને ફાયદો જ થવાનો છે."

પણ બાના મનમાંથી આ શંકા ગઈ નહિ. એક દિવસ એમની તબિયત કંઈ વધારે ખરાબ હતી. તેથી ચિડાઈને બાપુને કહે: "જુઓને, હું તમને કહેતી હતી કે આવડી મોટી સલ્તનતને ન છેડો, પણ તમે મારું ના માન્યું, હવે એનું ફળ બધાંને ભોગવવું પડે છે. સરકારની પાસે અપાર શક્તિ છે. તેનાથી એ લોકોને કચડે છે. લોકો બિચારા ક્યાં સુધી સહન કરે? આનું શું પરિણામ આવશે?"

પહેલાં તો બાપુએ બાને દલીલથી સમજાવવાનો પ્રયત્ન કર્યો. પણ તે દિવસે બા કોઈ રીતે પણ સમજવા તૈયાર નહોતાં. આખરે બાપુએ કહ્યું, "તો તારે શું જોઈએ છે? ચાલ, તું અને હું સરકારની માફી માગીએ?"

બા ચિડાઈ પડ્યાં હતાં, કહે: "હું શું કામ કોઈની માફી માગું?"

"તો તું કહેતી હોય તો વાઈસરૉયને માફી માટે હું પત્ર લખું."

બાપુની કોઈ પણ રીતે માનહાનિ થાય એ બા કદીયે સહન કરી શકે નહિ. જરા ગુસ્સામાં આવી બોલ્યાં: "કુમળી છોકરીઓ જેલમાં પડી છે એ માફી નથી માગતી અને તમે માગશો? હવે કર્યું છે તો તેનું ફળ ભોગવો. તમારી સાથે અમેય સહન કરીશું. મહાદેવ જેલમાં ખતમ થઈ ગયો. હવે મારો વારો આવ્યો છે." બાપુએ ચૂપચાપ સાંભળ્યા કર્યું. બા જ્યારે ચિડાય ત્યારે સાધારણ રીતે તેઓ મૌન જ ધારણ કરતા.

થોડા દિવસ પછી બાપુને કહે: "હું તો એ કહું છું કે તમે અંગ્રેજોને હિંદમાંથી જવાનું શું કામ કહો છો? ભલેને રહે. આપણો દેશ બહુ મોટો છે, એમાં આપણે બધા સમાઈશું. તમે એમને કહો કે તમે અમારા ભાઈ બનીને અહીં રહો."

બાપુ કહે: "તો બીજું હું કહું છું પણ શું? હું પણ એ જ કહું છું કે, તમે અમારા ભાઈ બનીને રહો, સરદાર બનીને નહિ. તમારી સરદારી હડાવી લો તો તમારી સાથે અમારે કાંઈ ઝઘડો નથી."

બા કહે: "હા, એ તો ખરું છે. આપણે અંગ્રેજોને સરદાર બનાવીને નહિ રાખી શકીએ, ભાઈ બનીને ખુશીથી રહે."

બીજે દિવસે હું બાને માલિસ કરતી હતી ત્યારે મને કહે: "સુશીલા, આ લોકો બહુ ખરાબ છે. બાપુજી કહે છે કે, અમારા ભાઈ બનીને અમારા દેશમાં રહો, પણ એમને તો આપણી સરદારી કરવી છે, હિંદુસ્તાનને લૂંટવો છે. તેથી બાપુ અને બીજા નેતાઓને પકડીને જેલમાં પૂરી દીધા છે."

બા બાપુજીની પાસેથી કંઈ નવું સાંભળે તો બીજે દિવસે માલિસને વખતે મને કહે જ. ચોપડીમાં પણ કંઈક નવું વાંચે તો અમને બતાવે. એક દિવસ એમણે પારસીઓનો ઇતિહાસ વાંચ્યો. સાંજે અમારી જેલના પારસી સુપરિન્ટેન્ડેન્ટ મિ. કટેલી બાને જોવા આવ્યા. બા એમને કહે: "કટેલી સાહેબ, તમે જાણો છો કે પારસીઓ હિંદુસ્તાનમાં કેવી રીતે આવ્યા?" અને ચોપડીમાં વાંચેલો બધો ઇતિહાસ એમણે કહી સંભળાવ્યો. મિ. કટેલી બહુ જ સજ્જન હતા. બાને

જોઈને એમને પોતાની ઘરડી મા યાદ આવતી હતી. એમણે અત્યંત સજ્જનતાથી બેસીને એ બધી વાત સાંભળી.

## બાપુના ઉપવાસની તૈયારી

સત્યાગ્રહમાં ઉપવાસના સ્થાન વિષે ચર્ચા તો બહુ વખતથી ચાલતી હતી. ઘણાંને ભય હતો કે, આ વખતે જેલમાં જતાં જ બાપુ ઉપવાસ શરૂ કરી દેશે. મહાદેવભાઈ જેલમાં ૭ દિવસ રહ્યા તે દરમિયાન બધો વખત એ ચિંતામગ્ન જ રહેતા કે બાપુ ઉપવાસ કરશે તો શું થશે? પરંતુ મહાદેવભાઈના અવસાન પછી થોડો વખત તો ઉપવાસની વાત ઠંડી પડી ગઈ. મહાદેવભાઈના મૃત્યુને બાપુજીએ સ્વતંત્રતાની વેદી ઉપર ચડેલું શુદ્ધ બલિદાન કહ્યું છે. આ બલિદાનની અસર જોવા માટે પણ કદાચ તેમણે થોડા વખતને માટે તો ઉપવાસનો વિચાર માંડી વાળ્યો.

પણ વખત જવા લાગ્યો તેમ દેશની દુર્દશા, દુષ્કાળ તથા સરકારનો જુલમ, એ બધાના સમાચાર વાંચીને બાપુજીની શાંતિ ઊડી જવા માંડી, અને તેઓ બહુ ગંભીર દેખાવા લાગ્યા. ઉપવાસના વિચારે એમના ઉપર સવારી કરવા માંડી. સરકારના જુલમની સામે પોતાનો વિરોધ તેઓ શી રીતે બતાવી શકે? જનતાનાં દુઃખમાં પોતે શી રીતે ભાગીદાર થઈ શકે? આ વિચાર નિરંતર એમના મગજમાં ઘોળાવા લાગ્યા.

૨૮મી ડિસેમ્બરે સોમવારનું મૌન હતું, ત્યારે બાપુજીએ વાઈસરૉય ઉપર લખવાના પત્રનો મુસદ્દો તૈયાર કર્યો. બીજે દિવસે બાને ખબર પડી એટલે તેઓ કહેવા લાગ્યાં, "કાગળ તો ભલે લખો, પણ ઉપવાસની કશી વાત કરશો નહીં." બાપુ હસી પડ્યા. એ કાગળમાં ઉપવાસનો ઉલ્લેખ હતો જ. અમે સૌએ બાપુજીને આગ્રહ કર્યો: "ઉપવાસની વાત કાઢી નાખો, કદાચ આપના કાગળથી જ વાઈસરૉયની સદ્વૃત્તિ જાગ્રત થઈ જાય. કાંઈ નહીં તો એને એમ કહેવાની તક તો ન જ મળવી જોઈએ કે ગાંધીએ ઉપવાસની ધમકી આપી, એટલે મેં એની વાત માની નહિ." બાપુ માની ગયા, અને ૩૧મી ડિસેમ્બરે એક નાનો સુંદર કાગળ પોતાના હસ્તાક્ષરમાં લખેલો બાપુએ વાઈસરૉયને મોકલ્યો.

એના જવાબની રાહ જોતા બાપુ બહુ ધ્યાનમગ્ન રહેવા લાગ્યા. એટલે મીરાંબહેને કહ્યું : "બાપુને એકાંતની જરૂર છે. આંબાના ઝાડ નીચે એક ઝૂંપડી બાંધી હોય તો સારું." બાએ ના પાડી : "ઝૂંપડીની શી જરૂર છે ? બાપુ તો કોઈ પણ જગ્યાએ એકાંત ભોગવી શકે છે." બાપુએ પણ કહ્યું : "મારું એકાંત બીજી જાતનું છે. હું બાને મારાથી વેગળી નહીં રાખી શકું, રાખવા ઇચ્છતો પણ નથી."

વાઇસરૉય સાથેનો પત્રવ્યવહાર આગળ ચાલ્યો તેમ ઉપવાસ નજીક આવવા લાગ્યા. મદોન્મત્ત સરકાર ક્યાં બાપુનું સાંભળવાની હતી ? પણ અમે બધાં ઉપવાસના વિચારથી જ ગભરાતાં હતાં. એક દિવસ ભાઈએ (પ્યારેલાલજીએ) મને પૂછ્યું : "તારી ગણતરી પ્રમાણે બાપુ કેટલા દિવસના ઉપવાસ સહન કરી શકે ?"

મેં કહ્યું : "બરાબર નક્કી કહેવું તો કઠણ છે પણ રાજકોટના ઉપવાસ વખતે તો પાંચમે દિવસે જ સ્થિતિ ગંભીર થઈ ગઈ હતી. એ હિસાબે જોઈએ તો બાપુ બહુ દિવસ ન ખેંચી શકે."

સરોજિનીદેવી કહેવા લાગ્યાં : "બાપુએ ઉપવાસ ન જ કરવા જોઈએ. આ ઉંમરે તેઓ ઉપવાસમાંથી બચી ન શકે. અને અંતિમ બલિદાનનો સમય હજી આવ્યો નથી."

બા ચિંતાતુર રહેવા લાગ્યાં. સરોજિનીદેવીએ કહ્યું : "તમે ચિંતા ન કરો. બાપુ તો કહે છે કે જ્યાં સુધી ઈશ્વરની આજ્ઞા નહીં થાય, અંતરનો અવાજ નહીં આવે, ત્યાં સુધી હું ઉપવાસ કરવાનો નથી. અને ભગવાન એમને ઉપવાસ કરવાનું કદી કહેવાનો જ નથી."

બાએ જવાબ આપ્યો : "એ તો હું જાણું છું કે, ભગવાન ઉપવાસ કરવાનું ન જ કહે. પણ બાપુજી માની લેશે કે ભગવાને કહ્યું છે તો ?"

બાપુજી દરરોજ બપોરે અડધો કલાક ધ્યાનમાં બેસતા હતા, માર્ગદર્શન માટે ઈશ્વરની પ્રાર્થના કરતા હતા. બા સવારે સ્નાનાદિથી પરવારી અડધો પોણો કલાક તુલસીમાતાની પૂજામાં બેસતાં. તેઓ ભગવાન પાસે પોતાના પતિના દીર્ઘાયુ માટે, પ્રાણદાન માટે પ્રાર્થના કરતાં.

આ ચિંતાથી બાની અશક્તિ વધવા માંડી. બા, સરોજિની દેવી તથા મીરાંબહેન દર શનિવારે મહાદેવભાઈની સમાધિ ઉપર ફૂલ ચડાવવા જતાં. પણ હવે બાનું જવાનું પડવા માંડ્યું. એટલું ચાલવાના હોશ એમનામાં ન હતા. એટલે અમે સૌ બાની ચિંતામાં પડ્યાં. ઉપવાસ પ્રસંગે એમની દશા શી થશે, એ સવાલ અમારા સૌના મનમાં ઊઠતો હતો. અમને લાગતું હતું કે. બાની આ સ્થિતિમાં તેઓ આટલી કપરી કસોટીને લાયક ન ગણાય. સરોજિનીદેવીએ તો સખત ભાષામાં બાપુને સંભળાવ્યું કે, "બાપુ, તમારા ઉપવાસ બાને પૂરાં કરી નાખશે." બાપુ હસી પડ્યા અને જવાબ આપ્યો "તમે લોકો કરતાં હું બાને વધારે ઓળખું છું. તમને લોકોને બાની બહાદુરીનો ખ્યાલ નહીં આવી શકે. તમે કોઈ બાને બરાબર ઓળખતાં જ નથી. મેં તો બા સાથે બાસઠ વર્ષ ગાળ્યાં છે ને? હું તમને કહું છું કે તમારા સૌના કરતાં બા વધારે હિંમત રાખવાની છે. મારા હરિજન ઉપવાસ દરમિયાન જ્યારે મેં જીવવાની આશા છોડી દઈ મારો સઘળો સામાન ઇસ્પિતાલના લોકોમાં વહેંચી નાખવાનું નક્કી કર્યું, ત્યારે બાએ પોતાને હાથે જ એ સામાન બીજાઓને વહેંચી આપ્યો હતો. તે વખતે બાની આંખ ભીની સુધ્ધાં થઈ ન હતી."

બાની સન ૧૯૩૩ની રોજનીશીનાં પાનાં ફેરવતાં નીચે પ્રમાણે નોંધ મળી આવે છે:—

"નાહીને ઇસ્પિતાલમાં ગઈ. મથુરાદાસ મારી સાથે હતા. મેં સામાનની બાસ્કેટ બાંધેલી હતી તે છોડી. પછી બાપુજીએ કહ્યું: 'બધો સામાન ઇસ્પિતાલમાં આપી દે.' મેં આપી દીધો. ગઈ રાતે બાપુજીને ઊલટી થઈ હતી. સવારે બહુ નબળાઈ આવી ગઈ. કહે, 'હવે હું આ પથારીમાંથી ઊઠવાનો નથી. તારે કાંઈ ફિકર ન કરવી. તારે તો મગરૂરી રાખવી. સત્ય એ જ કહેવાય.' પણ ઈશ્વર દયાળુ છે, તેણે પોતાના ભક્તને તાર્યા છે. પછી જે થવાનું હોય તે થાય."

અને બાનો ભગવાન ઉપરનો આ વિશ્વાસ નિરર્થક ન નીવડ્યો. તે જ દિવસે સરકારે બાપુને છોડી દીધા. ઉપવાસ પૂરા થયા તે જ

દિવસની બાની રોજનીશીમાં છે: "ત્રણ વાગ્યે પર્ણકુટી આવ્યાં." આમ બાની શ્રદ્ધા ફળી.

બાની હિંમતની બાબતમાં બાપુજીનો વિશ્વાસ સાચો ઠર્યો. તે જ દિવસે સાંજે તેમણે ઉપવાસ વિષે બાની સાથે વાતો કરી. બીજે દિવસે બા બોલ્યાં : "આટલું બધું જૂઠાણું ચાલતું હોય ત્યારે બાપુજીથી મૂંગા કેમ બેસી શકાય? સરકારના જુલમોનો વિરોધ બતાવવા માટે બાપુ પાસે ઉપવાસ સિવાય બીજું સાધન પણ શું છે?" અમે બધાં તો દંગ થઈને ચૂપચાપ સાંભળી જ રહ્યાં.

માનસિક નિશ્ચયની સાથે બાની શારીરિક શક્તિ પણ વધી. આખા ઉપવાસ દરમિયાન તેમણે હિંમત રાખી બાપુજીની સેવા કરી. તેમની પોતાની તબિયત એક દિવસ પણ બગડી નહિ. !

## ઉપવાસ

૧૦મી ફેબ્રુઆરી ૧૯૪૩ના રોજ સવારે નાસ્તો કરી લીધા પછી પ્રાર્થના કરીને બાપુજીએ ઉપવાસ શરૂ કર્યા. તે દિવસે તો સવારે તેમ જ સાંજે તેઓ ફર્યા, મહાદેવભાઈની સમાધિ આગળ પણ જઈ આવ્યા. બા પણ તેમની સાથે સાથે જ ફર્યાં. હંમેશની માફક આ વખતે પણ બાએ ફલાહાર ઉપર રહેવા માંડ્યું. ૨૧ દિવસ સુધી અન્નનો સ્પર્શ પણ ન કર્યો. બાપુજીના પહેલાંના ઉપવાસોમાં તો બા ફળાહાર પણ એક જ વખત કરતાં. આ વખતે એમના શરીરની સ્થિતિ જોઈ અમે બધાંએ આગ્રહ કર્યો કે તેમણે એક જ વાર નહિ પણ બે વેળા ફળાહાર કરવો. બહુ અનિચ્છાએ બા અમારા આગ્રહને વશ થયાં.

દિવસમાં બે ત્રણ વખત બા ગરમ પાણી અને મધ પીતાં. બાપુના ઉપવાસ વખતે સ્વાભાવિક રીતે જ એમની પાસે રહેવાની બાની ઇચ્છા હોય. એટલે મધ અને પાણીના ગ્લાસ સાથે બાપુના ખાટલા પાસે તેઓ બેસતાં. કંઈ કામ હોય તો ખાટલાની પાસે પડેલા ટેબલ ઉપર ગ્લાસ મૂકીને કામ કરી લેતાં, અને પછી આવીને

પાણી પીતાં. એક દિવસ ડૉ. ગિલ્ડરે કહ્યું, "આ ઠીક નથી થતું. સરકારી માણસોના મનમાં કદાચ શંકા જાય કે બાપુને પિવડાવવા માટે જ મધનું પાણી લઈને બા ફર્યા કરે છે." એમણે તો બાને પણ આ વાત કરી. બાએ દૃઢતાપૂર્વક જવાબ આપ્યો: "બાપુજીને વિષે આવી શંકા કોઈ કરી જ ન શકે."

ઉપવાસને ત્રીજે દિવસે બાપુને ઊબકા શરૂ થયા. બાએ કહ્યું: "પાણીમાં જરા મોસંબીનો રસ નાખો ને." બાપુએ ના પાડી: "હું કાંઈ ઝટ ઝટ રસ લેવાનો નથી." ત્યાર પછી તો ઊબકાની તકલીફ બહુ વધી પડી. બાપુથી પાણી બિલકુલ લઈ જ શકાય નહિ. લોહી ઘટ્ટ થઈ ગયું, ગુર્દા ઢીલા પડી ગયા. પણ બાએ ફરી બાપુને રસ લેવાનો આગ્રહ ન કર્યો. એ બહુ સ્વાભિમાની હતાં. વળી તેમને એમ પણ લાગતું કે, બાપુ કરવાના છે તો પોતાના મનનું જ ધાર્યું, તો પછી એકની એક વાત વારે વારે કહીને શા માટે એમની શક્તિનો દુર્વ્યય કરવો?

ઉપવાસ આગળ વધ્યા તેની સાથે બાની તુલસીપૂજા અને બાળકૃષ્ણની પૂજાનો સમય વધતો ગયો. જેમ જેમ બાપુની સ્થિતિ ગંભીર થતી ગઈ તેમ તેમ બાની પૂજા વધારે લાંબી અને વધારે ભાવપૂર્ણ થતી ગઈ. ૨૨મી ફેબ્રુઆરીએ તો બાપુ જીવન અને મૃત્યુ વચ્ચે ઝોલાં ખાતા હતા. મીરાંબહેન મને ચૂપકીથી બોલાવીને બહાર વરંડામાં લઈ ગયાં. ત્યાં બા તુલસીમાતાની સામે ઘૂંટણીએ પડી પ્રાર્થના કરી રહ્યાં હતાં. તેમના ચહેરા ઉપરનો ભાવ એટલો કરુણ, એટલો દીન હતો કે જોનારની આંખમાં પાણી ભરાઈ આવે. એ તો ધ્યાનમાં લીન હતાં. કોણ એમની પાસે ઊભું છે અને કોણ ત્યાંથી પસાર થાય છે એની એમને કશી ખબર પણ ન હતી.

ઉપવાસના તેરમા દિવસે (૨૨મી ફેબ્રુઆરીએ) ૧૦ મિનિટના પ્રયત્ન પછી પણ બાપુ અડધો ઔંસ પાણી પણ લઈ શક્યા નહિ. ખૂબ થાકીને બેહોશ થઈ ખાટલામાં પડ્યા. નાડી નબળી પડી ગઈ, શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયું. બોલવાની તો શું, પણ ઇશારો

સરખો કરવાની તાકાત નહોતી રહી. બા પ્રાર્થનામાં મગ્ન હતાં. બાપુના ઓરડામાં હું જ એકલી હતી. ડરતે ડરતે હું બોલી: "બાપુજી, મોસંબીનો રસ લેવાનો સમય આવ્યો ન ગણાય?" સાત મિનિટ સુધી વિચાર કર્યા પછી બાપુએ ઇશારાથી હા પાડી. મેં તરત બે ઔંસ રસ અને બે ઔંસ પાણી મેળવી બાપુજીને પિવડાવ્યું. ચાર ઔંસ પ્રવાહી શરીરમાં પહોંચતાં જ બાપુજીના નિસ્તેજ ચહેરા ઉપર જીવનનાં કિરણ ફરકવા લાગ્યાં. એટલામાં બા આવી પહોંચ્યાં. ભગવાને એમની પ્રાર્થના કાને ધરી હતી.

બાનો દેહાંત ૧૯૪૪ની ૨૨મી ફેબ્રુઆરીએ થયો. કોઈ બોલ્યું: "ગઈ સાલ આ જ દિવસે બાપુ યમરાજના મોંમાં હતા. સાવિત્રીની માફક બાએ એમને છોડાવ્યા હશે અને શરત કરી હશે કે આવતે વર્ષે આ જ દિવસે હું તમારી સાથે આવીશ."

બાપુજીના ઉપવાસે આગાખાન મહેલના દરવાજા ખોલી નાખ્યા હતા. આખો દિવસ મુલાકાતીઓની હાર ચાલતી. બાપુને પ્રણામ કરીને જ લોકો બહાર ચાલ્યા આવતા, અને પછી બાની સાથે વાતો કરતા. બા હિમ્મતપૂર્વક આખો દિવસ કામ કરતાં. બાળબચ્ચાંને જોઈ બા રાજી પણ થતાં. એ મા હતાં. સારી દુનિયાને એમણે પોતાની ગણી હતી, પણ તેથી એમનાં પોતાનાં બાળકોનું સ્થાન એમની પાસે ઓછું થયું ન હતું. બાપુએ નિયમ કર્યો હતો કે, ઉપવાસ દરમિયાન કોઈ મુલાકાતીને ખાવાપીવાનું કશું કહેવું કરવું નહિ. બાને માટે આ નિયમ પાળવાનું બહુ કઠણ હતું. પણ તેમણે એ નિયમનું અક્ષરશઃ પાલન કર્યું.

૨૧ દિવસ પૂરા થયા. ઉપવાસ છોડવાને સમયે સરકારે કેવળ પુત્રોને જ આવવાની રજા આપી, મિત્રોને નહિ. બાપુના દિલમાં તો મિત્રો અને પુત્રો વચ્ચે કદી ભેદભાવ રહ્યો જ નથી, એટલે એમણે પુત્રોને પણ આવતા રોક્યા. બીજી માર્ચે સાંજે જ્યારે મુલાકાતીઓએ વિદાય લેવા માંડી, ત્યારે બાની આંખોમાં આંસુ ઊભરાયાં. લક્ષ્મીબહેન ખરે તથા આશ્રમની બીજી બહેનોને વિદાય

આપતાં બા બોલ્યાં "આ છેલ્લા રામ રામ છે, બહેન!" મેં કહ્યું, "બા, આવું કેમ બોલો છો? આપણે બધાં જલદી બહાર જવાનાં છીએ." "હા, તમે બધાં જશો," બાએ ઉત્તર આપ્યો.

## ઉપવાસ પછી

ત્રીજી માર્ચે બાપુના ઉપવાસ પૂરા થયા. ત્યાર પછી ત્રણ ચાર દિવસ સરકારે દેવદાસભાઈ તથા રામદાસભાઈને મળવા આવવાની રજા આપી. પણ એને ખબર પડી કે, શક્તિ આવવા માંડી છે અને કશું જોખમ રહ્યું નથી એટલે મુલાકાત બંધ કરવામાં આવી. દીકરાઓની હાજરી બાને માટે શક્તિની દવા સમાન હતી. જેલના દરવાજા બંધ થતાંની સાથે બાની શક્તિ ક્ષીણ થવા માંડી. ઉપવાસ દરમિયાન પોતાના સંકલ્પબળથી તેઓ આટલું કામ કરતાં હતાં, અને શરીર પણ ટકાવી રાખી શક્યાં હતાં, પણ હવે ક્ષીણતા આવવા માંડી. સહેજ સહેજમાં થાકી જતાં. ઉદાસ પણ રહેવા લાગ્યાં. ૧૬મી માર્ચે હૃદયનો ધડકાટ ઊપડ્યો તે લગભગ બે કલાક ચાલ્યો. ત્યાર પછી ૨૫મી માર્ચે સાંજે ફરી હુમલો થયો તે ચાર કલાક ચાલ્યો. બસ, ત્યારથી બાની માંદગી શરૂ થઈ તે જીવ લઈને ગઈ.

ઉપવાસ પહેલાં બાપુજી ઘણી વાર કહ્યાં કરતા, કે છ મહિનામાં કાંઈ ને કાંઈ ફેંસલો થઈ જશે. ઉપવાસ પછી એમણે કહેવા માંડયું કે હવે ઓછામાં ઓછાં સાત વર્ષ તો જેલમાં રહેવાનું જ છે. આ વાતથી બાને બહુ આઘાત લાગ્યો. તેઓ વારંવાર કહેતાં: "મારે તો મહાદેવને પડખે જ રહેવું છે ને? હું ક્યાં સાત વર્ષ જીવવાની છું?" આમ છતાં તેઓ બાળકના જેવાં સરળ હતાં. આશા અંદરથી બિલકુલ નિર્મૂળ નહોતી થઈ. બાળકૃષ્ણની મૂર્તિ સામે ઘણીયે વાર એકાંતમાં તેઓ પ્રાર્થના કરતાં, "હે બાળકૃષ્ણ, અમને જલદી જેલની બહાર કાઢો."

એક દિવસ અનાયાસે સિનેમાની વાત નીકળી. છાપામાં 'ભરતમિલાપ'નું વર્ણન આવ્યું હતું. રામાયણમાંનો ભરતમિલાપનો

પ્રસંગ બાને બહુ પ્રિય હતો. મેં કહ્યું: "બા, તમે દિલ્હી આવશો ત્યારે તમને 'ભરતમિલાપ' જરૂર દેખાડીશું." બાને એ વાત ગમી અને ઘડીભર તો ભૂલી જ ગયાં કે અમે બધાં જેલમાં બેઠાં છીએ અને દિલ્હીથી બહુ દૂર છીએ. એટલે બા તો કહેવા લાગ્યાં: "પણ બાપુજી ન જાય અને મારાથી કેમ જવાય?" મેં કહ્યું: "ના, બા, એ તો ધાર્મિક ખેલ છે, એમાં રામાયણની કથા આવે છે. બાપુ પોતે ભલે ન જાય, પણ તમને ન રોકે. આપણે તારાને, રામુને તથા મોહનને* બધાંને સાથે લઈ જઈશું." તારા, રામુ તથા મોહનનાં નામ સાંભળી બાના મોં ઉપર સ્મિત ફરક્યું. "ભલે," એમ કહીને બીજી વાતો ઉપર ચડ્યાં.

બાપુના ઉપવાસ દરમ્યાન શ્રી જયસુખલાલ ગાંધી બાને મળ્યા. તેમની દીકરી મનુ, જે ૧૯૪૨ની લડત પહેલાં બાની સંભાળ નીચે હતી અને જે તે વખતે નાગપુર જેલમાં હતી, એની આંખો ત્યાં બગડતી જતી હતી. તેમણે બાને કહ્યું, "જો મનુ તમારી સાથે હોય તો એની આંખો પણ સુધરે અને એને તમારી સેવાનો લાભ પણ મળે." બાના માતૃહૃદયને એ છોકરીની આંખો બગડતી બચાવી લેવાનો વિચાર બહુ મહત્ત્વનો લાગ્યો અને એમણે બાપુને કહ્યું: "મારે એક મદદનીશની જરૂર તો છે જ, આપણે મનુને બોલાવીએ તો?" બાપુએ આ સૂચના ટાળવાનો કાંઈક પ્રયત્ન કર્યો, કારણ એમને ડર હતો કે સરકાર ના પાડશે અને સરકારને પોતાની આવી કોઈ માગણીનો અસ્વીકાર કરવાની તક આપવાનું તેમને પસંદ નહોતું. પણ બા મક્કમ રહ્યાં. તેમણે પોતે જ કર્નલ શાહ તથા કર્નલ ભંડારીને વાત કરી, "મારે એક મદદનીશ( નર્સ ) ની જરૂર છે." તેવામાં વળી ફરી પાછો બાના હૃદય ઉપર ધડકાટનો હુમલો થયો. ડૉક્ટર ગિલ્ડર તથા મેં એક કાગળમાં અમારો દાક્તરી અભિપ્રાય દર્શાવ્યો કે બાને એક મદદનીશ સાથીની આવશ્યકતા છે. સરકાર ચોંકી. મનુ ન આવે તો કોણ આવે એ સવાલ ઊઠ્યો. બાએ

* તારા એ દેવદાસભાઈની દીકરી, અને રામુ તથા મોહન એમના દીકરા.

મણિબહેન પટેલ તથા પ્રેમાબહેન કંટકનાં નામ આપ્યાં. સરકારને આ નામો તો શાનાં જ રુચે? મુંબઈ સરકારે સી. પી. સરકાર સાથે પત્રવ્યવહાર ચલાવ્યો, અને ૨૩મી માર્ચે મનુ આગાખાન મહેલમાં આવી પહોંચી. એ જ દિવસે અમારી અમ્માજાન સરોજિની દેવીનો મલેરિયાના જંતુઓને પ્રતાપે છુટકારો થયો.

માર્ચના આખર ભાગમાં બાને ન્યુમોનિયાનો એક નાનો હુમલો થયો. એપ્રિલની શરૂઆતમાં પેશાબમાં બી. કોલાઈ (B. Coli)ની એમની જૂની તકલીફ ઊપડી આવી. યોગ્ય ઇલાજથી એ બેસી ગઈ.

બાની સેવામાં મનુએ ખૂબ મદદ કરવા માંડી. થોડા દિવસ તો બાની તબિયત પણ બહુ સારી દેખાવા લાગી. જમવાને વખતે જમવાના ઓરડામાં આવીને એ બેસતાં. ડૉ. ગિલ્ડર અને મિ. કટેલી માંસાહારી હતા એટલે તેઓ જુદા ટેબલ ઉપર બેસતા. મીરાંબહેન જમીન ઉપર આસન પાથરી બેસતાં. મનુ, ભાઈ તથા હું એક બીજા ટેબલ ઉપર બેસતાં. બા બધાંની પાસે જતાં અને સૌના જમવા ઉપર ધ્યાન રાખતાં તથા વાતો કરતાં. રસોઈ પાછળના વરંડામાં કરવામાં આવતી. ત્યાં પણ બા જઈને બેસતાં, અને રસોઈ કરનારા સાથે વાતોચીતો કરતાં તથા રાંધવાની બાબતમાં સૂચનાઓ પણ આપતાં. ત્યાં સૌની માનું સ્થાન એમણે પૂરેપૂરી રીતે લીધું હતું. એ તો હિંદુસ્તાનની માતા હતાં અને આ નાના કુટુંબની મા તો હતાં જ. માની માફક એ સૌની સંભાળ રાખતાં.

બાપુજીને જેમ શક્તિ આવવા માંડી તેમ તેમણે વધુ વખત સરકાર સાથેના પત્રવ્યવહારમાં ગાળવા માંડ્યો. બાને ભણાવવાનું તથા બીજાં બધાં કામ કાંઈક ઢીલાં પડ્યાં. બા પોતાની મેળે જ રામાયણ, ગીતાજી વગેરે વાંચતાં અથવા મનુ પાસે વંચાવી સાંભળતાં. આખું વાલ્મીકિ રામાયણ મનુએ બાને વાંચી સંભળાવ્યું, અને એ પૂરું થયું એટલે ભાગવત વાંચી સંભળાવ્યું. બાને ભાગવત એટલું પ્રિય હતું કે એક વાર પૂરું થયા પછી ફરી સાંભળવાનું શરૂ કર્યું.

## રમતનો શોખ

આ બધી પ્રવૃત્તિઓ ઉપરાંત બા રમતોમાં પણ સારો રસ લેતાં. અમે લોકો બેડમિન્ટન અથવા ટેનિકોઈટ રમતાં. બા ખુરસી ઉપર બેઠાં બેઠાં રસપૂર્વક જોતાં. રમતમાં કોઈ ચાલાકી અથવા અંચઈ કરે તો બા એને ધમકાવતાં. રાતે મીરાંબહેન, ડૉ. ગિલ્ડર વગેરે કેરમ રમતાં. એ જોવા પણ બા જતાં. ધીરે ધીરે તો પોતે પણ કેરમ રમવાનું શરૂ કર્યું. એમાં એમને એટલો રસ પડવા માંડ્યો કે દરરોજ બપોરે અર્ધો કલાક કેરમનો અભ્યાસ કરવા માંડ્યો. એમાં મીરાંબહેન સૌથી હોશિયાર હતાં. બા હમેશાં એમનાં ભેરુ થતાં. એટલે હમેશાં એમની જીત થતી અને તેઓ ખુશ થતાં. કોઈ વાર અકસ્માત હારી જાય તો તેઓ ઉદાસ પણ થઈ જતાં. છેવટે એમ નક્કી થયું કે, ગમે તેમ થાય પણ છેવટે તો બાને જિતાડવાં જ. કેરમમાં રાણી લઈ લેવાનો બાને બહુ શોખ હતો. અને રાણી આવી જાય તો પછી હાર થાય તો પણ તેઓ એને હાર ન ગણતાં. કેરમમાં બા એટલાં લીન થઈ જતાં કે એમાં પોતાની બીમારી તથા બીજું સઘળું દુઃખ એ ભૂલી જતાં. છેવટની બીમારી વખતે જ્યારે એમનામાં રમવાની શક્તિ નહોતી રહી, ત્યારે કેરમ બોર્ડ એમના પલંગ પાસે રાખી અમે રમતાં, એ બાને બહુ ગમતું. મૃત્યુના બે ત્રણ દિવસ પહેલાં પણ ખાટલામાં પડ્યાં પડ્યાં એમણે કેરમની રમત રસપૂર્વક જોયેલી. કેરમમાં મીરાંબહેન એમનાં કાયમનાં ભેરુ હતાં, એટલે મીરાંબહેનની જીતને એ પોતાની જીત માનતાં અને એમની હારને એ પોતાની હાર માનતાં. અમને હમેશાં આગ્રહ કરે કે, અમારામાંથી કોઈ મીરાંબહેનનું ભેરુ થાય, જેથી ડૉ. ગિલ્ડર અને એમનાં ભેરુ એકલાં મીરાંબહેનને હરાવી ન નાખે. પિંગ-પોંગ દાખલ થયું એટલે એ પણ બાએ રમવા માંડ્યું. પણ એ રમતાં બાને હાંફ ચડી જતી એટલે એ બંધ કરી દેવું પડ્યું. એમનું શરીર વૃદ્ધ થઈ ગયું હતું, પણ કેટલીયે વસ્તુઓ વિષે એમનું મન તદ્દન બાળક હતું.

## વાત્સલ્ય

બાળકો સાથે રમવું તથા એમને ખવડાવવું પિવડાવવું એ બાને બહુ ગમતું. આશ્રમમાં બાની પાસે બે ચાર બાળકો તો રહેતાં જ. પણ જેલમાં એવું ક્યાંથી બને? એક દિવસ બકરીને બચ્ચાં આવ્યાં. મનુ એક બચ્ચું ઉપાડીને બાની પાસે લાવી. બાએ એને ખોળામાં લઈ રમાડવા તથા ખવડાવવા માંડયું. બા તો આ બકરીનું બચ્ચું છે એ જાણે ભૂલી જઈને એની સાથે વાતો કરવા લાગ્યાં, "તું દરરોજ મારી પાસે રમવા આવજે." પછી થોડા દિવસ મનુ દરરોજ એને બાની પાસે લઈ આવે. એક દિવસ એણે બાનાં કપડાં બગાડ્યાં, ત્યારથી મનુ એને લાવતી બંધ થઈ ગઈ.

## બાની શાલ

બા અને હું બિરલા હાઉસમાંથી પકડાયાં ત્યારે મારી પાસે એકકે ગરમ કપડું નહોતું. હું તો થોડા દિવસ માટે જ મુંબઈ આવી હતી. ગરમીની ઋતુમાં કોઈ ઓછું જ પોતાની સાથે ગરમ કપડાં રાખે છે? બાએ પોતાનો સામાન બાંધતી વખતે એક શાલ કાઢીને પાછી મોકલી દેવા મૂકી હતી, કારણ સાથે રાખવાની જરૂર એમને ન લાગી. પણ મને વિચાર આવ્યો કે, કોણ જાણે જેલમાં કેટલાયે દિવસ લાગશે, કદાચ ગરમ કપડાંની જરૂર પણ પડે. એટલે બાને પૂછીને એ શાલ મેં મારી પાસે રાખી લીધી. જેલમાં તો એ શાલ મને ખૂબ જ કામ લાગી. પૂનામાં ઠંડી ઠીક ઠીક હતી. બહારની દુનિયા સાથે અમારો કશો જ સંપર્ક ન રહે એ સરકારની તો ખાસ મુરાદ હતી. એટલે એ શાલ મારી પાસે ન હોત તો મને બહુ મુશ્કેલી પડત. બાપુના ઉપવાસ દરમ્યાન માતાજી (મારાં માતુશ્રી) ત્યાં આવ્યાં હતાં. બાને લાગ્યું કે સુશીલા ગરમ કપડાં માટે કહેવાનું ભૂલી જશે એટલે એમણે જ માતાજીને કહ્યું: "સુશીલાની પાસે શાલ નથી. મારી વાપરે છે. એને માટે શાલ તથા બીજાં ગરમ કપડાં મોકલી આપજો." માતાજીને લાગ્યું કે બાને પોતાની શાલ પાછી

જોઈતી હશે. એટલે તેઓ તો તે જ વખતે પોતાની શાલ મારે માટે મૂકતાં ગયાં. બીજે દિવસે બાએ માતાજીની પેલી શાલ મારી પાસે જોઈ એટલે મને પૂછ્યું: "આ કોની શાલ છે?" મેં કહ્યું: "માતાજી મારે માટે મૂકતાં ગયાં." બાથી આ સહન ન થયું, અને મને કહ્યું: "માતાજીની શાલ એમને પાછી આપી દેજે, તારી પાસે તો મારી છે ને?" મેં જવાબ આપ્યો: "પણ બા, તમારે એ જોઈતી હશે ને?" "ના ના બહેન, મારે તો હમણાં કાંઈ નથી જોઈતી. મેં તારી શાલ અને બીજાં ગરમ કપડાં મોકલવાને માતાજીને કહી દીધું છે, એ આવી જાય ત્યારે તું મને મારી શાલ પાછી આપજે." આમ કહી બાએ આગ્રહપૂર્વક માતાજીની શાલ પાછી અપાવી. બાની શાલ મેં સાચવીને બાના કબાટમાં રાખી. બાના મૃત્યુ બાદ દેવદાસભાઈએ આગ્રહપૂર્વક એ શાલ બાની સ્મૃતિ તરીકે મને પાછી આપી.

કારતક સુદ ૧ ને ઘણા પ્રાંતોમાં બેસતું વરસ ગણવામાં આવે છે. તે દિવસે લોકો એકબીજાને ભેટો આપે છે. જેલમાં પણ દિવાળી પછી બેસતા વર્ષને દિવસે સરોજિનીદેવીએ બાને એક સાડી ભેટ આપી. બાએ તે ખુશીથી પહેરી. પછી બા મારે માટે પોતાના કબાટમાં સાડી ઢૂંઢવા લાગ્યાં. રાજકુમારી અમૃતકુંવરે એમને એક સાડી પોતાના હાથના કાંતેલા સૂતરની વણાવીને આપી હતી. એની કિનાર લીલા રેશમની હતી. એ કાઢી લાવીને મને આપતાં બાએ કહ્યું: "સુશીલા, આ તું પહેરજે. નવી નથી બહેન, મારી એક બે વખત પહેરેલી છે. અહીં મારી પાસે નવી સાડી નથી." મેં કહ્યું, "નવીની તો જરૂર જ નથી. તમારી પહેરેલી હોવાથી એની કિંમત તો ઊલટી વધે છે. પણ તમારી પાસે અહીં ઓછી સાડીઓ છે, એટલે આ તમારી પાસે જ રાખો. બહાર જઈશું ત્યારે આપજો." પણ બા તો બહાર આવ્યાં જ નહીં. તેમના મરણ પછી દેવદાસભાઈએ તેમની સાડીઓમાંથી એક મને લેવાનું કહ્યું. ત્યારે મેં તો પેલી જ સાડી ઉપાડી લીધી. બાની એ સાડી અને બાની પેલી શાલ આજે મારી પાસે કીમતીમાં કીમતી બે વસ્તુઓ છે.

## ખાવા તથા ખવડાવવાનો શોખ

બા બહુ સારી રસોઈ કરી જાણતાં. બાપુજીએ જ્યારથી અસ્વાદ
દાખલ કર્યું ત્યારથી બાની એ કળા નકામી જેવી થઈ. તો
બા કોઈ કોઈ વાર કાંઈ કાંઈ ચીજ બનાવતાં. તેમને સારી સારી
ુઓ ખવડાવવાનો તથા ખાવાનો શોખ હતો. જેલમાં ડો. ગિલ્ડરના
તાને માટે મનુ પાસે રોજ કાંઈ ને કાંઈ કરાવતાં. એક દિવસ બાએ
ગુપોળી બનાવરાવી, અને કહ્યું: "આજ તો હું આ ખાઈશ.
ુજીને પૂછી આવ કે તમે લેશો?" બા ભારે વસ્તુ ખાય તો હૃદયના
ારનો હુમલો થઈ આવે એમ હતું. મનુ બાપુજીને પૂછવા ગઈ
ે બાપુએ જવાબ આપ્યો, "બા ન ખાય તો હું ખાઈશ." બાને
ય કરતાં એક પળ પણ ન લાગી, "તો હું નહીં ખાઉં." પછી
ં બેસીને તેમણે બાપુજીને માટે તેમ જ બીજાં બધાંને માટે પૂરણ-
ી બનાવરાવી. સૌને ખવડાવી અને પોતે ચાખી પણ નહીં.

એક દિવસ બાને ફરી પાછા હૃદયના ધડકાર શરૂ થયા, તે
લાંબો વખત ચાલ્યા. બીજે દિવસે એમણે પોતાને માટે ઘીમાં
ણનું શાક બનાવવા મનુને કહ્યું. મનુ મને પૂછવા આવી. મેં
પાડી. બાને ગઈ કાલે જ હૃદયના ધડકાટ થયા હતા અને આવી
ુ ખાય તો કદાચ વધારે બીમાર પડી જાય. મનુએ જઈને
ે કહ્યું: "સુશીલાબહેન વેંગણનું શાક બનાવવાની ના કહે છે."
ચિડાઈ ગયાં અને બાપુજી પાસે જઈને ફરિયાદ કરી. બાપુજી
માં હતા. ધીરજથી સમજાવવાનો વખત ન હતો, એટલે કહી
ું, "તારી તબિયતની ખાતર તારે એટલો સંયમ પાળવો જ
ઈએ." પરંતુ બા એમ કાંઈ થોડું જ કબૂલ કરે એવાં હતાં.
ા નારાજ થઈ ગયાં: "બસ, મારે કાંઈ ખાવું જ નથી." મેં
ે મનુએ બહુ કાલાવાલા કરવા માંડ્યા. "બા, તમારી તબિયત
ે જ ન કરી આપ્યું, નહીં તો તો જે કહો તે કરી આપીએ."
ંતુ બા કોઈનું માને એવાં ન હતાં. "મારે કાંઈ કરાવવું જ
ી." પછી તો લગભગ પંદર દિવસ દૂધ, ફળ અને મધનું પાણી જ

લીધાં કર્યું. મને તથા મનુને બહુ દુઃખ થયું. બાપુજીએ અમ
સમજાવ્યું: "ચિંતા ન કરશો. એથી બાને કશું નુકસાન ન
થવાનું, ફાયદો જ થવાનો છે." સાચે જ આ અરસામાં બા
તબિયત બહુ સારી રહી. વજન પણ ઘટયું નહીં. અમે પણ બા
સમજાવવાનો પ્રયત્ન તો કરી જ રહ્યાં હતાં. ધીરે ધીરે બા વેંગણનું
કિસ્સો ભૂલી ગયાં અને સામાન્ય ખોરાક લેવા લાગ્યાં.

## બાની જીદ

છેવટની બીમારી વખતે, મૃત્યુના બે જ દિવસ અગાઉ બા
વિચાર આવ્યો કે પોતે એરંડિયું લે તો સારું. પણ તે વખતે
એટલાં બધાં અશક્ત થઈ ગયાં હતાં કે મને તેમ જ ડૉ. ગિલ્ડર
લાગ્યું કે આવી સ્થિતિમાં જુલાબ આપવો ઠીક નથી. સવારે બાએ
મારી પાસે એરંડિયું માગ્યું. મેં પહેલાં તો સમજાવવાનો બ
પ્રયત્ન કર્યો. પણ બાએ માન્યું જ નહિ, ત્યારે હું ત્યાંથી ચાલ
ગઈ. થોડી વાર પછી બાપુજી આવ્યા. એમની પાસે પણ બાએ
એરંડિયું માગ્યું. બાપુજીએ પણ સમજાવ્યું કે આવી સ્થિતિમ
એરંડિયુ લેવું ઠીક નથી. "દરદી કોઈ વખત પોતાની દવા પોતે
કરે અને હું તો તને કહું છું કે હવે તું દવાને છોડ, બધું ભૂલ
જા, મને પણ ભૂલી જા. રામમાં જ મનને પરોવ." મને કહી દી
કે, "બા હવે સમજી ગઈ છે અને હવે એરંડિયું માગશે નહિ". પરં
બા એટલી સહેલાઈથી પોતાની જીદ છોડે એવાં ન હતાં. થોડા વખ
પછી ડૉ. ગિલ્ડર એમની પાસે ગયા. એમની પાસે પણ બાએ
એરંડિયું માગ્યું. અને એમણે પણ ના પાડી. બાને બહુ દુઃખ થય
બપોરે જયસુખલાલભાઈ મળવા આવ્યા ત્યારે એમની પાસે પ
બાએ ફરિયાદ કરવા માંડી, "આ લોકો પોતાના કાયદા ચલાવે છે
મને એરંડિયું પણ નથી આપતા."

હું સવાર પછી બાની પાસે ગઈ જ ન હતી. કદાચ ફ
એરંડિયું માગે તો? લગભગ બે વાગ્યે એમની પાસે ગઈ ત્યા

તર્જની હલાવીને બા મને કહેવા લાગ્યાં: "તેં મને એરંડિયું ન આપ્યું ને? હવે તો હું કાંઈ જ નહિ લઉં. તારી કંઈ પણ દવા નહિ લઉં. મારી ઉપર પણ તારો દાક્તરી કાયદો ચલાવે છે કે?" બાળકના જેવી આ હઠનો શો ઉપાય કરવો એ મોટો પ્રશ્ન હતો. તેમને આઘાત લગાડતાં દિલમાં દર્દ થતું હતું. "બા, મેં તો જાણ્યું કે તમે હવે સમજી ગયાં છો કે એરંડિયું ન લેવાય." "ના, ના, મારે એરંડિયું લેવું જ છે." બાના કંઠમાં તેમ જ તેમના ચહેરા ઉપર એક પ્રકારની દીનતા દેખાતી હતી. તેમના અંતિમકાળ વખતે તેમને શું કામ દુઃખ પહોંચાડવું! મેં કહ્યું: "તમે આગ્રહ ન જ છોડી શકો તો હું લાચાર થઈને તમને એરંડિયું આપીશ." બાએ કહ્યું: "તો લાવ." કોઈએ યુક્તિ બતાવી કે પ્રવાહી પૅરાફિનમાં થોડું એરંડિયું નાખીને આપો. એમ જ કરવામાં આવ્યું. બા એ પીને શાંત થયાં.

## પીડ પરાઈ જાણે રે

આ વખતની જેલ અનોખી હતી. સરકારને એવો ભય પેસી ગયો હતો કે, નિઃશસ્ત્ર સ્ત્રી પુરુષો જાણે એને ખતમ કરી નાખશે અને જો ક્યાંક જેલની અંદરવાળાઓનો બહારવાળા સાથે સંપર્ક થઈ જશે તો તો આભ જ તૂટી પડશે. ૧૯૪૨ના ઑગસ્ટમાં ધરપકડ કરતી વખતે સરકારનો હુકમ હતો કે કેદીઓને છાપાં ન આપવાં, તેમ જ કાગળપત્ર લખવાની કે મુલાકાત લેવાની પણ છૂટ ન આપવી. સરોજિનીદેવી પોતાની દીકરીને માંદગીને બિછાને છોડીને આવ્યાં હતાં. તેમણે સરકારને લખ્યું, "મારી દીકરીના સમાચાર તો મોકલાવશો ને?" બાને પણ દરરોજ પોતાના દીકરા તથા બાળબચ્ચાંની ચિંતા થયાં કરતી. મીરાંબહેનની પાસે કપડાં ઓછાં હતાં. તેમણે આઈ. જી. પી. ને કહ્યું કે, "મારાં કપડાં તો મંગાવી આપશો ને?" છેવટે ત્રણેક અઠવાડિયાં પછી આઈ. જી. પી.-એ ખબર આપ્યા કે, કુટુંબના કુશળ સમાચાર પૂરતા કાગળ સગાં-સંબંધીને લખવા હોય તો લખી શકાશે. લખીને તમારે સરકારને

સોંપવાના અને તેઓ આગળ રવાના કરશે. તમારાં સગાંઓ પણ લખવા ઇચ્છે તો કાગળ સરકારને પહોંચાડે અને સરકારને ઠીક લાગશે તો એ કાગળ તમને આપવામાં આવશે. કપડાં વગેરે મંગાવવાની બાબતમાં પણ આવો જ નિયમ હતો. સરોજિનીદેવીએ પોતાને ઘેર કાગળ લખ્યો. મીરાંબહેને મિત્રોને લખવાની રજા માગી, કારણ એમનાં સગાં તો સમુદ્ર પાર હતાં. એ એમને છોડીને અહીં આવ્યાં હતાં. એટલે એમના અહીંના મિત્રો એ જ એમનાં સગાં હતાં. બાપુજીએ લખ્યું કે, "મેં તો આશ્રમજીવન સ્વીકાર્યું છે. મારે માટે ઘરના અને બહારના એવો ભેદ નથી. મહાદેવના દીકરાને કે પત્નીને જો હું ન લખી શકું તો મારે કોને લખવાનું હોય? વળી મારે કૌટુંબિક પ્રશ્ન તો કશા છે જ નહિ. રાજ્યપ્રકરણી બાબતો ન લખું, પણ બીજી સાર્વજનિક પ્રવૃત્તિઓ વિષે પણ જો હું ન લખી શકું, તો પત્ર લખવાની છૂટ મારે માટે નકામી છે."

સરોજિનીદેવીએ તથા બાએ મને પૂછ્યું, "તેં માતાજીને લખ્યું?" બાપુજીએ મને કહ્યું હતું કે, "મારા પત્રનો જવાબ આવવા દો, પછી જોઈશું કે તારે શું કરવું જોઈએ." બાપુજીના કાગળના જવાબમાં સરકારે એમને સગાંઓ ઉપરાંત આશ્રમવાસીઓને પત્ર લખવાની છૂટ આપી. પરંતુ કૌટુંબિક બાબતો સિવાય બીજી બાબતો વિષે લખવાની મના કરી. તે ઉપરથી બાપુજીએ કોઈને પણ કાગળ ન લખવો એવો નિશ્ચય કર્યો, અને સરકારને પોતાના નિશ્ચયની જાણ કરી. એટલામાં ભાઈ પણ ત્યાં આવી ગયા હતા. બાપુએ અમને કહ્યું, "મને લાગે છે કે આપણામાંથી કોઈએ આવી શરતોએ પત્ર ન લખવા જોઈએ." અમને સૌને સરકાર તરફથી કહેવામાં આવ્યું હતું કે તમે જેમને કાગળપત્ર લખવા ઇચ્છતાં હો તેમનાં નામ તથા સરનામાં આપો. ભાઈએ તથા મેં જવાબમાં લખી જણાવ્યું કે, "સરકાર જ્યાં સુધી ગાંધીજીને માટે પત્ર લખવાનું શક્ય ન કરે ત્યાં સુધી અમે શી રીતે પત્ર લખી શકીએ?" મને કહેવામાં આવ્યું, "બાપુ તો મહાત્મા છે, તમારે તો માતાજીને કાગળ લખવા જ જોઈએ. આવી રીતે કાગળ

ન લખવાથી તમે કાંઈ મહાત્મા થઈ જવાનાં નથી." મેં જવાબ આપ્યો: "મેં કાંઈ મહાત્મા થવા સારુ આવું કર્યું નથી." બાપુજીને મેં કહ્યું: "બાપુજી, મેં તો આપની સલાહ પ્રમાણે સરકારને લખ્યું છે, તો પછી મને આ જાતની વાતો કેમ સંભળાવવામાં આવે છે?" બાપુજીએ જવાબ આપ્યો: "મેં તો તને તારો ધર્મ બતાવ્યો. બા, તું, પ્યારેલાલ મારામાં સમાઈ જાઓ છો. હું ન લખું તો તમે લોકો શી રીતે લખી શકો? પણ એ પ્રમાણે ચાલવાની તમારી શક્તિ ન હોય, અથવા સ્વતંત્ર વિચાર કર્યા પછી તને એમ લાગે કે ધર્મ તો આથી ઊલટો જ છે, તો તું સરકારને લખેલો કાગળ પાછો ખેંચી લે અને ઘેર કાગળ લખવા શરૂ કર." મને એ પ્રમાણે કરવાની કાંઈ આવશ્યકતા જણાઈ નહીં.

થોડા દિવસ પછી બાએ પત્ર લખવાનું શરૂ કર્યું. જેલમાં કોઈને મળવાનું તો હતું જ નહીં, અને પત્ર પણ ન મળે તો બાને બહુ દુ:ખ થતું, અને પોતે પત્ર લખે નહીં તો મળે શી રીતે? આ વિચારથી બાએ કાગળો લખવાનું શરૂ કર્યું. મને પણ સમજાવવા માંડ્યું, "બાપુજી તો સાધુ છે, એમણે તો બધી માયા મમતા છોડી દીધી છે. પરંતુ આપણે કાંઈ એવું કર્યું નથી. તારે તો માતાજીને કાગળ લખવા જ જોઈએ." બાપુજીને પણ પૂછ્યું, "સુશીલાએ માતાજીને કાગળ લખવા જોઈએ કે નહીં?" બાપુ બોલ્યા, "મેં ક્યાં એને રોકી છે?" બા એક મા હતાં. તેમને એમ લાગતું હતું કે, પોતાનાં બાળકોના કાગળો ન મળે ત્યારે પોતાને જેમ વ્યાકુળતા થાય છે તેમ અમારા કાગળ ન મળવાથી માતાજીને જરૂર વ્યાકુળતા થાય.

## જેલમાં બાપુજીનો બીજો જન્મદિવસ

૧૯૪૩ની ૨જી ઓક્ટોબરે બાપુજીનો બીજો જન્મદિવસ આવ્યો. બાની તબિયત નરમ હતી. વળી આ સાલ અમારી અમ્માજાન (સરોજિનીદેવી) ન હતાં. અમે લોકોએ જ બધી તૈયારી કરી. બાએ પોતાને હાથે કેદીઓને ખાવાનું વહેંચી આપ્યું અને અમને

પણ કામકાજમાં થાય તેટલી મદદ કરી. બાની પાસે બાપુજીના કાંતેલા સૂતરની* એક સાડી હતી. સેવાગ્રામ છોડતી વખતે એ સાડી બાએ મનુને સોંપી હતી. "લોકો કહે છે કે આશ્રમ જપ્ત થવાનો છે માટે આ સાડી સંભાળીને રાખજે. ક્યાંય ખોવાઈ ન જાય. હું મરી જાઉં ત્યારે મને આ સાડી ઓઢાડીને બાળજો." જેલમાં આવ્યા પછી બાએ એ સાડીની તપાસ કરાવી, પણ કાંઈ પત્તો ન લાગ્યો. મનુ આગાખાન મહેલમાં આવી ત્યારે તેણે એ સાડી ક્યાં મૂકી છે તે બતાવ્યું અને બાએ સાડી મંગાવી લીધી. આ વખતે બાપુજીના જન્મ દિવસે બાએ એ જ સાડી પહેરી.

## સહૃદયતા

ઓક્ટોબરની આખરમાં મારાં ભાભી શકુંતલાને શસ્ત્રક્રિયા દ્વારા પ્રસુતિ કરાવવામાં આવી અને બાળકીનો જન્મ થયો. નવેમ્બરની શરૂઆતમાં જ સાત દિવસની બાળાને મૂકી તેઓ સ્વર્ગવાસી થયાં. જેલના ઢંગ એવા વિચિત્ર હોય છે કે, શસ્ત્રક્રિયાનો તેમ જ મૃત્યુનો બન્ને તાર મને સાથે મળ્યા અને તે પણ મૃત્યુ પછી આઠ દિવસે! એટલામાં તો કાગળ પણ આવી પહોંચ્યો. મારાં ભાભી પોતાની આખી બીમારી દરમિયાન મને યાદ કરતાં રહ્યાં. માતાજીએ તથા મારા ભાઈએ મને પૅરોલ પર છોડવાની સરકારને અરજી પણ કરી હતી. પણ હું તો ગાંધીજીની સાથે હતી એટલે સરકાર મને શાની બહાર જવા દે? બાનું કોમળ હૃદય આ પ્રસંગથી કકળી ઊઠ્યું, અને બાપુજીને તેમણે કહ્યું, "સુશીલાએ એની માની પાસે જવું જ જોઈએ."

બાપુએ હસીને કહ્યું, "સુશીલા જશે તો તારી સેવા કોણ કરશે?"

"હું જાણું છું કે મને અગવડ પડશે, પણ હું એવી સ્વાર્થી નથી કે એના દુઃખનો વિચાર ન કરું." પછી મને કહ્યું: "સુશીલા, તારે માતાજીને અને મોહનલાલને કાગળ તો લખવો જ જોઈએ."

મેં કહ્યું : "બા, હું સરકારને એક વખત લખી ચૂકી છું કે હું કાગળ નહીં લખું. હવે મારાથી કેમ લખાય ?"

બા બાપુજીની પાસે પહોંચ્યાં. "સુશીલાને સમજાવો કે સરકારને લખી ચૂકી છે તેથી શું થયું ? તે વખતે થોડી જ એવી કલ્પના પણ હતી કે આવી આફત આવવાની છે ! ભાઈ બહેન બન્નેએ ઘેર કાગળ લખવો જ જોઈએ."

બાપુજીએ અમને બોલાવીને કહ્યું : "કાગળ ન લખવાની સલાહ તો મારી જ હતી ને ? મને લાગે છે કે ખાસ પરિસ્થિતિમાં કાગળ લખવાની હરકત નથી. માતાજી તથા મોહનલાલની શાંતિને અર્થે તમારે ઘેર કાગળ લખવો જોઈએ."

તે જ રાત્રે અમે ઘેર કાગળ લખ્યો. મારા ભાઈએ જવાબમાં લખ્યું કે માતાજી બીમાર રહે છે અને એ હાલતમાં શકુંતલાની આઠ દિવસની બચીને સંભાળવાનો પ્રશ્ન ભારે મુશ્કેલ થઈ પડ્યો છે. બાપુજીએ બાને કહ્યું : "બેબીને અહીં બોલાવી લઈએ. તું સંભાળીશને ?" બાએ કહ્યું : "હું શું સંભાળીશ ? હું તો માંદી છું. પણ સરકાર આવવા દે તો મારાથી જે બનશે તે કરીશ." બાપુજીએ સરકારને કાગળ લખ્યો કે એ બેબીની સંભાળ રાખનાર ઘરમાં કોઈ છે નહિ. કાં તો સુશીલાને પેરોલ પર ઘેર જવા દો, જેથી એ બેબીનો યોગ્ય બંદોબસ્ત કરી શકે અથવા તો બેબીને અહીં મોકલી આપો. સુશીલા ડૉક્ટર છે પણ અમારી દીકરી પણ છે. એના થોડા દિવસ જવાથી પણ અમને અગવડ તો પડશે જ. એટલે બેબીને અહીં મોકલી આપો તો વધારે સારું. પણ એમ ન બની શકે તો ભલે અમારે અગવડ સહી લેવી પડે, પણ સરકાર સુશીલાને પેરોલ પર છોડે." સરકારનો જવાબ આવ્યો : "બન્ને દરખાસ્તોમાંથી એક પણ મંજૂર થઈ શકે તેમ નથી."

આ જ વખતે સી. પી. સરકારે સઘળી સ્ત્રી નજરકેદીઓને છોડી દેવાનો નિર્ણય કર્યો. મનુ સી. પી. સરકારની કેદી હતી. એટલે હુકમ આવ્યો કે, મનુ ઇચ્છે તો છૂટી શકે છે. મનુએ ન છૂટવાનો નિર્ણય કર્યો : "હું તો બાની સેવાને માટે આવી છું.

સેવા અધૂરી છોડીને શી રીતે જઈ શકું ?" બા રાજી થયાં. દેવદાસભાઈને કાગળ લખાવ્યો તેમાં પણ આ વાતનો ઉલ્લેખ કર્યો. દેવદાસભાઈ એવું સમજ્યા કે સરકાર સુશીલાને છોડતી હતી પણ તેણે છૂટવાની ના પાડી. તેમનો કાગળ આવ્યો : "સુશીલાએ આવું કરવું જોઈતું ન હતું. એની માને એની મદદની બહુ જરૂર છે." બાને લાગ્યું કે પોતાના કાગળથી આ ગેરસમજ થઈ છે, માટે તે દૂર કરવી જોઈએ. માતાજીને એમ ન લાગવું જોઈએ કે, મારી ભીડને વખતે મારી દીકરી મારી સેવા કરવાની ના પાડે છે. એટલે એ તો તરત બાપુજી પાસે ગયાં અને તાર કરાવ્યો : "સુશીલાને નહિ, મનુને છોડવાની વાત હતી." મેં બાને કહ્યું, "તાર શું કામ કરો છો ? લખવો હોય તો કાગળ લખો." પણ બાએ માન્યું નહિ. માની ભાવના એ સારી રીતે જાણતાં હતાં, અને મા પ્રત્યે બાળકોનો શો ધર્મ છે તેનો પણ તેમને બરાબર ખ્યાલ હતો.

## છેલ્લી પથારી

બાને હાંફ તો હંમેશાં ચડતી જ હતી. '૪૩ના નવેમ્બરમાં હાંફ બહુ વધી ગઈ. કૅરમ રમતાં રમતાં પણ દમ ચડવા લાગ્યો. દાક્તર ગિલ્ડર કહેવા લાગ્યા કે આપણે કૅરમ બંધ કરીએ. પણ બાને કૅરમનો એટલો રસ હતો કે એમ કરવું ઠીક ન લાગ્યું. એક દિવસ એનીમા લીધા પછી બાને બહુ ગભરામણ થઈ આવી. મેં જઈને જોયું તો હોઠ કાળા પડી ગયા હતા. નાડીની ગતિ બહુ વધી ગઈ હતી. મેં દવા આપી. થોડી વારમાં તબિયત કાંઈક સુધરી, પણ પૂરી ઠેકાણે ન આવી. બે ત્રણ દિવસ તાવ આવ્યો. ત્યારથી ખાટલો લીધો તે છૂટ્યો જ નહિ. હરવા ફરવાનું પણ બંધ થઈ ગયું. બાને માટે એક પૈડાંવાળી ખુરસી મંગાવી તેમાં બાને બેસાડી અમે તેમને વરંડામાં થોડો વખત ફેરવતાં.

બીમારીમાં પણ બા એકાદશી, સંક્રાંત વગેરે ભૂલતાં નહિ. મકરસંક્રાન્તિને દિવસે તેમણે કહ્યું : "તલ મંગાવો અને તેના લાડુ

બનાવી બધા કેદીઓને આપો.” બાપુજીએ બાને ટોક્યાં: “આ ઠીક નથી, આ ક્યાં આપણું ઘર છે? આવાં કામ જેલમાં ન થાય. એ તો આપણે ઘેર થાય.” બાએ કહ્યું: “પણ મારે ક્યાં હવે ઘેર જવું છે?” બીજે દિવસે તલ મંગાવી તેના લાડુ બનાવ્યા. બાને પૈડાંવાળી ખુરસીમાં બેસાડી બહાર લઈ ગયાં, અને તેમણે પોતાને હાથે બધાંને તલગોળ આપ્યો.

ડિસેમ્બરમાં સ્થિતિ વધારે બગડી. હાંફને લીધે સૂવામાં પણ તકલીફ પડવા માંડી. પાછળ ટેકાવાળો ખાટલો મંગાવ્યો. થોડા દિવસ પછી તો સ્થિતિ એથી પણ વધારે બગડી. એટલે એક નાનું ટેબલ બનાવ્યું, તેના ઉપર માથું મૂકી બા સૂઈ જતાં. એ ટેબલ ઉપર પોતાના હાથ મૂકી તેના ઉપર માથું ટેકવી પડેલાં બાનું ચિત્ર બહુ કરુણ હતું. બાના મૃત્યુ પછી બાપુએ એ ટેબલ પોતાની પાસે રાખ્યું. ત્યારથી એ ટેબલ બધે બાપુની સાથે ફરે છે. ખાવાને વખતે બાપુ તેનો ઉપયોગ કરે છે. બાપુ ખાતા હોય ત્યારે બા હમેશાં તેમની પાસે જઈને બેસતાં. હવે બાને સ્થાને એ ટેબલ રહે છે.

સ્થિતિ વધારે બગડી, ઑક્સિજન મંગાવી રાખ્યો. પહેલાં તો બા નળી ઝટ ઝટ નાક આગળથી કાઢી નાખતાં; પણ પછીથી તો પોતે માંગીને ઑક્સિજન લેવા લાગ્યાં. મેં તથા ડૉ. ગિલ્ડરે સરકારને કાગળ લખ્યો કે, ડૉ. જીવરાજ મહેતા તથા ડૉ. બિધાન રૉયને સલાહને માટે બોલાવવા જોઈએ. ડૉ. જીવરાજ તો પૂનામાં જ હતા. એક સાંજે થોડી મિનિટોને માટે તેમને ત્યાં લાવવામાં આવ્યા. તે વખતે બાપુજીને બાની પાસે રહેવા દેવામાં આવ્યા નહિ. ફક્ત ડૉ. ગિલ્ડર તથા હું હાજર રહી શક્યાં. ડૉ. બિધાન રૉયને તો ન જ બોલાવ્યા. બે વખત યાદ દેવડાવ્યું, પણ કશો જવાબ ન મળ્યો.

બીમારી વધતાં સારવારનું કામ વધ્યું. બીજી નર્સોની માગણી કરી, ત્યારે સરકાર તરફથી એક આયા મોકલવામાં આવી. એક અઠવાડિયાની અંદર જ એ ભાગી ગઈ. આટલી વાતના આધાર ઉપર બાના મરણ પછી વડી ધારાસભામાં જાહેર કરવામાં આવ્યું કે, એમની

સેવામાં કેળવાયેલી નર્સો રાખવામાં આવી હતી. નર્સોની ફરી માગણી કરવામાં આવી ત્યારે સરકારે બહારથી કોઈ સગાને બોલાવવાનું કહ્યું. બાએ કનુ ગાંધી તથા પ્રભાવતીનાં નામ આપ્યાં. લાંબા પત્રવ્યવહાર પછી અને પ્રથમ માગણી બાદ કેટલાયે અઠવાડિયાં પછી, સરકારે ૧૨મી જાન્યુઆરીએ પ્રભાવતી બહેનને મોકલ્યાં, અને પહેલી ફેબ્રુઆરીએ કનુને આવવા દીધો.

બાપુજીએ સરકારને લખ્યું હતું કે, બાને તથા પોતાની સાથેના બીજાને મુલાકાત મળવી જોઈએ. શરૂમાં તો આ કાગળની કશી અસર ન થઈ. પણ બાની બીમારી વધ્યા પછી સરકારે એમના બે દીકરા રામદાસ ગાંધી તથા દેવદાસ ગાંધીને તાર કરીને બોલાવ્યા. બા એમને મળીને બહુ ખુશ થયાં. અમને એમ લાગ્યું કે, દર અઠવાડિયે બાને કોઈ મળવા આવે તો એમને ફાયદો થવાનો સંભવ છે. એમની બીમારીનું એક મોટું કારણ જેલ હતું. આમ તો એ અનેક વાર જેલ જઈ આવ્યાં હતાં, પણ આ વખતની અનિશ્ચિત સમયની જેલ એમને બહુ ખટકતી હતી. વળી પહેલાંની જેલોમાં તો એમની સાથે બીજી ઘણી બહેનો રહેતી, તેમ વખતોવખત મુલાકાતો પણ થતી, તેથી એમને કશું લાગતું નહિ. પણ આ વખતે એવું કશું ન હતું. એમના મન ઉપર સૌથી ભારે બોજો તો એ લાગણીનો હતો કે, આ વખતે સરકારે બાપુજીને અને એમની સાથે બીજાંઓને વગર કારણે પકડ્યાં છે. બાના દીકરાઓને માટે દર અઠવાડિયે ત્યાં આવવું મુશ્કેલ હતું. એટલે બીજાં સગાંઓને પણ આવવાની રજા મળી. હુકમ આવ્યો કે, મુલાકાતને વખતે બાની પાસે બાપુજી સિવાય બીજું કોઈ રહી શકશે નહિ. પણ માંદગીની દશામાં નર્સ વગર કેમ ચાલે? છેવટે એક નર્સને હાજર રહેવાની રજા મળી. પણ માંદગી વધી એટલે તો એક નર્સથી ચલાવવું પણ કઠણ પડવા માંડ્યું. બાપુજીએ ફરી પાછી જેલના અધિકારીઓને ફરિયાદ કરી. એને પરિણામે હુકમ મળ્યો કે સુપરિન્ટેન્ડેન્ટને જેટલી નર્સોની આવશ્યકતા લાગે એટલીને હાજર રહેવા દે.

ડિસેમ્બર મહિનામાં જ બાએ કોઈક વૈદ્યને બોલાવવાની માગણી કરી હતી, તથા નૈસર્ગિક ઉપચારક ડૉ. દિનશા મહેતાને બોલાવા પણ કહ્યું હતું. પણ સરકારને એક વખત કહ્યે કામ ઓછું જ થાય એમ હતું? બાપુજીને વળી પાછો લાંબો પત્રવ્યવહાર ચલાવવો પડ્યો અને સરકારી ઑફિસરોને એટલે સુધી કહેવું પડ્યું કે, "મારી પત્નીના ઉપચાર માટે હું જરૂરી વ્યવસ્થા ન કરી શકું તો મને તમે કોઈ બીજી જેલમાં લઈ જાઓ, જેથી મારે મારી પત્નીની મનોવેદનાને મૂક સાક્ષી બનવું ન પડે."

છેવટે ૧૯૪૩ની ૫ મી ફેબ્રુઆરીએ સરકારે ડૉ. દિનશા મહેતાને આવવા દીધા. મૌખિક હુકમ સંભળાવવામાં આવ્યો કે, જ્યારે તેએ આવે ત્યારે બે ડૉકટરો સિવાય બાની પાસે કોઈ રહી શકશે નહી બાપુને બહુ દુ:ખ થયું. જ્યારે આ હુકમ સંભળાવવામાં આવ્યો ત્યાં બાપુ સ્નાન કરવા જતા હતા. સામાન્ય રીતે માલિશ અને સ્નાન એ એમનો આરામનો સમય હોય છે. તે વખતે તેઓ ઊંઘી પણ જાય છે. પણ તે દિવસે આવો હુકમ સાંભળીને તેમનો આરામ અશક્ય બની ગયો. નાહવાના ટબમાં પડ્યા પડ્યા તેમણે પ્યારેલાલજી પાસે સરકાર ઉપર કાગળ લખાવ્યો. લખાવતી વખતે એમના હાથ અને હોઠ કાંપતા હતા. "મૃત્યુશય્યા ઉપર પડેલી સ્ત્રીની બાબતમાં આવી શરતો મૂકવી એ શોભાસ્પદ નથી. એને પાયખાના કે પેશાબની હાજત થાય તો શું ડૉ. દિનશા મહેતા ત્યાં હોય તેથી બીજી નર્સ એની પાસે ન જઈ શકે? મારે પોતાને ડૉકટરને પૂછવું હોય કે મારી પત્નીની તબિયત કેવી છે તો શું મારે બીજા કોઈ મારફત પુછાવવું? આ તે કેવી વાત છે! આ રીતે મને વખતોવખત કોચવવાને બદલે મને અહીંથી બીજે લઈ જવામાં આવે તો ઠીક છે. પછી ન મારી પત્ની મારી કશી આશા રાખે, તેમ ન મારે પણ વેદનાના મૂંગા સાક્ષી બનવું પડે." બપોરે જવાબ આવ્યો કે "હુકમનો અર્થ સમજવામાં તમારી ભૂલ થઈ છે. નર્સો રહી શકે છે તેમ તમારે પણ ડૉકટરોને જે પૂછવું હોય તે પૂછી શકો

છો." એટલે પેલો કાગળ બાપુજીને આગળ મોકલવાની જરૂર રહી નહીં.

ડૉ. દિનશાને દિવસમાં એક જ વાર આવવાની રજા મળી હતી. બા એમ ઇચ્છતાં હતાં કે તેઓ વધારે વાર આવે તો સારું. એટલે એને માટે ફરી વળી બાપુજીને લખવું પડ્યું અને છેવટે રજા મળી.

આ તરફ જાન્યુઆરી મહિનાથી જ બાએ ફરી પાછી વૈદોના ઉપચાર કરાવવાની માગણી કરવા માંડી હતી. બાપુજી, કર્નલ ભંડારી, કર્નલ જલાલ શાહ, અમારી જેલના સુપરિન્ટેન્ડેન્ટ અથવા જે કોઈ આવે તેને બા એ જ વાત કરતાં. ફેબ્રુઆરીના પહેલા અઠવાડિયામાં બાની સ્થિતિ વધારે ચિંતાજનક થઈ ગઈ. બાપુજીએ ફરી પાછું જેલના ઑફિસરોને વૈદને બોલાવવાનો આગ્રહ કર્યો. જેલના અધિકારીઓ કહેવા લાગ્યા, "એ અમારા હાથમાં નથી. મુંબઈ સરકારને ફોન કરીને અમે પૂછીએ છીએ." મુંબઈ સરકારે જવાબ આપ્યો, "અમારા હાથમાં પણ નથી. દિલ્હી સરકારને અમે ફોન કરીએ છીએ." આમ દિવસો પસાર થવા લાગ્યા. છેવટે ૧૧મી ફેબ્રુઆરીએ બાપુજીએ આ વિષે સરકારને એક કડક કાગળ લખ્યો. પણ એ પત્ર ટપાલમાં જાય તે પહેલાં જ ખબર મળ્યા કે વૈદ, ડૉક્ટર, હકીમ જે કોઈને બોલાવવા હોય તેની રજા આપવા ન આપવાનું દિલ્હી સરકારે જેલના ડૉક્ટરો ઉપર છોડી દીધું છે. બાપુએ તરત જ પૂનાના કોઈ વૈદને બોલાવી લાવવા કહ્યું. સાંજ સુધીમાં જોશી નામના એક વૈદ આવ્યા. તેઓ કાંઈક દવા આપી ગયા. પોતાની દવાની સાથે બીજી કોઈ દવા ન આપવામાં આવે એવી તેમની સૂચના હતી.

બીજે દિવસે લાહોરના વૈદરાજ પંડિત શિવશર્માજી આવી પહોંચ્યા, અને એમની દવા શરૂ થઈ. રાત્રે બાને કાંઈક બેચેની લાગવા માંડી. પણ વૈદની દવા ચાલતી હોય ત્યારે બીજી કોઈ દવા ન આપી શકાય, એટલે શર્માજીને ખબર આપવા માટે સુપરિન્ટેન્ડેન્ટને

કહેવામાં આવ્યું. તેમણે ફોન ઉપર વૈદને ખબર આપી. પણ જોયા સિવાય વૈદ પણ શું કહી શકે? તેમણે માલિશ વગેરે કરવાની સલાહ આપી. એ તો અમે કરી ચૂક્યાં હતાં અને તેથી કશો ફાયદો નહોતો થયો. બા લગભગ આખી રાત ઊંઘી ન શક્યાં.

જ્યારે બીમારી કાંઈક ઓછી હતી ત્યારે કોઈ વાર ઊંઘ ન આવે તો બા મારી અથવા મનુની પાસે આવીને સૂઈ જતાં. તે ઉપરથી તે રાત્રે જે કોઈ એમની પાસે જાય તેમને બા કહેતાં, "મને મારા ઓરડામાં લઈ જાઓ, મારા ખાટલામાં સુવાડો." મને, ભાઈને, બાપુજીને, ડૉ. ગિલ્ડરને સૌને વારે વારે બાએ આવું કહ્યાં કર્યું. પરંતુ ઠંડીમાં બાને એમના ખાટલામાંથી ફેરવવાં કોઈને ઠીક ન લાગ્યું. છેવટે થાકીને સવારે પાંચ વાગ્યાને સુમારે તેઓ ઊંઘી ગયાં.

આયુર્વેદની દવાઓ ઉપરથી એમનું મન ઊઠી ગયું. ડૉ. ગિલ્ડરને કહેવા લાગ્યાં: "હવે મને વૈદની દવા ન આપશો. તમારી જ દવા આપજો." અમે બધાંએ સમજાવવા માંડ્યું, "બા, વૈદજીની દવા શરૂ કરી છે તે બેચાર દિવસ અજમાવી જોવી તો જોઈએ ને?" વૈદજીએ પણ ટેલિફોન ઉપર બાને પોતાની દવા લેવાની વિનંતી કરી. છેવટે બા માની ગયાં અને વૈદજીની દવા ચાલુ રાખી.

બીજે દિવસે તો બાની તબિયત એટલી સારી જણાઈ કે સાંજે જ્યારે બાપુજી ફરવા ગયા ત્યારે બા પોતાની પૈડાંવાળી ખુરસીમાં બેસી આખા વરંડામાં ફર્યાં અને પછી 'બાળકૃષ્ણ'ની પાસે પહોંચ્યાં. બાપુજીએ નીચેથી જોયું એટલે ઉપર આવ્યા અને બારણામાં ઊભા ઊભા જોવા લાગ્યા. બા ધ્યાનમાં લીન થઈને પ્રાર્થના કરી રહ્યાં હતાં. થોડી વાર પછી આંખ ઉઘાડી અને બાપુજીને જોઈ શરમાઈ ગયાં. હસતાં હસતાં કહેવા લાગ્યાં, "તમે ફરવા જાઓ. અહીં શું કામ છે?" બાપુ હસી પડ્યા અને પાછા ફરવા ચાલ્યા ગયા. અમે બધાં બહુ રાજી થયાં. આશાનાં કિરણ દેખાવા લાગ્યાં

અમને સૌને લાગ્યું કે, એક દિવસની દવાથી આટલો ફાયદો દેખાય છે એ ભારે ખુશીની વાત છે, આયુર્વેદનો આ ચમત્કાર છે. પણ રાત્રે તો પાછી બેચેની શરૂ થઈ. એક વાગ્યા સુધી ઊંઘ ન આવી એટલે પાછા સુપરિન્ટેન્ડેન્ટ સાહેબને જગાડ્યા. તેમણે ફોન ઉપર વૈદજીને ખબર આપી, વૈદજી આવીને એક ગોળી આપી ગયા અને બાને ઊંઘ આવી ગઈ.

બાની સ્થિતિ એવી ગંભીર હતી કે, જેના ઉપચાર ચાલતા હોય તેમણે રાત્રે પણ બાની પાસે રહેવું જોઈએ. પરંતુ સરકારે વૈદજીને રાત્રે મહેલમાં રહેવાની રજા આપી ન હતી. છેવટે વૈદજીએ કહ્યું, "હું દરવાજા ઉપર મોટરમાં સૂઈ રહીશ, જેથી જ્યારે જરૂર પડે ત્યારે આવી શકું." સૌના ઉપર એમની આ કર્તવ્યપરાયણતાની ઊંડી છાપ પડી. ત્રણ દિવસ સુધી વૈદ શિવશર્માજી આગાખાન મહેલના દરવાજા ઉપર મોટરમાં સૂતા. તોપણ એમને જ્યારે બોલાવવાની જરૂર પડતી ત્યારે પ્રથમ તો એક સિપાઈને જગાડવો પડતો, એ જમાદારને જગાડતો, અને જમાદાર સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ પાસેથી ચાવી લઈ બહાર વૈદજીને બોલાવવા જતો અને વૈદજી અંદર આવે એટલે સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ એમને લઈને બાના ઓરડામાં આવતા. જ્યાં સુધી વૈદજી અંદર રહે ત્યાં સુધી સુપરિન્ટેન્ડેન્ટ એમની સાથે રહેતા અને એમને પાછા બહાર પહોંચાડી સૂવા માટે જતા. આ બધી ખટપટ બાપુને બહુ કઠતી. ૧૬મી ફેબ્રુઆરીએ મોટરમાં વૈદજીની ત્રીજી રાત હતી. રાત્રે લગભગ સાડાબાર વાગ્યે એમને બોલાવવા પડ્યા, અને લગભગ દોઢ વાગ્યે એ પાછા મોટરમાં સૂવા ગયા. બાપુ પોતાના ખાટલામાં પડ્યા પડ્યા આ બધું જોઈ રહ્યા હતા. રાત્રે બે વાગ્યે ઊઠીને એમણે સત્તાધીશોને કાગળ લખ્યો કે, "વૈદજીને મહેલમાં સૂઈ રહેવાની રજા મળવી જ જોઈએ. રોજ રાત્રે આટલા માણસોને જગાડવા પડે એ પોતાને બિલકુલ પસંદ ન હતું. અને આવતી કાલ રાત સુધીમાં, એટલે ૧૭મી ફેબ્રુઆરીની રાત સુધીમાં રજા નહિ મળે, તો વૈદજીની દવા પોતે બંધ કરાવશે,

અને ડૉક્ટરોની તો બંધ થઈ ચૂકેલી હતી, એટલે દરદી ઉપચાર વિના પડી રહેશે."

પત્રની અસર થઈ. ૧૭મીએ વૈદજીને મહેલમાં સૂવાની રજા મળી. વૈદજીએ રાત્રે બે ત્રણ વખત બાને જોયાં. ઊંઘની દવા આપી અને રાત પ્રમાણમાં સારી ગઈ.

૧૮મી ફેબ્રુઆરીએ પાછી બેચેની શરૂ થઈ. વૈદજીએ આખો દિવસ શહેરમાંથી ઢૂંઢી ઢૂંઢીને નવી નવી દવાઓ બાને આપ્યા કરી. પરંતુ બેચેનીને કારણે આખી રાત બા ઊંઘી શક્યાં નહીં. વૈદજીની દવાથી ઝાડો તો થયો, પણ પેશાબ ન ઊતર્યો. રાતે બાને થોડો તાવ પણ રહ્યો.

સવારે પ્રાર્થના પછી વૈદજીએ બાપુજીને કહ્યું: "મારાથી થઈ શકે તેટલું સઘળું મેં કર્યું, પણ બાની સ્થિતિ સુધરતી નથી, બગડતી જ જાય છે. આવી સ્થિતિમાં દાક્તરોને એમના પોતાના ઉપાયો અજમાવવાની તક આપવી જોઈએ." બાપુજીએ મને આગલે દિવસે જ કહ્યું હતું કે, "કાલ સુધીમાં વૈદજીની દવાથી ફાયદો નહીં થાય તો એ કદાચ જતા રહેશે. પછી કેસ તમારા હાથમાં આવે તો મારી વૃત્તિ તો એવી છે કે દવા બિલકુલ જ બંધ કરી દેવી. પણ એ ત્યારે જ થઈ શકે જ્યારે તમે લોકો મારી વાત હૃદયથી સમજો અને સ્વીકારી શકો." પરંતુ અમારે માટે આ સ્વીકારવું કાંઈક કઠણ હતું. સવારે ડૉ. ગિલ્ડરે અને મેં બાને તપાસ્યાં. અને શા ઉપચાર કરવા એ નક્કી કર્યું. બપોરે પેશાબ લાવવા માટે ૨ સી. સી. સૅલિર્ગેનનું ઇન્જેક્શન આપ્યું. આ ટેસ્ટ ડોઝથી પણ સાંજે બાને પાંચેક ઔંસ જેટલો પેશાબ થયો. અમે સૌ રાજી થયાં. ત્રણ ચાર દિવસ પછી આટલો પેશાબ થયો હતો. વૈદજીએ કહ્યું કે, ઇન્જેક્શનોથી પેશાબ તો ઊતરે છે તો ફરી વળી એક વાર એની સાથે મારી દવા અજમાવવા દો.

પણ બીજે દિવસે એટલે ૧૯મી ફેબ્રુઆરીએ સૅલિર્ગેનનું પૂરી માત્રાનું ઇન્જેક્શન આપ્યું તોપણ કશી ખાસ અસર ન થઈ.

ફેફસામાં ન્યુમોનિયાની અસર તો હતી જ. તેને લીધે લોહીનું દબાણ બહુ ઓછું થઈ ગયું હતું. એવી સ્થિતિમાં બિચારા ગુર્દા (મૂત્રાશય) શું કામ કરી શકે? ન્યુમોનિયાને માટે સત્તાધીશોને પેનિસિલિન મંગાવવાનું કહેવામાં આવ્યું.

તા. ૧૭મીએ બપોરે હરિલાલભાઈ આવ્યા હતા એમને જોઈ બા બહુ જ રાજી થયાં. પછી તો ખબર પડી કે એમને એક જ વાર આવવાની રજા મળી હતી. એ સાંભળી બા નારાજ થઈ ગયાં. "એ શું? દેવદાસને તો દરરોજ આવવા દે છે અને હરિલાલ એક જ વખત આવી શકે? ભંડારી મારી સામે આવે તો હું સંભળાવું કે બે ભાઈઓમાં આટલો ભેદભાવ શું કામ કરો છો? આ બિચારો ગરીબડો છે, એટલે પોતાની માને ન મળી શકે?"

બાપુજીએ એમને શાંત પાડયાં અને કહ્યું, "હું એને રજા મેળવી દઈશ." બીજે દિવસે સરકારની તો રજા આવી ગઈ, પણ હરિલાલભાઈનો કશો પત્તો મળ્યો નહીં. બા દરરોજ પૂછતાં અને દરરોજ જવાબ મળતો કે એમનો કશો પત્તો મળતો નથી. બાની સ્થિતિ ગંભીર થઈ ત્યારે સરકારે બન્ને દીકરાઓને ખબર આપ્યા હતા. અમને સંદેશો મળ્યો કે, દેવદાસ અને રામદાસને ખબર આપવામાં આવી છે, અને હરિલાલને સરકાર ઢૂંઢી રહી છે.

## રામનામ એ જ દવા છે

૧૯મીએ આખી રાત ઑક્સિજનની નળી નાકમાં નાંખી બા પડયાં રહ્યાં. ઠીક ઊંઘ આવી. પણ ૨૦મી ફેબ્રુઆરીએ સવારે પાંચ વાગ્યાથી બેચેની શરૂ થઈ. વારે વારે મોઢેથી 'રામ હે રામ' એમ બા પોકારતાં હતાં. સૅલિગૅનની પેશાબ ઉપર કશી અસર ન થઈ, એટલે વાતાવરણમાં ભારે નિરાશા ફેલાઈ. તે ઉપરાંત વળી બાને બેચેની રહેવા લાગી. એટલે અમે બધાં જ બેચેન બન્યાં. બાપુજી આવીને બાના ખાટલા પર બેઠા, એમના ખભા ઉપર માથું નાંખી બા કાંઈક શાંત થયાં. એ જ સ્થિતિમાં બેઠાં બેઠાં બાપુજીએ સવારની પ્રાર્થના

કરી. ત્યાર પછી વારે વારે અમે સૌ બા પાસે બેસી રામધૂન તેમ જ ભજન ગાતાં હતાં. જ્યારે કોઈ ગાનાર ન હોય ત્યારે ગ્રામોફોન ઉપર રેકર્ડ મૂકતાં. 'શ્રીરામ ભજો દુઃખમેં સુખમેં' એ ભજન બાને બહુ પ્રિય હતું. એ સાંભળતી વખતે ઘડીભર તો બા પોતાની વેદના ભૂલી જતાં. સવા નવ વાગ્યે ક્લોરાલ અને બ્રોમાઈડનો એક ડોઝ આપ્યો. ત્યાર પછી દોઢેક કલાક બા ઊંઘી ગયાં. ઊઠયાં ત્યારે તબિયત સારી હતી. બેઠાં થઈને સારી રીતે દાતણ કર્યું. દાંત ઘસ્યા, નાકમાં પાણી ચડાવ્યું. સૌને આશ્ચર્ય થવા લાગ્યું કે બામાં આટલી શક્તિ ક્યાંથી આવી ગઈ? પછી ચા પીને પાછાં સૂઈ ગયાં. દવા લેવાની ના પાડી. બપોરે એક વાગ્યે પાછી બેચેની શરૂ થઈ. 'રામ હે રામ', એમ બોલવા લાગ્યાં. એમના અવાજમાં એટલી કરુણા ભરેલી હતી કે સાંભળ્યું જતું ન હતું. બા બોલતાં ત્યારે એવું લાગતું કે બકરીના ગળા પર છરી ચાલતી હોય અને એ બેં બેં કરી રહી હોય. ગીતાજી, રામધૂન, ભજન વગેરે તો ચાલતું જ હતું. એને લીધે વચમાં વચમાં થોડો થોડો વખત બા શાંત થઈ જતાં.

બાપુજી આખો દિવસ બાના ખાટલા ઉપર બેઠા રહેતા. એમના બેસવાથી બાને કાંઈક શાંતિ મળતી. બાપુએ અમને કહ્યું, "હવે બાકી દવા કેવળ રામનામ જ છે. બીજા બધા ઉપચાર છોડી દો. મારી વૃત્તિ તો એવી છે કે મધ અને પાણી સિવાય બીજો કાંઈ ખોરાક પણ ન આપો. બા પોતે માગે તો જુદી વાત છે. હું દવામાં માનતો નથી. મારાં છોકરાંઓની ગંભીર માંદગીઓમાં પણ મેં એમને દવા આપી નથી. પણ બાની બાબતમાં મેં મારો નિયમ ચલાવ્યો નથી. પણ આજે તો એની પોતાની પણ દવાને માટે અરુચિ થઈ ગઈ છે. રામનામ સિવાય એને ચેન પડતું નથી. આ દૃશ્ય કરુણ છે, પણ મને બહુ પ્રિય છે. રામના સિવાય હું આજે એને મોઢે બીજું કશું સાંભળતો જ નથી. આવે વખતે તો હું દવાને છોડી જ દઉં. ઈશ્વરને રાખવી હશે તો રાખશે, લઈ જવી હશે તો લઈ જશે. ઈશ્વરને બચાવવી હશે તો એમ ને એમ પણ બચાવી લેશે, નહીં તો હું બાને જવા દઈશ."

સાંજે બાએ એનીમા લેવાનું કહ્યું. બાપુજીની ઇચ્છા એ ટાળવાની હતી. "હવે રામનામ જ તારી દવા છે." પણ બાએ માન્યું નહિ. મેં બાપુજીને કહ્યું "માગે છે ત્યારે આપવા દો ને. છેલ્લી ઘડીએ જેટલો સંતોષ આપી શકાય તેટલો આપીએ." બાપુ માની ગયા. એનીમાથી ખૂબ મળ નીકળ્યો. પછી બે કલાક બા આરામથી ઊંઘી ગયાં. એમની સ્થિતિ એટલી સારી લાગવા માંડી કે મેં બાપુજીને કહ્યું: "બાપુજી, દવા આપવાની રજા આપો ને. જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી પ્રયત્ન શા માટે ન કરવો?" પણ બાપુ થોડા જ મારું સાંભળવાના હતા?

## સૌનાં બા

રાત્રે ડૉ. દિનશા મહેતાને પણ ત્યાં સૂવાની રજા મળી. જ્યારથી બાની સ્થિતિ ગંભીર થઈ ગઈ હતી ત્યારથી રાતે અડધા કરતાં પણ વધારે વખત હું બાની પાસે બેસતી. કનુ, પ્રભાવતી, મનુ, ભાઈ એ બધાં વારાફરતી બેસતાં. હંમેશાં બે જણને હાજર રહેવાની જરૂર રહેતી. જ્યારે હું ન હોઉં ત્યારે ડૉ. ગિલ્ડર પોતાના બિછાનામાંથી ઊઠી વચમાં વચમાં બાને જોઈ જતા. એમની તબિયત પણ કાંઈ સારી ન હતી. એટલે એમને વધારે તકલીફ આપવાનું ઠીક લાગતું નહિ. પણ ડૉ. દિનશાને જગાડવામાં સંકોચ રાખવાની જરૂર ન હતી. એટલે એમને બાની પાસે બેસાડી હું રાતે બે વાગ્યે સૂવા માટે ગઈ. સવારે ઊઠી ત્યારે ખબર પડી કે ચાર વાગ્યે બાની નાડી બહુ ખરાબ થઈ ગઈ હતી અને ડૉ. ગિલ્ડરને ઉઠાડવામાં આવ્યા હતા. સવારે ઊઠીને ગઈ તો જોયું કે ડૉ. ગિલ્ડર ખુરસી ઉપર બાની પાસે બેઠા હતા. તે વખતે નાડી ઠીક હતી. બા એરંડિયું માગતાં હતાં, જેનો ઉલ્લેખ પહેલાં આવી ગયો છે.[૧] દાક્તર સાહેબે કહ્યું: "બા, એરંડિયાથી તો અશક્તિ વધશે, એ નહિ લેવું જોઈએ." બા કહેવા લાગ્યાં "તો ભલે વધે, મારે તો હવે લાકડાંમાં જ જવું છે ને?"

---

૧. જુઓ પા. ૧૭૬

ડૉક્ટર સાહેબે કહ્યું, "બા, એમ શું બોલો છો? હજી તો છોકરાઓ આવવાના છે, આજે દેવદાસ આવશે, રામદાસ આવશે, બધાને મળવું છે ને?"

બા સહેજ હસ્યાં. પછી ગંભીર થઈને બોલ્યાં, "એમને શું કામ બોલાવો છો? તમે બધા મારા છોકરાઓ જ છો ને? મરી જઈશ તો બાળી આવજો. રામદાસને તો આવવાની બંધી જ કરજો. રેલભાડું ભારે છે અને ગાડીઓમાં ઘણી ભીડ છે."

બા દરરોજ હરિલાલભાઈને વિષે પૂછ્યા કરતાં. બધા એમની તપાસ પણ કરતા હતા, પણ તે મળતા ન હતા. ૨૦મી તારીખે સ્વામી આનંદે એમને શોધી કાઢ્યા. હરિલાલભાઈએ ફોન ઉપર સુપરિન્ટેન્ડેન્ટ સાહેબને કહ્યું કે, હું આવવાનો હતો, પણ બપોરે ઊંઘી ગયો એટલે આવી ન શક્યો. ઊંઘી જવાનો શો અર્થ એ અમે બધાં સમજી ગયાં. બાને ગુસ્સો ચઢ્યો. બાપુજીએ સમજાવીને બાને શાંત પાડ્યાં. ૨૧મીએ બપોરે હરિલાલભાઈ આવ્યા. એમની સ્થિતિ જોઈને દુઃખથી બા પોતાનું માથું કૂટવા લાગ્યાં. હરિલાલભાઈને એમની સામેથી ખસેડીને લઈ જવામાં આવ્યા.

આટલા શ્રમથી બાને છાતીમાં દરદ થવા લાગ્યું હતું. સવારે તેમણે એરંડિયું લેવાનો આગ્રહ કર્યો હતો તે ઉપરથી મેં બાપુજીને પૂછ્યું, "આવી હાલતમાં બાને બીજી દવા આપવાની રજા ન આપો?" બાપુજીએ કહ્યું, "બાએ એરંડિયું આગ્રહપૂર્વક લીધું છે એટલે મારે વિરોધ કરવાનો હોય જ નહિ. જે યોગ્ય માનો તે આપો." એટલે મેં બાને હૃદયનું દર્દ બેસાડવાની દવા આપી અને રામધૂન ચલાવી. બા શાંત થઈને સાંભળવા લાગ્યાં.

## બાપુજીની પત્નીભક્તિ

બાપુ રાતમાં ઘણી વાર બાની પાસે આવતા. પણ બા એમને વધારે વખત બેસવા દેતાં નહીં. દિવસે પણ ઘણો વખત બાપુ બાના ખાટલા ઉપર આવીને બેસતા. બાને બીજા ટેકાના આધાર કરતાં

અમારામાંથી કોઈનો ટેકો લઈને બેસવાનું વધારે પસંદ હતું. બાપુજી જ્યારે પાસે બેસતા ત્યારે બા એમને જ ટેકવીને બેસતાં. ડૉ. ગિલ્ડરે મને કહ્યું : "જરા ધ્યાન રાખવું જોઈએ. ન્યુમોનિયાના જંતુ બહુ ઝેરી હોય છે. બાપુનું મોં બાના મોંની બહુ નજીક રહે છે એ સારું નથી. એટલે બાપુ અહીં ઓછું બેસે તો સારું." પણ બાપુજીને આ વિષે કાંઈ કહેવું એ સહેલું ન હતું.

અશક્તિ વધવાને લીધે બા જ્યારે થૂંકતાં, ત્યારે પાસે બેઠેલી નર્સે એમનું મોં લૂછી નાખવું પડતું. અમે કટકાથી લૂછી નાખી એ કટકા ફેંકી દેતાં. બાના મૃત્યુની અગાઉ ત્રણ ચાર દિવસ પહેલાં બાપુજી રાત્રે એમની પાસે ગયા, ત્યારે નાના નાના નવા રૂમાલ બનાવવાનું અમને કહ્યું. બીજે દિવસે મેં અને મનુએ ચાર રૂમાલ બનાવ્યા. બાપુજી જ્યારે રાતે અથવા દિવસે બાની પાસેથી પસાર થતા, ત્યારે મેલા રૂમાલ ઉપાડીને ધોવા માટે લઈ જતા. પહેલે દિવસે મેં કહ્યું : "બાપુજી, આપ રહેવા દો, અમે ધોઈ લઈશું." બાપુજીએ ઉત્તર આપ્યો : "મને કરવા દે, મને એ કરવું ગમે છે." ત્યાર પછી ફરી મેં કદી બાની સેવા કરવાનું એમની પાસેથી માગ્યું નહીં.

એક દિવસ બપોરે બાપુજી જમ્યા પછી બાની પાસે જઈને બેઠા. બાની સૂવાની તૈયારી હતી. બાપુજીનો ટેકો લઈને જો તેઓ ઊંઘી જાય તો જ્યાં સુધી તેઓ જાગે ત્યાં સુધી બાપુજી ઊઠી શકે નહીં. બાપુજીનો પોતાનો પણ સૂવાનો વખત થયો હતો. તેઓ સારી પેઠે થાકેલા તો હતા જ. મેં કહ્યું, "બાપુજી, હવે તમે મને બાની પાસે બેસવા દો, સૂઈ લીધા પછી આમ આવજો." બાપુજી ચાલ્યા તો ગયા પણ પોતાની ગાદી ઉપર જઈને કહેવા લાગ્યા, "મને થોડી વાર બેસવા દીધો હોત તો શું જાત ?" તેમને ઊઠવાની સૂચના કરવાનું કારણ મેં આપ્યું, પણ મને મનમાં ખટક્યું ખરું. ભલે થોડા દિવસ બાપુનો આરામ જાય, જે કામથી એમના મનને શાંતિ મળતી હોય તેમાં મારે વચ્ચે શા માટે આવવું ? આ છેલ્લી પળોમાં ભલે ન્યુમોનિયા

હોય કે બીજું કાંઈ પણ હોય, બાપુને એવું કહેવાની કોની હિમ્મત ચાલે કે આપ બાની નજીક ઓછું બેસતા રહો? દાકતર સાહેબે કહ્યું, "પાસે ભલે બેસે, પણ બાના મોઢા પાસે પોતાનું મોઢું ન રાખે." પણ એટલું કહેવાનીયે તે વખતે કોઈની હિંમત ન હતી. બાપુ પોતે તો આવા સ્પર્શ આદિમાં બહુ માનતા પણ નથી. એટલે મૌન રહેવું એ જ ઠીક લાગ્યું. દાક્તર સાહેબ પણ સમજી ગયા. "હા, ઠીક છે. બાસઠ વર્ષ સાથે રહ્યા પછી આજે જુદાઈની પળ નજીક આવી લાગી હોય તે વખતે બાપુ બાથી દૂર શી રીતે રહી શકે? અને આપણે પણ એ વિષે એમને શી રીતે કશું કહી શકીએ?" આમ બોલતી વખતે તેમની આંખોમાં પાણી આવી ગયાં.

છેલ્લી માંદગી શરૂ થઈ તે પહેલાં કેટલાક દિવસથી બાને પાયખાના તથા પેશાબમાં અગન બળતી હતી. બાપુજીને તેમણે કહ્યું, "હું તો પાણીના ઉપચાર કરીશ." બીજા દિવસથી ઠંડા અને ગરમ પાણીના ટબબાથ લેવાનું શરૂ કર્યું. એ આપવામાં બાપુજીનો લગભગ એક કલાક જતો, અને ઠીક ઠીક થાકી પણ જતા. બાએ એક દિવસ કહ્યું: "તમે જાઓ. મને સુશીલા બાથ આપશે. તમારે ઘણું કામ છે." બાપુએ જવાબ આપ્યો: "તેની ફિકર નથી." એમ કહી બાથ આપવાનું ચાલુ રાખ્યું. એક દિવસ મેં કહ્યું, "બાપુજી, આપને વખતની આટલી બધી તાણ પડે છે, હું તો જ્યારે આપ કહો ત્યારે બાની સેવા કરવા તૈયાર જ છું, એટલે આપ ઇચ્છો ત્યારે આ બાથ ઇત્યાદિ આપવાનો એક કલાક બચાવી શકો છો." બાપુજીએ એમ કલાક બચાવવાની ના પાડી, અને કહ્યું: "તું બાની સેવા કરવા તૈયાર છે એ તો હું જાણું જ છું. પણ ઉત્તરાવસ્થામાં ઈશ્વરે મને આવી રીતે બાની સેવા કરવાની તક આપી છે તેને હું અમૂલ્ય અવસર માનું છું. જ્યાં સુધી બા મારી સેવા લેશે ત્યાં સુધી હું ખુશીથી એક કલાક તેને માટે કાઢી આપવાનો."

બા કોના ખોળામાં જશે તે વિષે બાના મરણ પહેલાં બે ત્રણ દિવસ ઉપર જ બાપુજીએ વાત કાઢી. તેમણે કહ્યું: "જે ભાગ્ય-

શાળાની સેવા એકનિષ્ઠ હશે તેના જ ખોળામાં બા જશે. એ તો ભગવાન જ જાણે છે." એ ભાગ્ય એમના સિવાય બીજા કોનું હોઈ શકે એમ હતું !

## છેલ્લી રાત્રિ

સાંજે લગભગ સાડા છ વાગ્યે દેવદાસભાઈ, મનુ (હરિલાલભાઈની દીકરી) તથા સંતોકબહેન આવી પહોંચ્યાં. બા એમને જોતાં રોઈ પડ્યાં. હરિલાલભાઈ વિષેનું એમનું દુઃખ હજી શમ્યું ન હતું. દેવદાસભાઈને જોઈને કહેવા લાગ્યાં, "હવે તારે જ બધાંને સંભાળવાનાં છે. બાપુજી તો સાધુ છે, એને તો આખી દુનિયા સંભાળવાની. અને હરિલાલનું તો તું જાણે છે. એટલે કુટુંબને તારે જ સાચવવાનું છે."

મનુએ બાને ભજન સંભળાવ્યું. બાની ઇચ્છા હતી કે, સંતોકબહેન તથા મનુ રાત્રે એમની પાસે રહે, પણ સરકારે રજા ન આપી. દેવદાસભાઈને રહેવાની રજા હતી. દેવદાસભાઈ એ લોકોને બહાર પહોંચાડવા ગયા. બા મારા ખોળામાં સૂઈ ગયાં. પણ આજની એમની ઊંઘથી મને સંતોષ ન હતો. પેસાબ નહિ ઊતરવાને લીધે હવે ઘેન રહેવા માંડ્યું હતું. એ ઊંઘ તાજગી લાવનારી ઊંઘ ન હતી. રાત્રે સાડા અગિયાર વાગ્યે હું ઊઠી. પ્રભાવતીબહેન બાની પાસે આવીને બેઠાં. બાએ એમને કહ્યું : "ચાલો આપણે બન્ને જણ સૂઈ જઈએ." એટલામાં જોરથી ખાંસી આવી. હું દવાનો ભાગ લઈને બા પાસે ગઈ. બાએ દવા તો ન લીધી. પણ મને ખાટલાની પાસે વાસ આવી. બત્તી લઈને જોયું તો ખાટલામાં જ દસ્ત થઈ ગયો હતો. બાને એનું ભાન પણ ન હતું. મને લાગ્યું કે આ હવે જવાની તૈયારી છે. ખાટલામાંની ચાદર તથા કપડાં બદલી નંખાવ્યાં અને બાને સુવાડ્યાં. એટલામાં દેવદાસભાઈ આવી પહોંચ્યા. એ તો બાની ખડે પગે ચાકરી કરવા લાગ્યા. હું બત્તીની પાસે જમીન પર બેસીને બાની તબિયતની રોજનીશી લખવા લાગી. દેવદાસભાઈ ધીરે ધીરે બાનું માથું દબાવતા

હતા. એમને લાગ્યું કે બા ઊંઘી ગયાં છે, એટલે એમણે દબાવવાનું બંધ કર્યું. બાએ મને બૂમ પાડી, "સુશીલા, તું પણ થાકી કે?" મેં કહ્યું: "બા, મારે થાકવાપણું શું હોય?" પછી મેં માથું દબાવવાનું શરૂ કર્યું. બાના માથામાં દરદ થતું હતું. ચક્કર આવતાં હતાં. મગજ પણ ધૂંધળું થઈ ગયું હતું. યુરીમિયાનાં ચિહ્ન દેખાવા માંડ્યાં હતાં. બે વાગ્યે બા ઊંઘી ગયાં. પોણાત્રણ વાગ્યે હું સૂવા ગઈ. દેવદાસભાઈ પાંચ વાગ્યા સુધી બાની પાસે ઊભા રહ્યા હતા. એમના ચહેરા ઉપર ગ્લાનિ અને પ્રેમ ટપકી રહ્યાં હતાં. મા જવાની તૈયારીમાં છે એ વિચારથી એમનું હૃદય બાળકની માફક રુદન કરી રહ્યું હતું. ત્યાં ઊભેલા તેઓ મા પ્રત્યેના પુત્રપ્રેમની મૂર્તિ સમાન દેખાતા હતા.

## ૨૨ ફેબ્રુઆરી ૧૯૪૨

૨૨મી તારીખે સવારે સાત વાગ્યે ઊઠીને હું અંદર પહોંચી. હાથ મોં ધોતી હતી, ત્યાં તો બાએ બૂમ મારી, "સુશીલા!"

મેં પાસે જઈને પૂછ્યું: "શું છે, બા?"

બાએ કહ્યું: "સુશીલા, મને ઘરમાં લઈ જા, મારી સંભાળ રાખ."

મેં એમના ખાટલાની પાસે જ લટકતું 'હે રામ!' વાળું ચિત્ર બતાવ્યું, "આ જુઓ બા, તમે ઘરમાં જ છો, આ રહ્યું તમારું પ્રિય ચિત્ર."

થોડી વાર પછી બા ફરી બોલ્યાં: "મને ઘરમાં લઈ જા, બાપુજીના રૂમમાં લઈ જા."

મેં કહ્યું: "પણ તમે બાપુજીના જ રૂમમાં છો, બા." પછી મને લાગ્યું કે કદાચ બા બાપુજીને બોલાવવા ઇચ્છે છે. તેઓ પાસેના ઓરડામાં નાસ્તો કરતા હતા. મેં એમને કહેવડાવ્યું કે ફરવા જતા પહેલાં જરા બાની પાસે આવી જજો.

બા મારા ખોળામાં પડ્યાં હતાં. એકાએક બોલી ઊઠ્યાં, "સુશીલા, ક્યાં જશું? મરી જશું?" પહેલાં બા જ્યારે આવી

વાત કરતાં ત્યારે હું કહેતી: "એમ શું બોલો છો, બા! આપણે બધાં સાથે ઘેર જશું." પણ આજે એવું કહેવાની મારી હિંમત ન ચાલી. મેં કહ્યું: "બા, એક દિવસ તો આપણે બધાંયને મરવું જ છે ને? આગળ પાછળ બધાંને જ જવું છે એમાં છે શું?" બાએ ડોકું ધુણાવ્યું, જાણે હા કહેતાં હોય એમ. પછી શાંત થઈ આંખો બંધ કરી મને ટેકવીને અડધાં સૂઈ ગયાં.

થોડી વારમાં બાપુજી આવી પહોંચ્યા. કેટલીક વાર સુધી પાસે ઊભા રહ્યા. પછી કહ્યું, "હવે હું ફરવા જાઉં?" હંમેશા બાપુ બાની પાસે બેસવા ઇચ્છતા ત્યારે બા કાં તો કહેતાં કે, "ના, ફરવા જાઓ" અથવા તો "સૂઈ જાઓ." પણ આજે બાપુજીએ ફરવા જવાનું પૂછ્યું ત્યારે બાએ ના કહી. બાપુ એમની પાસે ખાટલા પર બેઠા. બાએ એમની છાતી પર પોતાનું માથું નાખી દીધું અને એમને ટેકે આંખો બંધ કરીને પડ્યાં રહ્યાં. તે વખતે બંનેના ચહેરા ઉપર અપૂર્વ શાંતિ અને સંતોષ નજરે પડતાં હતાં. એ દૃશ્ય એટલું પવિત્ર, એટલું દિવ્ય હતું કે, અમે લોકો એ દેખતાં જ હળવે પગલે થોડાં દૂર હટી ગયાં. બાપુજી દસ વાગ્યા સુધી ત્યાં જ બેસી રહ્યા. વચમાં વચમાં બાને રામનામનો આધાર લેવાનું કહેતા હતા. એમને સહેજ ખાંસી આવે તો પંપાળતા હતા.

ભાઈ, હું અને દેવદાસભાઈ જમવાના ઓરડામાં બેઠાં બેઠાં વાતો કરતાં હતાં. દેવદાસભાઈ કહેતા હતા કે, એક સરકારી અમલદારે મને સાફ સાફ કહ્યું કે એ લોકો બાને શું કામ છોડતા નથી: "અમે જો છોડીએ અને બહાર આવ્યા પછી એમની સ્થિતિ ગંભીર થઈ જાય, તો લોકો તમારા પિતાજીને છોડવાની પણ માગણી કરે, અને તે વખતે અમે એમને ન છોડીએ તો લોકો અમને રાક્ષસ કહે."

દસ વાગ્યે બાએ બાપુજીને જવાની રજા આપી. હું એમની જગાએ બેઠી. એકલી હતી. મને વિચાર આવ્યો, "જાણ્યે અજાણ્યે થયેલી બધી ભૂલોની બા પાસે માફી માગી લઉં." પણ બોલવાનો

પ્રયત્ન કરતાં જ ગળું ભરાઈ આવ્યું અને મોંમાંથી શબ્દ ન નીકળ્યો
બા સવારે સાત વાગ્યે બોલ્યાં હતાં, "શું મરી જશું?" એ વિચાર
ફરી પાછું એમને સ્મરણ કરાવવું એ પણ મને ઠીક ન લાગ્યું. બ
વચમાં વચમાં ઘેનમાં પડી જતાં હતાં. આજે પહેલે જ દિવસે એમ
દાતણ વગેરે ન હતું કર્યું. મેં ગ્લિસરીનથી મોં સાફ કરવા
પૂછ્યું ત્યારે એમણે ના પાડી.

પેનિસિલિન કલકત્તાથી વિમાન દ્વારા મોકલવામાં આવ્યું હતું
કર્નલ શાહ તથા કર્નલ ભંડારી ખબર લાવ્યા કે પેનિસિલિન આવ
ગયું છે. બાપુજીએ તો તમામ દવા બંધ કરાવી દીધી હતી. બાન
પણ દવા લેવાની જરાય ઇચ્છા ન હતી. આવી સ્થિતિમાં શું કર
એ વિચારવા જેવું હતું. દેવદાસભાઈની મરજી હતી કે પેનિસિલિનનો
ઉપયોગ કરવામાં આવે. ડૉકટર ગિલ્ડર તથા મારી સાથે આ વિ
વાતો કરીને બહારના કોઈ મિલિટરી ડૉકટર સાથે વાત કરવા જવાન
તૈયારીમાં તેઓ હતા. ડૉ. દિનશા મહેતા એમની સાથે જવાના હતા
એટલામાં બાએ બૂમ મારી, "મહેતા ક્યાં છે? મારી માલિશ વગે
કરે." ડૉ. દિનશા સીડી પર જ હતા. એમને પાછા બોલાવ્યા. બા
આ હાલતમાં માલિશ કરવાની એમને જરાયે જરૂર લાગતી ન હતી
પરંતુ બાનો આગ્રહ જોઈ ૧૫ મિનિટ સુધી પાઉડર લઈને થો
માલિશ કરી. અને પછી ચાલ્યા ગયા. બા અડધાં ઘેનમાં મા
ખોળામાં પડયાં રહ્યાં હતાં. થોડી વાર પછી પાછાં બોલ્યાં: "મહે
ક્યાં છે? એ બધું કરશે." લગભગ અંતકાળે મહેતાને યાદ કર્યા
મહેતા પ્રત્યેની એમની શ્રદ્ધાનો પુરાવો ગણાય. મેં ભીના કપડાં
એમનું મોં સાફ કરી નાખ્યું. એટલામાં કર્નલ ભંડારી આવ્ય
દેવદાસભાઈએ બાનો ફોટો લેવાની પરવાનગી માગી હતી. તે
પૂછવા આવ્યા હતા કે એ વિષે બાપુજીની શી મરજી છે? બાપુ
કહ્યું: "હું તો આવી વસ્તુઓ વિષે બિલકુલ ઉદાસીન છું, પ
છોકરાઓ અને સગાંવહાલાં ઇચ્છતાં હોય તો સરકારે રજા આપ
જોઈએ."

પ્રભાવતી બહેનને બાની પાસે બેસાડી હું સ્નાન કરવા ગઈ. મારી ગેરહાજરીમાં ડૉ. ગિલ્ડર બાની પાસે હતા. બાની નાડી બહુ જ અનિયમિત થઈ ગઈ હતી. વચમાં વચમાં તો ગેબ જ થઈ જતી અને વળી પાછી ઠેકાણે આવતી. કાલ રાત પછી નાડીની સ્થિતિ વખતોવખત આવી થઈ જતી. સૌને લાગતું કે હવે દિવસો નહિ પણ ઘડીઓની વાત છે. બાપુજીએ મને કહ્યું હતું કે, તારે કંઈ નહિ તો ા કલાક પણ ફરી આવવું તો ખરું જ. એટલે નાહીને હું પંદર મિનિટ ફરવા લાગી. ફરતે ફરતે હું પ્રાર્થના કરતી હતી:

मूकं करोति वाचालं पङ्गुं लङ्घयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानन्दमाधवम् ॥

આ શ્લોક વારે વારે હૃદયમાંથી નીકળતો હતો. શું એ માધવ બાને હજી પણ ન બચાવી શકે? પરંતુ ભગવાન જ મનુષ્ય કરતાં વધારે સારી રીતે જાણે છે કે મનુષ્યને માટે શું સારું છે અને શું નહિ; અને તે એ જ પ્રમાણે કરે છે. ક્યારેક તો બાને જવાનું છે જ ને! સ્વતંત્રતાના અહિંસક યુદ્ધમાં જેલમાં મૃત્યુને પામવું અને એ રીતે સ્વતંત્રતાની વેદી ઉપર બલિ થઈને શહીદ બનવાનું કોઈકના જ નસીબમાં હોય છે. બાની આજીવન તપસ્યા પછી એ સૌભાગ્ય એમને પ્રાપ્ત ન થાય તો કોને પ્રાપ્ત થાય? ભગવાને એમને જે મહાન પદને યોગ્ય ગણ્યાં તેમાં મારા જેવી મોહવશ વ્યક્તિઓની પ્રાર્થના થોડો જ ફેરફાર કરાવી શકવાની હતી!

બાપુજી કેટલાયે દિવસથી પ્રવાહી ખોરાક જ લેતા હતા. એમના મન ઉપર બાની બીમારીનો ભાર એટલો બધો હતો કે, ખોરાક ઓછો કરી નાખ્યા વિના તેઓ પોતાની તબિયત બરાબર સાચવી શકે તેમ ન હતું. વળી એ દિવસોમાં ખાવામાં અડધો પોણો કલાક વખત જાય એ પણ એમને ખટકતું. સ્નાન કર્યા પછી દસ મિનિટમાં જ ખાવાનું પતાવી નાંખી તેઓ બાની પાસે બેસતા. એક વખત

બેઠા પછી એમને ઊઠી જવાનું દિલ થતું નહિ. એટલે સાધારણ રીતે પોતાનું બધું પરવારીને જ તેઓ બા પાસે આવતા.

હું ફરીને પાછી આવી ત્યારે બાપુજી બાની પાસે બેઠા હતા. બા એકાએક ખાટલામાં ચતાં સૂઈ ગયાં. દમને લીધે કેટલાયે મહિનાથી બા ચતાં સૂઈ શકતાં નહિ. માણસને અથવા તો બીજે ટેકે અઢેલીને બેસે ત્યારે પણ સામે ટેબલ પર માથું રાખવું પડતું. આજે એમને આ રીતે સૂતેલાં જોઈ અમે સૌ ચોંક્યાં. દેવદાસભાઈને સંદેશો મોકલ્યો. તેઓ લેડી ઠાકરસીને ઘેર સૂઈ જવાની તૈયારીમાં હતા. ખબર પહોંચતાં જ મનુની સાથે આવી પહોંચ્યા. ડૉ. દિનશા મહેતા પણ આવી પહોંચ્યા. બાપુજીએ બાને પૂછ્યું: "રામધૂન કે ભજન સાંભળવું છે?" બાએ ના પાડી. પછી બાપુજીએ જોડેના ઓરડામાં ધીમે સ્વરે ગીતાપાઠ શરૂ કરવાનું કહ્યું. કનુ, દેવદાસભાઈ, પ્યારેલાલજી વગેરે વારાફરતી ગીતાનો પાઠ કરવા લાગ્યા, જેથી બાના કાનોમાં એ ધ્વનિ રહે.

રાતથી જ બાને ગળવામાં તકલીફ પડતી હતી. પાણી પીવાનું પણ ગમતું નહિ. બપોરે દેવદાસભાઈ ગંગાજળ લાવ્યા. એમાં થોડાં તુલસીનાં પાન કટકા કરીને નાખ્યાં. બાપુજીએ કહ્યું: "દેવદાસ ગંગાજળ લાવ્યો છે." બાએ મોઢું ઉઘાડયું. બાપુજીએ ચમચા વડે પાવા માંડયું. એ બધું બા પી ગયાં. ફરી પાછું મોં ઉઘાડયું. બાપુજીએ એક ચમચો પાયું અને કહ્યું: "હવે ફરી બીજી વાર લેજે." બા શાંતિથી આંખો બંધ કરીને સૂઈ ગયાં. ઘેનમાં બા 'હે ગંગાજી' એમ પણ બોલતાં હતાં. ગંગાજળનું પાન કરવાથી એમને અપૂર્વ શાંતિ થઈ હતી. બીજાં સગાંઓને બાની પાસે બેસવાની તક આપવા માટે બાપુજી તેમની પાસેથી ઊઠીને નજીકમાં જ રાખેલી પોતાની ગાદી ઉપર જઈને બેઠા.

થોડી વારમાં સંતોકબહેન, કેશુભાઈ, રામીબહેન (હરિલાલભાઈની મોટી દીકરી) આવી પહોંચ્યાં. કોણ જાણે કયાંથી, બામાં શક્તિ આવી ગઈ. ઊઠીને એ બધાંની સાથે વાતો કરવા લાગ્યાં. સંતોકબહેનને કહ્યું: "દેવદાસે મારે માટે બહુ ધક્કા ખાધા છે, બહુ સેવા કરી છે."

દેવદાસભાઈને કહેવા લાગ્યાં : "તેં મારી બહુ સેવા કરી છે. હવે તું ભજવજે, બધાંને સાચવજે." દેવદાસભાઈએ કહ્યું : "બા, મેં શું સેવા કરી? હું તો કાલે રાતના જ આવ્યો છું. સેવા તો આ તમારા સાથીઓએ કરી." પરંતુ બાને અંતકાળે દેવદાસભાઈને જોઈને પરમ સંતોષ થયો હતો. એમની એક રાતની સેવાની એમને મન સૌથી વધારે કદર હતી. દેવદાસભાઈએ કહ્યું: "બા, રામદાસભાઈ આવે છે." "શું કામ છે?" બાએ કહ્યું. રામદાસભાઈને તકલીફ આપવી એ બાને બહુ ખટકતું.

બાપુજી સામે જોઈને બા કહેવા લાગ્યાં: "મારે જવાનું દુઃખ શું? મારા તો લાડવા ઉડાવવાના હોય." ત્યાર પછી હાથ જોડી આંખો બંધ કરી ઈશ્વરની પ્રાર્થના કરવા લાગ્યાં, "હે ભગવાન, ઢોરની જેમ પેટ ભરી ભરીને ખાધું છે. માફ કરજે. હવે તો તારી જ ભક્તિ જોઈએ, તારો જ પ્રેમ જોઈએ." એમના ચહેરા ઉપર અપૂર્વ શાંતિ હતી. એમણે એ વખતે સઘળી માયા મમતા છોડી દીધી હતી. એમની વૃત્તિ સંપૂર્ણ સાત્ત્વિક થઈ ગઈ હતી.

કનુએ બાના થોડા ફોટા લીધા. સૌને થતું હતું કે, બાપુજી બાની પાસે બેઠા હોય એવો એક ફોટો લઈ શકાય તો સારું. બાપુજીને બા પાસે બેસવાનું કહેવાનું કામ મને સોંપવામાં આવ્યું. પણ હું શી રીતે કહું એ જ મોટો પ્રશ્ન હતો. બાપુજીને ફોટાની ભારે ચીડ છે. કોઈ અકસ્માત એમનો ફોટો લઈ લે એ જુદી વાત છે. પરંતુ ફોટાને માટે બાપુ કદી બેસતા નથી.

બાપુજી આગ્રહ કરતા હતા કે, સૌ થોડો થોડો વખત વારા ફરતી આરામ લેતા રહે. એ આગ્રહને આધારે ચાર વાગ્યે મેં કહ્યું : "બાપુજી, હું થોડો આરામ લેવા જાઉં છું. આપ બાનો ચાર્જ લો." કનુને આશા હતી કે ચાર્જ લઈને બાપુ બાની પાસે બેસશે, તે વખતે હું ફોટો લઈ લઈશ. પરંતુ બાપુજીએ તો કહ્યું : "ચાર્જ તો હું લઉં છું, પણ અહીં બેઠો બેઠો જ. બીજાં બધાં બાની પાસે

બેઠાં છે એમને બેસવા દો. બા મને બોલાવશે ત્યારે હું બાની પાસે જઈશ."

સાડાપાંચ વાગ્યે કર્નલ શાહ તથા કર્નલ ભંડારી પેનિસિલિન લાવ્યા. બાપુજીને પૂછ્યું. તેમણે કહ્યું: "ડૉ. ગિલ્ડર અને સુશીલા આપવા ઇચ્છે તો આપો." ડૉ. ગિલ્ડર બાપુજીનો વિચાર જાણતા હતા એટલે પેનિસિલિન આપવાની વાતમાં એમનો ઉત્સાહ ન હતો. દેવદાસ-ભાઈ સાથે વાતો થઈ. બે પ્રશ્ન હતા: એક તો એ કે મૃત્યુશય્યા પર પડેલાં બાને હવે શાં ઇન્જેક્શન ટોચવાં? ઈશ્વરભરોસે પડી રહેવા દો અને શાંતિથી જવા દો. આ હતો બાપુનો મત. તેમાં ઠીક ઠીક સત્ય હતું. બીજો વિચાર એ હતો કે, જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી આશા શું કામ છોડવી? પ્રયત્ન શા માટે ન કરવો? આ હતો સામાન્ય તટસ્થ દાક્તરી મત. દેવદાસભાઈ આ બીજા મતના હતા. ડૉ. ગિલ્ડરે એમને કહ્યું: "તમે ઇચ્છતા હો તો અમે તો પેનિસિલિન આપવાને તૈયાર છીએ." એમણે મને સૂચના કરી એટલે મેં પિચકારી ઉકાળવા મૂકી. બાપુજીએ આ જોયું, અને મને પૂછવા લાગ્યા: "તમે લોકોએ શો નિશ્ચય કર્યો?" મેં કહ્યું: "પેનિસિલિન આપીશું." બાપુએ મને પૂછ્યું: "તમે બંને માનો છો કે આપવું જોઈએ? એનાથી ફાયદો થશે?" એના જવાબમાં હું હા તો શી રીતે કહી શકું? મેં કહ્યું કે આપ ડૉ. ગિલ્ડર સાથે વાત કરી લો.

બાની સ્થિતિ કંઈક સારી જણાતી હતી. પેનિસિલિનથી કદાચ ફાયદો થાય એ આશાના કિરણથી મારા મનનો ભાર કંઈક હળવો થયો. સવારથી ખાધું ન હતું, એટલે ખાવા ગઈ. લગભગ બધાં જ ખાવા બેઠાં. બાપુ ડૉ. ગિલ્ડરને સમજાવીને દેવદાસભાઈને સમજાવવા ગયા. ડૉ. ગિલ્ડરે મને કહ્યું: "બાપુને ખબર ન હતી કે આને માટે કાંઈ ઇન્જેક્શન આપવું પડશે. હવે ખબર પડી, એટલે તેઓ પેનિસિલિન આપવાની ના પાડે છે." મેં પિચકારી ઉપાડીને બંધ કરી દીધી. અંતરમાં થોડીક નિરાશા થઈ. સાથે કાંઈક શાંતિ

પણ વળી કે, બાની આવી સ્થિતિમાં મારે એમને સોય નહિ ઘોંચવી પડે.

બાપુ દેવદાસભાઈને સમજાવતા હતા કે, "તું કેમ ઈશ્વર ઉપર વિશ્વાસ નથી રાખતો? મૃત્યુશય્યા પર પડેલી માને પણ દવા આપવા માગે છે? વગેરે." આ ચર્ચામાં એમનું ફરવા જવાનું મોડું થઈ ગયું. દરરોજ તો સાડા છ વાગ્યે ફરવાને માટે નીચે ચાલ્યા જતા, આજે તો લગભગ સવા સાત થવા આવ્યા હતા. વાત પૂરી કરીને નીચે જવાને માટે તૈયાર થવા સારુ તેઓ નાહવાની ઓરડીમાં ગયા, ત્યાં તો બા બોલ્યાં, "બાપુજી." પ્રભાવતીબહેન પાસે બેઠાં હતાં. પ્રભાવતી-બહેને બાપુજીને બોલાવ્યા. તેઓ આવીને બા પાસે બેઠા. પણ કનુને ફોટો લેવાની મના કરી.

બાને બહુ જ બેચેની થતી હતી. બે વાર ઊઠીને બેઠાં થયાં. ફરી પાછાં સૂઈ ગયાં. બાપુજીએ પૂછ્યું: "શું થાય છે?" તદ્દન અપરિચિત દેશના કિનારા ઉપર ઊભેલા ભોળા બાળકની માફક તેમણે અત્યંત કરુણ અવાજે થોથરાતી જીભે જવાબ આપ્યો: "કંઈ ખબર નથી પડતી." મેં નાડી જોઈ. બહુ જ નબળી પડી ગયેલી જણાઈ. પરંતુ દિવસમાં કેટલીયે વાર નાડી નબળી તો પડી હતી. હું સમજી શકી નહીં કે હવે તો મિનિટોનો જ મામલો છે. બાના ઓરડાના દરવાજાની પાસે વરંડામાં કનુ અને હું વાત કરી રહ્યાં હતાં: "બાપુજીએ મના ન કરી હોત તો કેટલો સરસ ફોટો મળી જાત! સાધારણ રીતે તો કહ્યા વગર કોઈ ફોટો લઈ લે છે તો રોકતા નથી અને આજે તને કેમ રોક્યો?" એ વખતે અમે એટલું ન સમજી શક્યાં કે, બાની પાસેની બાપુજીની એ આખરી પળો અત્યંત પવિત્ર હતી અને ફોટાથી તેની પવિત્રતા તેઓ ઓછી કરવા ઇચ્છતા ન હતા.

એટલામાં બાના ભાઈ માધવદાસમામા આવ્યા. બાએ એમને ઓળખ્યા. આંખમાં પાણી આવી ગયાં, પણ વાત ન કરી શક્યાં.

હું અંદર આવી. બાએ છેલ્લી ઘડીએ ઊઠવાનો પ્રયત્ન કર્યો, પણ બાપુજીએ કહ્યું : "હવે પડી જ રહે." બાએ બાપુજીના ખોળામાં માથું નાખી દીધું. બાની આંખો ઠરડાવા માંડી, બે ચાર હેડકીઓ આવી, ગળામાંથી અંતઘડીનો ઘરઘરો નીકળવા લાગ્યો. મોં ખૂલી ગયું, બેચાર ડચકાં ખાધાં, અને બાનો આત્મા આ દુનિયાના બંધનમાંથી મુક્ત થયો ! બાપુજીએ વાત કરી હતી કે બા કોના ખોળામાં જશે ? એ સૌભાગ્ય કોના નસીબમાં હશે ? બાપુજી વિના બીજા કોના નસીબમાં એ હોઈ શકે ? ફરવા જવામાં અકસ્માત જ એમને મોડું ન થઈ ગયું હોત તો તેઓ બાની પાસે છેલ્લી ઘડીએ પહોંચી ન શક્યા હોત. પણ બા પ્રત્યેની તેમની વફાદારી તથા તેમની ભક્તિનું ફળ આપવાનું ભગવાન શેનો ભૂલે ?

બાપુજીએ બાના માથા નીચેથી તકિયો કાઢી લીધો. ખાટલાને પણ સીધો કર્યો. મીરાંબહેને બપોરથી જ ખાટલાની દિશા ઉત્તર-દક્ષિણ કરી નાખી હતી. સૌ રામધૂન ગાવા લાગ્યાં. હું જડવત્ ઊભી જોઈ રહી હતી. ડૉકટર હોવા છતાં અને કેટલાંયે મૃત્યુ જોયેલાં હોવા છતાં આવું મૃત્યુ તટસ્થતાથી જોવાનું હજી મારે શીખવાનું છે.

બરાબર સાત પાંતરીસે બાએ પ્રાણ છોડયા. દેવદાસભાઈ બાના ખાટલા ઉપર માથું નાખી બાળકની માફક બા, બા, કરતા પોકેપોક રડવા લાગ્યા. બાપુજીની આંખના ખૂણામાંથી બે મોતી નીચે સરકી પડયાં. છેવટે બાપુ ઊઠયા. ઓરડો ખાલી કરવાનું કહ્યું. જેલના દરવાજા પર મથુરાદાસભાઈ સહકુટુંબ ઊભા હતા. તેમને અંતિમ દર્શન માટે અંદર આવવાની રજા નહોતી મળી. સરકારને ડર હતો કે બાના મૃત્યુના સમાચાર બહાર પહોંચતાં કદાચ કાંઈ હુલ્લડ મચી જાય તો ! આખરે બાપુજીએ એમને માટે એ શરતે અંદર આવવાની રજા મેળવી કે, જ્યાં સુધી સરકાર રજા આપે ત્યાં સુધી અમારામાંથી કોઈ બહાર નહિ જાય.

બાપુજીએ, મેં, મનુએ, સંતોકબહેને વગેરેએ મળીને બાને સ્નાન કરાવ્યું. વાળ સાફ કરીને ઓળ્યા અને શબને લૂછી નાખ્યું.

છેલ્લી સફર વખતે પહેરવા માટે બાપુના હાથના કાંતેલા સૂતરની જે સાડી બાએ સાચવી રાખી હતી તે સાડીમાં શબને લપેટયું. લેડી ઠાકરસીએ ગંગાજળમાં ભીંજવેલી એક બીજી સાડી મોકલી. તેને બાપુવાળી સાડીની ઉપર રાખી. સંતોકબહેને બાપુજીના સૂતરની બનાવેલી ચૂડીઓ બાને પહેરાવી, તુલસીની કંઠી ગળામાં નાખી, તથા માથા ઉપર ચંદન અને કંકુનો લેપ કર્યો.

મનુ તથા કનુએ બાપુજીનો ઓરડો જેમાં બાએ પ્રાણ છોડ્યા હતા તે સાફ કર્યો. મીરાંબહેને શબને રાખવા માટે સફેદ ચૂનાનો લાંબો ચોરસ બનાવ્યો. માથા આગળ સુંદર ૐ અને પગ આગળ સુંદર સ્વસ્તિક બનાવ્યો. શબને ત્યાં લાવીને મૂકવામાં આવ્યું. મીરાંબહેને બાના વાળમાં ફૂલ ગૂંથ્યાં. બાના ચહેરા ઉપર મંદ સ્મિત ફરકતું હતું અને અપૂર્વ શાંતિ પથરાયેલી હતી. જાણે ઊંઘી ગયાં હોય એવાં દેખાતાં હતાં. સૌએ બેસીને પ્રાર્થના કરી, ગીતાજીનું પારાયણ કર્યું. દોઢ કલાકમાં આ બધો વિધિ પૂરો થયો.

શાન્તિકુમારભાઈએ શબને અગ્નિદાહ કરવા માટે ચંદનનાં લાકડાં લાવવાની વાત કરી. બાપુએ ના પાડી: “બા ગરીબની પત્ની હતી, ગરીબ માણસ સુખડચંદન ક્યાંથી લાવે?” અમારા સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ બોલી ઊઠ્યા: “મારી પાસે ચન્દનનાં લાકડાં છે.” બાપુએ જવાબ આપ્યો: “તમે એટલે સરકાર તો જે વાપરવા ઇચ્છો તે વાપરી શકો છો. તમારી પાસેથી ચંદનનાં લાકડાં લેવામાં મને વાંધો ન જ હોઈ શકે.” એક આખા ચંદનના ઝાડનાં લાકડાં ત્યાં આવી પહોંચ્યાં.

મરણ થતાં જ કર્નલ ભંડારી સરકારની તરફથી બાપુજીને પૂછવા આવ્યા કે શબના અગ્નિસંસ્કારની બાબતમાં તેમની શી ઇચ્છા છે. બાપુજીએ ત્રણ રસ્તા બતાવ્યા:

(૧) શબ એમના દીકરાઓ તથા સગાંઓને સોંપવામાં આવે. એનો અર્થ એ છે કે, જાહેર રીતે લોકસમુદાયની વચ્ચે અગ્નિસંસ્કારની

ક્રિયા કરવામાં આવશે અને તેમાં સરકાર કોઈ પણ જાતની દખલગીરી નહીં કરે.

એમ ન થઈ શકે તો,

(૨) મહાદેવભાઈની માફક મહેલની સામે જ અગ્નિસંસ્કાર કરવામાં આવે અને સગાંવહાલાં તથા મિત્રોને હાજર રહેવાની પરવાનગી મળે.

(૩) પરંતુ સરકાર એકલાં સગાંઓને જ આવવા દેવા ઇચ્છતી હોય ને મિત્રોને રજા ન આપવાની હોય તો પોતે કોઈની પણ હાજરી ઇચ્છતા નથી. જેલમાંના પોતાના સાથીઓની મદદથી પોતે એકલા જ અગ્નિસંસ્કાર કરશે.

સરકાર જે કાંઈ કરે તે છાજતી રીતે કરે અને એમાં ઘર્ષણનો પ્રસંગ ઊભો ન થાય એવી એમની ખાસ વિનંતી હતી. લોકસમુદાયની સામે અંત્યેષ્ટિસંસ્કાર કરવામાં આવશે તો પોતે એટલું કહેવા તૈયાર હતા કે, સરકારને હુલ્લડનો ડર રાખવાનું કશું જ કારણ નથી; "મારા દીકરાઓ ત્યાં પ્રાણ પાથરશે, પણ હુલ્લડ નહિ થવા દે."

એમને પૂછવામાં આવ્યું: "શું, બહાર અગ્નિદાહ કરવામાં આવે તો તમે પોતે ત્યાં જવા ઇચ્છો છો ખરા?"

બાપુએ જવાબ આપ્યો: "ના, મારા દીકરા, મિત્રો તથા સગાંવહાલાં એ બધું કરી લેશે, હું બહાર નહિ જાઉં."

પરંતુ સરકાર એક મોટા સરઘસનું જોખમ ખેડવા તૈયાર ન હતી. એ નિમિત્તે પણ લોકોમાં જાગૃતિ આવે અને જુસ્સો પેદા થાય એ સરકારને પોસાતું ન હતું. એટલે એણે બીજી શરતનો સ્વીકાર કર્યો અને મિત્રો તથા સગાંવહાલાંની હાજરીમાં મહેલની સામે જ અગ્નિદાહ કરવાની રજા આપી.

ગીતાપાઠ કરી લીધા પછી, એટલે લગભગ ૧૧ વાગ્યે રાતે દેવદાસભાઈ, મનુ તથા સંતોકબહેન સિવાય બીજાં બધાંને બહાર જવાનો હુકમ મળ્યો. અમે બધાં વારાફરતી શબની પાસે બેઠાં. સવારે

શબની પાસે જ સૌએ પ્રાર્થના કરી. બાપુજી શબના માથાની પાસે જ પોતાનું આસન રાખીને બેઠા હતા.

૨૩મી ફેબ્રુઆરીએ સવારે સાત વાગ્યાથી બહારથી સઘળા આવવા લાગ્યા. મિત્રો તથા સગાંવહાલાંની સંખ્યા લગભગ દોઢસો જેટલી હતી. મનુએ શબની આરતી ઉતારી. બીજા સૌએ શબને પ્રણામ કર્યાં. ફૂલોનો મોટો ઢગ થઈ ગયો. હિંદુ, મુસલમાન, પારસી, ઇસાઈ, અંગ્રેજ એ સૌ કોમોના મિત્રો હાજર હતા. મહાદેવભાઈની ક્રિયા જેમણે કરાવેલી તે બ્રાહ્મણો પણ આવી પહોંચ્યા. દેવદાસભાઈ પાસે બધી ક્રિયા કરાવવામાં આવી.

શબને ચિતા પર ગોઠવ્યા પછી બાપુજીએ એક ટૂંકી પ્રાર્થના કરાવી, જેમાં હિંદુ, ઇસાઈ, પારસી, મુસલમાન એ બધા ધર્મની પ્રાર્થના હતી. દેવદાસભાઈએ આગ મૂકી. થોડી મિનિટોમાં જ્વાલાઓ ભભૂકી ઊઠી. બાએ ' કરેંગે યા મરેંગે 'નો મંત્ર પૂરો પાળી બતાવ્યો હતો. હવે એ સ્વતંત્ર થયાં હતાં. કઈ સલ્તનત હવે એમને બંધનમાં નાંખી શકે એમ હતી ?

ચિતા મહાદેવભાઈની સમાધિની બાજુમાં જ હતી. માને થયું હશે કે બેટાને એકલો છોડીને મારાથી કેમ જવાય ? એટલે તે એની પાસે જ રહી ગઈ.

શાન્તિકુમારભાઈએ આખો દિવસ દીકરાની માફક કામ કરીને દેવદાસભાઈનો બોજો હળવો કર્યો. શબની નીચે લાકડાં થોડાં ઓછાં પડ્યાં. બળતી ચિતામાં બીજાં લાકડાં નાખતાં કનુની આંખની પાંપણોને પણ સહેજ આંચ લાગી.

બાના શરીરમાંથી પાણી બહુ છૂટ્યું એટલે દહનક્રિયા સાંજે ચાર વાગ્યે પૂરી થઈ. ત્યાં સુધી બાપુજી ચિતાની પાસે જ રહ્યા. કેટલીયે વાર મિત્રોએ કહ્યું કે આપ થાકી જશો, પરંતુ બાપુજીએ ત્યાંથી ખસવાની ના જ પાડી. " બાસઠ વર્ષના સાથીને આ ઘડીએ આવી રીતે હું છોડી શકું ખરો ? બા પણ એ માટે મને માફ ન

કરે," તેમણે હસીને જવાબ આપ્યો. પરંતુ તેમના હૃદયમાં તીવ્ર વેદના થતી હતી. તેઓ જ્ઞાની છે, મહાત્મા છે, પરંતુ મનુષ્ય તો છે જ. બધા ચાલ્યા ગયા ત્યાર પછી રાત્રે ખાટલામાં સૂતા સૂતા કહેવા લાગ્યા : "બા વિહોણા જીવનની હું કલ્પના જ નથી કરી શકતો. હું ઇચ્છતો હતો ખરો કે બા મારા હાથમાં જ ચાલી જાય, જેથી મને ચિંતા ન રહે કે મારી પછી એનું શું થશે. પરંતુ એ મારા જીવનની અવિભાજ્ય અંગ હતી. એના જવાથી મારા જીવનમાં જે ખાલીપણું પેદા થયું છે તે કદી ભરાઈ શકવાનું નથી." પાછા બોલવા લાગ્યા, "ઈશ્વરે પણ મારી કેવી કસોટી કરી ! મેં તમે લોકોને પેનિસિલિન આપવા દીધું હોત તોપણ તે જવાની તો હતી જ, પરંતુ એમ કરવામાં ઈશ્વિર પ્રત્યેની મારી શ્રદ્ધામાં ન્યૂનતા આવત. દેવદાસને સમજાવીને જ આવું છું. પેનિસિલિન ન આપવાનો નિશ્ચય પાકો થાય છે અને બા જવાની તૈયારી કરી રહી છે, એ પણ એક યોગ જ છે ! અને બા મારા જ ખોળામાં ગઈ, તેથી તો મારા હર્ષનો પાર નથી."

રામદાસભાઈ સાંજે પહોંચ્યા. ચિતા હજી બળતી જ હતી. દેવદાસભાઈ તથા રામદાસભાઈને ત્રણ દિવસ મહેલમાં રહેવાની રજા મળી. ચોથે દિવસે ચિતાની રાખ તથા ફૂલ એકઠાં કરી તેઓ વિદાય થયા. નર્સો પણ એક પછી એક વિદાય થઈ. કોઈએ કહ્યું : "બાએ પોતાના પ્રાણ આપીને પણ એક વાર જેલના દરવાજા તો ખોલાવ્યા. તેઓ ત્યાગમૂર્તિ હતાં. પોતાનું જીવન અર્પણ કરીને, આટલા માણસોને બાપુના દર્શનનો સુવર્ણ અવસર અપાવ્યો."

બાની ચિતાના સ્થાન ઉપર એક કાચી સમાધિ બનાવવામાં આવી. મહાદેવભાઈની સમાધિ ઉપર શંખલા વડે ૐ બનાવ્યો હતો. બાની સમાધિ ઉપર શંખલા વડે 'હે રામ' લખવામાં આવ્યું. રોજ સવાર સાંજ અમે બધાં સમાધિની યાત્રા કરતાં હતાં, ફૂલ ચડાવતાં હતાં. સવારે ગીતાજીના બારમા અધ્યાયનો પાઠ પણ કરવામાં આવતો હતો. મહાદેવભાઈની સમાધિ ઉપર ફૂલોનો ક્રોસ બનાવવાનું બાપુજીએ

શરૂ કર્યું હતું. બાની સમાધિ ઉપર સ્વસ્તિક બનાવવાનો નિર્ણય થયો. આ કાંઈ અવસાન પામેલાની મૂર્તિપૂજા ન હતી; તેમના ગુણોનું સ્મરણ હતું, એ ગુણો પ્રત્યેની શ્રદ્ધાંજલિ હતી; ઈશ્વર પ્રત્યેની પ્રાર્થના હતી કે, એ બે મહાન વ્યક્તિઓ — મા તથા દીકરો — એમના ગુણોનું આપણે પણ અનુસરણ કરી શકીએ.

બાની બીમારીના દિવસોમાં બાપુજી ઉપર બહુ શ્રમ પડ્યો હતો. તેઓ ઠીક ઠીક દૂબળા થઈ ગયા હતા. છેવટે તેઓ મલેરિયામાં પટકાયા. આગાખાન મહેલમાં ત્રીજું મરણ થાય એવું સરકાર ઇચ્છતી ન હતી. એટલે ૬ઠ્ઠી મેએ જેલના દરવાજા ઊઘડી ગયા અને બાપુજી તથા એમનાં બધાં સાથીઓને છોડી મૂકવામાં આવ્યાં.

છૂટતાં પહેલાં બાપુજીએ સરકારને કાગળ લખ્યો હતો કે, આ બે સમાધિનાં સ્થાનો એ પવિત્ર સ્થાનો છે, તેનો બીજો કશો ઉપયોગ ન થવો જોઈએ, અને લોકોને એ સમાધિ પાસે જવાની રજા હોવી જોઈએ.

છેલ્લે દિવસે સવારે સાત વાગ્યે અમે સૌ બંને સમાધિઓની વિદાય લેવા ગયાં. પૂરાં ૯૩ અઠવાડિયાં બાપુજી એ જેલમાં રહ્યા હતા. એ અમારું ઘર જેવું જ બની ગયું હતું. અને અમારામાંનાં બેને પાછળ મૂકીને ત્યાંથી જવું સૌને કઠતું હતું. પણ એ બે તો દેશનાં અને બાપુનાં સાચાં સેવક હતાં. દેશની તેમ જ બાપુની સેવામાં તેમણે પ્રાણ અર્પણ કર્યા હતા. અને શું જેલના દરવાજા ખુલ્લા કરાવવામાં તેમનો હાથ ન હતો? જીવનમાં તેમ જ મરીને એ બંનેએ બાપુજીની અર્થાત્ દેશની સેવા જ કરી હતી. આજે પણ એ બે આત્માઓ બાપુજીની રક્ષા અને સેવા નથી કરી રહ્યા, એમ કોણ કહી શકે એમ છે?

# અંત્યેષ્ટિ

ભ્રાતૃભાવ અને સહાનુભૂતિ દર્શાવનારા મારા ઉપર આવેલા તથા અટકાયતી છાવણીને સરનામે મારા પિતાજી ઉપર સીધા મોકલવામાં આવેલા અસંખ્ય સંદેશાઓ તેમનો જાહેર રીતે સ્વીકાર કરવા કરતાં કંઈક વિશેષ માગી લે છે. એમાંના ઘણા તો ખૂબ પરિશ્રમપૂર્વક અને વિગતે લખવામાં આવ્યા છે, અને છતાં તેના લેખકો જે કહેવા ઇચ્છે છે તે બધું તે વ્યક્ત કરતા નથી. શોક પ્રગટ કરાયો છે તે એવો તો હૃદયદ્રાવક છે કે, તે તેમની અને જેઓ સીધી રીતે વિયોગદુ:ખમાં ડૂબેલાં છે તેમની વચ્ચેની સહાનુભૂતિને પરસ્પરની બનાવી મૂકે છે. મારી માતાની છેવટની પળોનાં અમૂલ્ય અને પવિત્ર સ્મરણો મારી પાસે જ રાખી મૂકું અને મારી સાથે દુખિયારા બનેલાઓના મોટા સમુદાયને, જાહેર રીતે જેટલા પ્રમાણમાં એમ થઈ શકે તેટલા પ્રમાણમાં, તેના ભાગીદાર ન બનાવું તો, મને લાગે છે કે, મારે માટે તે અયોગ્ય ગણાય. હજી પણ મારા શોકનો ઊભરો શમ્યો નથી અને હું જાણે વિધિ ઉપરનો વિશ્વાસ ખોઈ બેઠો હોઉં એવી વિચિત્ર પ્રકારની લાગણી મને પીડી રહી છે. જોકે, એ થોડા વખતને માટે જ છે એની મને ખાતરી છે. હું ઓચિંતો માવિહોણો બની ગયો છું, પરંતુ આ માનસિક દશા સામે ઝૂઝીને તેમાંથી પાર ઊતરવાની હું આશા રાખું છું.

છેવટની ઘડી સુધી તે સંપૂર્ણપણે બેશુદ્ધ કદી થયાં નહોતાં. શનિવારની સરકારી યાદીએ તેમની તબિયત ગંભીર હોવાનું જાહેર કર્યું ત્યારે પણ, તેમની માંદગીના આ છેવટના તબક્કામાંથી સહીસલામત પાર ઊતરી જવાશે એવી આશા, સાવ નિરાશાજનક પરિસ્થિતિમાં પણ, રાખી રહ્યાં હતાં. હૃદયના કાર્યની મંદતાને કારણે છેલ્લા થોડાક દિવસથી મૂત્રપિંડ કાર્ય કરતા અટકી પડ્યા હતા અને તાવ વિનાના ત્રિદોષને કારણે સ્થિતિ વળી વિશેષ નાજુક બની. લોહીનું દબાણ ઊતરીને છેક ૭૫-૫૨ જેટલું થઈ ગયું. દાક્તરોએ તો હવે એમને બચાવી શકવાની આશા છોડી હતી અને

ઉપચારો બંધ કર્યા હતા. સોમવારે સાંજે હું ત્યાં પહોંચ્યો ત્યારે તે ભારે વ્યથા ભોગવી રહ્યાં હતાં. તેમનાં સાથી અટકાયતીઓની પ્રેમભરી શુશ્રૂષા જ એ વ્યથાને ઉપર ઉપરથી કંઈક હળવી કરી શકતી હતી. તે રાત કાઢશે એવી દાક્તરોની ધારણા નહોતી. તેમના પાર્થિવ જીવનની એ છેલ્લી રાત્રિ હતી. આ રાત્રિની પ્રત્યેક ક્ષણે તેઓ તેમનાં સાથીઓની તથા ગાંધીજીની સેવાશુશ્રૂષા પામ્યાં હતાં.

અર્ધ બેશુદ્ધ અવસ્થામાં પ્રશ્નોના જવાબો તેઓ હાનાથી કે ધીમેથી પોતાનું માથું હલાવીને આપતાં. એક વખતે ગાંધીજી તેમની પાસે આવ્યા ત્યારે પોતાનો હાથ ઊંચો કરીને તેમણે પૂછયું, "એ કોણ છે?" અને ગાંધીજી લગભગ એક કલાક સુધી તેમની સેવામાં બેઠા રહ્યા ત્યારે તેમને ઘણી જ રાહત મળી હોય એમ લાગ્યું. તેમની પાસે બેઠેલા ગાંધીજી, જોકે તેમના હાથ ધ્રૂજતા હતા છતાંયે, તેમના કરતાં વયમાં ઘણા નાના દેખાતા હતા. આ દૃશ્ય ઉપરથી ૩૨ વરસ પૂર્વેના આફ્રિકાના એક બનાવનું મને સ્મરણ થયું. બા એ વખતે ત્યાં ત્રણ માસનો કારાવાસ વેઠીને બહાર આવ્યાં હતાં અને તેમનું શરીર સાવ ભાગી ગયું હતું. એક રેલવે સ્ટેશન ઉપર મારાં માતપિતાને જોઈને એક ઓળખીતા યુરોપિયન ગૃહસ્થે પૂછયું: "મિ. ગાંધી, આ તમારી મા છે?"

સવારે તેમની હાલત વધારે ખરાબ જણાતી હતી. પરંતુ તે શાંત અને સ્વસ્થ હતાં. સોમવારે તે આશાને તાંતણે વળગી રહ્યાં હતાં. મંગળવારે તે નિવૃત્ત થયાં હોય એમ મને લાગ્યું. યુરેમિયાની વધતી જતી અસર છતાંયે તેમનું મન વધારે શાંત અને સ્પષ્ટ હતું.

સોમવારથી તેમણે કોઈ પણ પ્રકારની દવા અને પાણી સુધ્ધાં લેવાનું બંધ કર્યું હતું. પરંતુ મંગળવારે મધ્યાહ્ન સમયે ગંગાજળનું એક ટીપું લેવા માટે તેમણે પોતાનું મોં ઉઘાડયું. એનાથી તેમને થોડા વખતને માટે રાહત મળી. ત્યાર પછી ત્રણ વાગ્યે તેમણે મને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું કે હું જાઉં છું. "કોક દિવસ તો મારે જવાનું જ છે, તો આજે જ કાં નહિ?" એમ તેમણે મને કહ્યું. હું તેમનું છેલ્લું બાળક; મારામાં દેખીતી રીતે જ તેમનો જીવ ચોંટી રહ્યો હતો. પરંતુ ઉપર પ્રમાણે કહીને તથા બીજા મીઠામધુરા અને વહાલસોયા શબ્દોથી બીજાં બધાંઓની હાજરીમાં તેમણે બળપૂર્વક મારા ઉપરની આસક્તિ ખેંચી લીધી. એમની વાણી આટલી સ્પષ્ટ કદી સાંભળી નહોતી તથા એમના શબ્દો આટલા મીઠા અને વીણીને કાઢેલા મને કદી લાગ્યા નહોતા.

આ પછી તરત જ તેમણે પોતાના હાથ જોડ્યા અને કોઈની પણ મદદ વિના બેઠાં થઈ ગયાં. પછી પોતાનું માથું નીચું નમાવીને તેમનાથી કાઢી શકાય એટલા ઊંચા સાદે કેટલીક મિનિટો સુધી તેમણે પ્રાર્થના કરી: "હે ઈશ્વર, મારા આધાર, તારી દયા હું યાચું છું." આ હૃદયવેધક શબ્દો તેમણે ફરી ફરીને ઉચ્ચાર્યા. મારાં આંસુ લૂછવાને હું ઓરડાની બહાર ગયો તે જ ક્ષણે આગાખાનના મહેલની પરસાળમાં પેનિસિલિન આવી પહોંચ્યું હતું. એ ઔષધી અજમાવવાની દાક્તરોની ઇચ્છા નહોતી. ત્રિદોષ એ તો માત્ર પૂરક વસ્તુ હતી. મૂત્રપિંડની કાર્ય કરવાની છેવટની નિષ્ફળતા પેનિસિલિનથી દૂર ન કરી શકાઈ હોત. વળી એમ કરવાની વેળા પણ હવે વીતી ગઈ હતી. આમ છતાંયે ત્રિદોષ માટેની આ ચમત્કારિક ઔષધી આપવાને માટે તૈયારી કરવામાં આવી.

આશરે પાંચ વાગ્યે બા પાસે ફરીથી જવાની મેં હિંમત કરી. આ વખતે તેમણે મંદ હાસ્ય કર્યું. આ ૪૩ વરસો સુધી મને લાડ લડાવનારું એ હાસ્ય હતું; પરંતુ એ મરતી માતાનું પોતાના પુત્રને આશ્વાસન આપવા માટેનું વિષાદપૂર્ણ અંતિમ હાસ્ય પણ હતું.

મારાં બા માનવતાની મૂર્તિ સમાન હતાં. તેમણે મારા પરત્વે દાખવેલી સવિશેષ પ્રીતિને માટે તેમના નિકટના પરિચયમાં આવેલાં સૌની હું તેમના વતી ક્ષમા યાચું છું. જેમણે બીજી રીતે ઈશ્વરની સૃષ્ટિને અજવાળી છે એવી મારી માતાની ક્ષતિઓ ખસૂસ તે દરગુજર કરશે.

પરંતુ એ હાસ્યે પેનિસિલિન વિષેનો મારો રસ ફરીથી જાગ્રત કર્યો, અને એ વિષે આગળ પગલાં ભરવા બાબત દાક્તરો સાથે મસલત કરવાની મને મારી ફરજ લાગી. દાક્તરો એ અજમાવી જોવા માટે તૈયાર હતા, પણ એ સફળ નીવડવાની કશી આશા તેમણે ન આપી. બાને પીડાકારી ઇન્જેક્ષનો આપવાના વિચારમાં મેં સંમતિ આપી છે એની જાણ ગાંધીજીને થતાં સાંજે બગીચામાં ફરવાનું જતું કરીને તે મારી સાથે એ વિષે ચર્ચા કરવાને આવ્યા. "તું ગમે તેવી ચમત્કારિક ઔષધી લાવે તોયે હવે તું તારી બાને સાજી કરી શકવાનો નથી. તું આગ્રહ રાખશે તો હું તો મારી વાત જતી કરીશ, પણ તારો આગ્રહ સાવ ખોટો છે. આ બે દિવસમાં તેણે કોઈ પણ દવા કે પાણી લેવાની ના પાડી છે. હવે તો તે ઈશ્વરના હાથમાં છે. તારી ઇચ્છા હોય તો તું એમાં વચ્ચે પડ; પરંતુ તું જે રસ્તો લેવા ઇચ્છે છે તે ન લેવાની મારી સલાહ છે. અને યાદ રાખજે

કે, ચાર ચાર કે છ છ કલાકે ઇન્જેક્ષન અપાવીને મરતી માતાને શારીરિક પીડા આપવાનું તું કરે છે." હવે મારે માટે દલીલ કરવાપણું રહ્યું નહોતું. દાક્તરોને પણ હાશ થઈ. મારા પિતા સાથેની મારી આ સૌથી મીઠી ચડભડ પૂરી થઈ તે જ ક્ષણે સંદેશો આવ્યો કે બા તેમને બોલાવે છે. તેમણે જઈને તરત જ, બાને આરામ લાગે એ રીતે તેમને જેઓ ટેકવી રહ્યાં હતાં, તેમની જગ્યા લીધી. તેમણે બાને પોતાના ખભા ઉપર ટેકવ્યાં અને તેમનાથી આપી શકાય એટલો આરામ આપવાનો પ્રયત્ન કર્યો. બીજાંઓની જેમ નિગાહ રાખતો હું સામે ઊભો હતો. ત્યાં તો મેં જોયું કે બાના મોં ઉપરની છાયા વધારે ઘેરી થતી જતી હતી. પરંતુ તે બોલ્યાં અને વધારે આરામ મેળવવા માટે પોતાનો હાથ આમ તેમ ફેરવ્યો.

એટલામાં પલકવારમાં અંતકાળ આવ્યો. કેટલીયે આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. ગાંધીજીએ તો પોતાનાં આંસુ ખાળી રાખ્યાં. સૌ તેમની આસપાસ વર્તુલ આકારે ઊભાં રહ્યાં અને તેમની સાથે આજ સુધી જે પ્રિય ભજન ગાતાં આવ્યાં હતાં તે ભજન ગાવા લાગ્યાં. બે મિનિટમાં તે નિશ્ચેષ્ટ થઈ ગયાં! અમારામાંના એક જણે મને કહ્યું તેમ, આપણે વાળુ કરી રહીએ તેની એ રાહ જોઈ રહ્યાં હતાં. અટકાયતી છાવણીમાં છ વાગ્યે વાળુ કરવામાં આવે છે. સાત પાંત્રીસે તેમણે દેહ છોડ્યો.

એમનાં ફૂલો લઈને અલ્લાહાબાદ જતાં રસ્તામાં હું આ લખી રહ્યો છું. સોમવારે તેને ત્રિવેણીમાં પધરાવવામાં આવશે. એક મૂઠીમાં ભરાય એટલાં નાનાં નાનાં માતાનાં અસ્થિઓ છે. અટકાયતી છાવણીમાં વસનારાં-ઓએ શુક્રવારને દિવસે ચિતાની ભસ્મમાંથી એ વિધિપૂર્વક એકઠાં કર્યાં હતાં. કેળનાં પાન ઉપર એમને મૂકવામાં આવ્યાં અને તેમના ઉપર ફૂલો, સિંદૂર તથા બીજાં સુગંધી દ્રવ્યો ચઢાવવામાં આવ્યાં. પછી પવિત્ર સંસ્કારનો વિધિ પતાવ્યા બાદ અંતિમ સફરને માટે તેમને તૈયાર કરવામાં આવ્યાં. આ રીતે હું મારી માતાની સાથે પ્રવાસ કરી રહ્યો છું. પરંતુ મને ખબર છે કે, આવતી કાલ પછી હું તેમની સાથે ફરી કદી પણ પ્રવાસ કરી શકીશ નહિ.

બે મહા નદીઓના સંગમસ્થાને એ ફૂલો પધરાવવાની ક્રિયા કરવામાં આવે એવો ગાંધીજીનો સ્પષ્ટ નિર્ણય હતો. "કરોડો હિંદુઓ જે ધાર્મિક વિધિ કરે છે તે તારી માતાને પણ ગમશે," એમ તેમણે મને કહ્યું. એ પ્રમાણે કરવું એવા પ્રકારની ઇચ્છા વ્યક્ત કરતો પૂજ્ય માલવીયજીનો તાર

આવ્યો, એથી એ નિર્ણયને ટેકો મળ્યો. મોટા ભાગની ભસ્મ તો રિવાજ પ્રમાણે પૂના પાસે ઇંદ્રાયણી નદીમાં પધરાવવામાં આવી હતી. વિજ્ઞાનની દૃષ્ટિએ આ બીજી વસ્તુની યોગ્યતા વિષે હું સાશંક છું. અને એના નિકાલની બીજી કોઈ રીતને પણ હું વધાવી લેત. પરંતુ વિચારપૂર્વકના બીજા કોઈ યોગ્ય વિકલ્પને અભાવે રિવાજનો વિજય થયો.

મારે માટે તેમ જ શુક્રવારે સૂર્યોદય પહેલાં મારી સાથે નદીએ આવનાર એક નાનકડા સમૂહ માટે એ ક્રિયા ઉન્નત કરનારી હતી.

અગ્નિસંસ્કાર થયા પછી બીજે દિવસે એકઠી કરવામાં આવેલી ભસ્મનો થોડો ભાગ અટકાયતી છાવણીમાં સંઘરી રાખવામાં આવ્યો છે. એમાં ચિતા સાથે બળવા છતાં અખંડિત રહેલી અને પાછળથી મળી આવેલી પાંચ બંગડીઓનો પણ સમાવેશ થાય છે.

એમની માંદગી અટકાયતી છાવણીમાં ૧૯૪૨ની સાલના સપ્ટેમ્બર માસથી શરૂ થઈ હતી. એ વખતે જ હૃદયના રોગનાં ચિહ્નો પહેલી વાર જણાયાં હતાં. જોકે છેલ્લાં ચારપાંચ વરસથી તેમની તબિયત કથળી હતી, પણ એ પહેલાં હૃદયના રોગના હુમલા કદી પણ થયા નહોતા. કારાવાસની તાણ સહન કરવાની તેમનામાં શારીરિક કે માનસિક તાકાત રહી નહોતી એમ કહેવામાં લેશમાત્ર પણ અતિશયોક્તિ થતી નથી. આ પહેલાં તેમણે ઘણી વાર કારાવાસ વેઠ્યો છે. ખાસ કરીને, રાજકોટ રાજ્યના એક અંદરના ભાગના એક ગામમાં તેમને એકાંત કેદની પણ સજા કરવામાં આવી હતી, અને ત્યારે એક વખતે તે મરતાં મરતાં બચ્યાં હતાં. પરંતુ આ છેલ્લો કારાવાસ તો આખોયે સમય તેમને માટે સૌથી આકરી કસોટીરૂપ હતો, અને એ દરમ્યાન એમનો આત્મા તથા શરીર એ બંને કરમાવા લાગ્યાં. મહેલ અને મહેલની આસપાસનું વાતાવરણ, જેનાથી તે ટેવાયલાં હતાં તેથી સાવ ઊલટી જ વસ્તુ હતી. કાંટાળા તારની વાડ અને ચોકીપહેરાએ અધૂરું પૂરું કર્યું. ગયે વરસે તેમણે મારી આગળ જેને નીચા છાપરાવાળા ઝૂંપડા તરીકે વર્ણવ્યું હતું એવા સેવાગ્રામના નિવાસસ્થાનમાં પાછાં ફરવાને તે ઝંખ્યા કરતાં હતાં એ હકીકત જાહેર પ્રજાને જણાવવામાં હું મારી પ્રિય માતાની સ્મૃતિને હાનિ નથી પહોંચાડતો. અચોક્કસ મુદતની અટકાયતની તો વળી તેમના ઉપર એથીયે વિશેષ અસર થઈ અને ત્યાં આગળ મળતાં શરીરનાં બધાંયે સુખો તેમના મન કે આત્માને શાંતિ આપી ન શક્યાં. હજારોની સંખ્યામાં બીજાંઓ — એમાંના કેટલાકનો તો તેમને નિકટનો પરિચય

હતો—એવા જ પ્રકારનું બંધાન વેઠી રહ્યાં હતાં એ હકીકતે તેમના દુઃખને અધિક તીવ્ર બનાવ્યું. અને છેલ્લા દોઢ વરસથી તો તેમની હમેશની એક મૂક પ્રાર્થના એ હતી કે, તેમને તથા બાપુજીને કાયમને માટે અટકાયતમાં રાખીને બીજાં બધાંને છોડી દેવામાં આવે.

તેમની માંદગીએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું તે વખતે તેમને કેદમાંથી છોડી મૂકવામાં આવ્યાં હોત તો તે ફાયદાકારક થાત ખરું? છોડી મૂકવાની સાથે જ્યારે તેમની ઇચ્છા થાય ત્યારે અટકાયતમાં પાછા ફરવાની છૂટ પણ તેમને આપવામાં આવી હોત તો તેમને એથી જરૂર ફાયદો થાત. એમ કરવામાં આવ્યું હોત તો તે સંપૂર્ણપણે "માયાળુપણું" ગણાત. પરંતુ વસ્તુસ્થિતિ તો એમ છે કે, તેના કિરતારની કરુણામય અંતિમ દરખાસ્ત સિવાય છુટકારાની બીજી કોઈ પણ દરખાસ્તનો માનસિક સમાધાન પૂરતો પણ લાભ તેમને મળ્યો નહોતો. એથી કરીને, હિંદી સરકારે તો તેમને છોડી મૂકવા માટે અનેક વાર ઇચ્છયું હતું પણ એ ઓફરનો લાભ લેવાની તેમણે ના પાડી હતી, એવી મતલબના અમેરિકામાંના હિંદી સરકારના એજન્ટે કરેલું નિવેદન જોઈને મને ભારે આઘાત અને અચંબો થયાં. આ બાબતમાં હિંદમાં કરવામાં આવેલી સત્તાવાર જાહેરાતોથી પણ આ ભિન્ન છે, અને અમેરિકામાં એ વસ્તુ જુદે સ્વરૂપે રજૂ કરવામાં આવી એની ચોખવટ હજી સુધી મારા જોવામાં આવી નથી.

જેમણે અમને આશ્વાસનના સંદેશા મોકલ્યા છે તથા જેમણે મૂગે મોંએ અમારા શોકમાં ભાગ ભર્યો છે, તે સૌને હું મારા ત્રણ ભાઈઓ તથા બીજાં સગાંઓ વતી ઊંડા આભારની લાગણી પાઠવું છું. આ વિયોગ-દુઃખમાં જે કરોડો સ્વજનો અમારા જેટલાં જ દુખિયાં થયાં છે તેમના સિવાય અમારે બીજાં ભાઈબહેનો નથી.

આ જાહેર નિવેદન પાછળ મેં વધારે પડતો સમય બગાડ્યો છે, છાપાની વધારે પડતી જગ્યા રોકી છે, એવું જેમને લાગતું હોય તેમની હું નમ્રતાપૂર્વક માફી માગું છું. આ પ્રસંગ સહિષ્ણુતાને પાત્ર છે. આ લાંબો જાહેરપત્ર અથવા આશ્વાસનના સંદેશાઓ દ્વારા તથા અન્યથા અમારા પ્રત્યે બતાવવામાં આવેલી હમદર્દીનો આભારપૂર્વક સ્વીકાર કરવાની જાહેરાત કરવાનું હું ચૂક્યો હોત તો અમારા દુઃખમાં ભાગ લેનારા કરોડો દેશબંધુઓના યોગ્ય ઠપકાને હું પાત્ર થાત, એ લાગણી હું રોકી શકતો નથી.

આ કસોટીમાંથી ગાંધીજી કેવી રીતે પાર ઊતર્યા એ વિષે મારે બે શબ્દો ઉમેરવા જોઈએ. એમના જીવનમાં પડેલી આ કરુણ ખોટ એમને સાલે છે, કેમ કે તેમના ઘડતરમાં બાનો મોટો ફાળો છે. પરંતુ તે ફિલસૂફના જેવી શાંતિ જાળવી રહ્યા છે, અને આપણે તેમને વિષે અપેક્ષા રાખીએ તે પ્રમાણે તેઓ પોતાની લાગણી ઉપર કાબૂ રાખી રહ્યા છે. તેમની આસપાસનું વાતાવરણ ખિન્નતા વિનાની ગમગીનીનું હતું અને શુક્રવારે મારા ભાઈઓ તથા હું તેમનાથી છૂટા પડ્યા ત્યારે આંસુને બદલે તેમણે તેમની હમેશ મુજબની મજાક ઉડાવી. મને લાગે છે કે તેમની તબિયત સારી છે.

# બા

બાને વિષે કશું બોલવું કે લખવું બહુ મુશ્કેલ છે. માનવહૃદય અને માનવચિત્તની શુચિતા અને સરળતાના પ્રતીકસમાં તે હતાં. જે વ્યક્તિ તેને પોતાને પણ ખબર ન હોય એવી રીતે, એક બીજી જ ભૂમિકા ઉપર વિચરતી હતી, તેનું વર્ણન કરવા વાણી અસમર્થ છે. બા તો બા જ હતાં. તદ્દન સીધાંસાદાં, પણ ધીર અને વીર. બીજાનો વાંક તો એમના મનમાં કદી વસતો જ નહિ. આશ્રમમાં કે બહાર કોઈએ કાંઈ ખોટું કર્યું હોય એની વાત નીકળતી તો બા બોલી ઊઠતાં, "પણ એણે શું કામ એવું કર્યું?"

બાને વિષે ઘણાં એવું માને છે કે એ નરમ, ગરીબડાં હિંદુ પત્ની હતાં. કેવળ પતિની છાયા સમાં. પણ એ વાત જરાયે ખરી નથી. બા પણ બાપુના જેવાં જ સ્વતંત્ર વ્યક્તિત્વવાળાં હતાં. કેવળ બુદ્ધિથી નહિ, પણ અંતઃપ્રેરણાથી જ તેઓ સત્યને ઓળખી લેતાં અને પોતાના સ્વતંત્ર નિર્ણયો બાંધતાં. પોતાની મેળે જ તેઓ પોતાની ઉચ્ચ કક્ષાએ પહોંચ્યાં હતાં. બાપુ પોતે એટલા મહાન છે અને સ્ત્રીત્વના પણ એટલા ભારે પૂજારી છે કે કોઈને પણ પરાણે પોતાની સાથે ઢસડે નહિ. સેંકડો વર્ષોથી રૂઢ થયેલી પરંપરાઓ છોડતાં બાને સ્વાભાવિક રીતે જ મુશ્કેલ તો લાગેલું. સાબરમતી આશ્રમમાં અસ્પૃશ્યતાની મોટી બૂરાઈ વિષે બાને સમજાવતાં

બાપુને પણ વખત લાગેલો. પણ એક વાર બાની ખાતરી થઈ અને બા સમજી ગયાં એટલે પછી તો હરિજનો એમનાં લાડકાં બની ગયાં.

મરવાની બે વરસ અગાઉ સેવાગ્રામમાં પોતાની ઝૂંપડીના પશ્ચિમાભિમુખ ઓટલા ઉપર બેઠેલાં બાનું ચિત્ર મારી નજર સામે ખડું થાય છે. આખા દેશમાંથી બાપુને મળવા આવનારાઓને બાપુની ઝૂંપડીએ જવા માટે આ ઓટલા આગળથી પસાર થવું પડતું. ઘણા બાને પણ નમસ્કાર કરવા જતા અને તેમના હસતા વદનના દર્શનનો આનંદ મેળવતા. સૌને માટે માયામમતાના બે મીઠા શબ્દો બા પાસે હોય જ. બાનું એ શાન્ત અને મધુર દર્શન કોઈ પણ નહિ ભૂલી શકે. મને તો બાનો અવાજ કદી ભુલાય જ નહિ એવો લાગે છે. એ અવાજમાં એક અજબ માર્દવ હતું; પંખીના મીઠા કૂજન જેવું કાંઈક હતું. બા ચિડાયાં હોય અને કોઈને વઢતાં હોય ત્યારે પણ એમના અવાજમાંની મૃદુતા જતી નહિ. કારોબારી સમિતિના સભ્યો ગાંધીજી સાથે કલાકો સુધી ચર્ચા કરીને ગમે તેટલા થાકયા હોય, પણ પેલા ઓટલા ઉપર બાને મળ્યા વિના કદી જતા નહિ. બાને મળવાની દરેકની રીત જુદી. વલ્લભભાઈ તો નાના મસ્તીખોર કહાનાને જ ચીડવે અને તેની સાથે ધિંગામસ્તી કરવા માંડે. કહાનો પણ વલ્લભભાઈને ચબરાક જવાબો આપીને હસાવે. મૌલાના તો ગંભીરતાથી બા પાસે આવી તેમની તબિયતના સમાચાર પૂછે અને નમસ્કાર કરીને ચાલ્યા જાય. જવાહરલાલ જો મોજમાં હોય તો કાંઈક ક્રાંતિકારી તુક્કો કહી બાને ચીડવવા પ્રયત્ન કરે. એમના મનમાં કે બા ગુસ્સે થઈને વિરોધ કરશે, પણ બા તો પોતાનું મધુરું હાસ્ય હસીને ધીમેથી કહે કે, ભાઈ, તમારી વાત ખોટી છે, તમે કાંઈક ભૂલ્યા છો. જો જવાહરલાલ થાકેલા હોય તો બાને બે હાથ જોડી નમસ્કાર કરીને કુશળ સમાચાર પૂછી ચાલ્યા જાય. પણ બાને એ ન ગમે. તે દિવસે બાપુ ઉપર સવાલોની ઝડી વરસે. “આજે જવાહર કેમ કાંઈ ઉદાસ દેખાતો હતો? તમે એને કશું કહ્યું તો નથી ને?” બાપુ હસીને જવાબ આપે કે, “તું પણ જવાહર જેવી તરંગી તો બની ગઈ નથી ને? અમારે આજે તો કશો મતભેદ જ નથી પડ્યો.” રાજેન્દ્રબાબુ સાથે તો કશી ખટપટ જ નહિ. કદાચ બંનેના સ્વભાવનાં ઘડતર એક જાતનાં તેથી. બેયના દિલમાં કડવાશ જેવી તો વસ્તુ જ ન મળે. અને વિરલ વ્યક્તિત્વ ધરાવતા પેલા મહાન પઠાણ, ખાન અબ્દુલ ગફાર ખાન. તેમના દિલમાં યુદ્ધ અને હિંસા પ્રત્યે ગાંધીજીના જેટલો જ તીવ્ર

આગ્રગમો છે. એ તો બા પાસે જઈને જ બેસે અને પશ્ચિમનાં ઊતરતાં અજવાળાં સામે જોઈ રહે. કારોબારીના બીજા બધા સભ્યો સાંજે વર્ધા જાય, પણ ખાનસાહેબ તો સેવાગ્રામમાં જ રહે.

નારીત્વમાં કેટલું ગૌરવ અને કેટલો વૈભવ રહેલાં છે તેનો ખ્યાલ તો બા અને સરોજિની દેવી એ બે ઉપરથી આપણને આવે. કેટલું વૈવિધ્ય, કેટલી તેજસ્વિતા, કેટલું સનાતન યૌવન! પોતે સેવેલા આદર્શો માટે દિલમાં કડવાશનો એક છાંટો પણ રાખ્યા વિના સહન કરવાની કેટલી તૈયારી, કેટલું ધૈર્ય, કેટલી અડગ શ્રદ્ધા, કેટલી શક્તિ! આ બે સ્ત્રીઓને જોતાં એક પયગમ્બરી દર્શન નથી થતું કે, આપણી ભરતભૂમિ એક નારી-દેશ છે? માનવપ્રેમ અને માનવસેવાના ગાંધીજીના મહાન આદર્શને જ તે વળગી રહેશે અને બજારોની, લશ્કરોની અને સત્તાની હરીફાઈમાં નહિ પડે.

બાપુની માફક બીજાં ઘણાં પણ એ શાંત પડી ગયેલા અવાજને સાંભળવા ઝંખતાં હશે. પણ એ શોકની પાછળ અમર આશા રહેલી છે કે બા જેવાં માણસ કદી મરતાં જ નથી. અમરતાના ખરા વારસો જ એ છે

આ હિંદુસ્તાન સિવાય બીજા કોઈ દેશમાં જન્મવાનું બા તેમ જ બાપુને શું શક્ય હતું? એ સવાલનો જવાબ મને ચોખ્ખા નકારમાં મળે છે. હું માનું છું, આ દેશમાં તેમને જેટલો પ્રેમ અને પૂજા મળ્યાં તેટલાં બીજા કોઈ દેશમાં ન મળ્યાં હોત. આ વિચારમાંથી આપણને આશ્વાસન મળે છે. પુરાણ કાળથી ચાલી આવેલી આપણી પ્રાચીન સંસ્કૃતિના માનવ-રૂપે અવતાર સમાં તેઓ છે. ભલેને આજે આપણી એ સંસ્કૃતિ ઉપર થોડીક વિકૃતિના લિસોટા પડ્યા હોય, છતાં મૂળમાં આપણી સંસ્કૃતિ એ શાંતિ અને જ્યોતિની સંસ્કૃતિ છે. માણસને એ ઈશ્વરનો જ અંશ માને છે. માણસની સામે આટલી શક્તિ અને આટલી સ્વતંત્રતાની આશા બીજી કોઈ સંસ્કૃતિ ધરતી નથી. જોકે આજની દુનિયાનાં કરતૂકો જોતાં શક્તિનો અર્થ પણ જાણે બહુ જુદો થઈ જાય છે. આજે તો પોતાના વિરોધીઓને જેઓ વધારેમાં વધારે નુકસાન પહોંચાડી શકે તેઓ પોતાને વધારેમાં વધારે શક્તિમાન માને છે. શક્તિનો અર્થ ગાંધીજી તેમ જ આપણો દેશ તો એ કરે છે કે, દિલમાં દ્વેષ રાખ્યા વિના જે વધારેમાં વધારે કષ્ટ સહન કરવા તૈયાર થાય તેને ચરણે શક્તિ આવીને બેસે છે. ભૌતિક સત્તા મેળવવા માટે મોટો ઝઘડો ઊભો કરી દુનિયા પોતાના વારસામાં આજે અંગાર મૂકી રહી છે, એ કેટલું કરુણ અને કેટલું બેવકૂફીભરેલું છે?

વિચારવાન આલમના દિલમાં તો રજ પણ શંકા નથી કે, મદમાં છકેલા આ લોકોએ પાછાં પગલાં ભરવાં જ પડશે અને આધુનિક જગતનો પુરુષોત્તમ જે શાંતિવીણા પત્થરની દીવાલો પાછળ બજાવી રહ્યો છે તે આખી દુનિયાએ કાને ધરવી જ પડશે. આ મદોન્મત્ત દુનિયાની આગળ ઊભીને કહેવું કે, "તમે બધા ખોટા છો અને હું જ એક સાચો છું — તમારાં હૃદય પલટાય ત્યાં સુધી હું કદાચ જીવતો નહિ હોઉં, તોપણ કાળ અને ભવિષ્યની પ્રજા મારાં વચનની સાક્ષી પૂરશે," એ કાંઈ જેવી તેવી છાતીવાળા માણસનું કામ નથી. આપણાં બા એવા એક પુરુષનાં જીવનસાથી હતાં. આખું જીવન તે તેમનાં સંગી રહ્યાં છે. તેમની વિરહવેદનાનું માપ કોણ કાઢી શકે? કોઈને તેની ખબર જ નથી પડવાની. કારણ બાપુ તો પોતાના જીવનના ઊંડામાં ઊંડા અનુભવો મૌન રહી ઈશ્વરસાંનિધ્યમાં ભોગવે છે.

બહુ વર્ષ પહેલાં બાપુએ અસ્પૃશ્યતાના કલંક સામે જેહાદ ઉઠાવી ત્યારે બાનું પરિવર્તન કરતાં તેમને ખૂબ જ મુશ્કેલી પડેલી. અથાગ ધીરજથી બાપુ બાને સમજાવ્યાં કરે. રોજ કલાકોના કલાકો ચર્ચા કરે. એક દિવસ તો હરિજનોને રસોડામાં દાખલ કરી રાંધવા દેવા માટે બાને સમજાવતાં તેઓ થાકયા, "આ મુદ્દા ઉપર બાને સમજાવવી ભારે કઠણ છે." પણ આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ તેમની દૃષ્ટિ ઊંડાણમાં ઊતરી અને તેઓ બોલ્યા: "પણ તેમ છતાં મારે જન્મોજન્મ સાથીની પસંદગી કરવાની હોય તો હું બાને જ પસંદ કરું." બાપુના આ શબ્દો કરતાં બીજા કયા શબ્દોથી બાના ખરા સ્વરૂપનું વર્ણન થઈ શકે એમ છે?

બાનો વિચાર ભાષામાં આપણે કરી શકીએ એમ નથી. એમની મૂર્તિ, એમનું ચિત્ર નજર સામે ખડું કરવું જોઈએ. એમની ચાલ, એમનું હલનચલન, એમનો મૃદુ અવાજ અને એ બેના કરતાંય ચઢે એવું એમનું મીઠું, નિર્મળ સ્મિત, એ બે એ મહાન વિભૂતિની શુચિતા અને વીરતાનું ખરું દર્શન કરાવે છે. એમ જોઈએ તો બા જાજ્વલ્યમાન નહોતાં. દક્ષિણ આફ્રિકામાં તથા અહીં આઝાદીની લડતમાં બા કેટલીયે વાર જેલમાં ગયાં હતાં, પણ એમાં પોતે કશું અસાધારણ કર્યું હોય એવું બાએ કદી બતાવ્યું જ નથી. દેશને માટે આપેલાં તેમનાં મોટાં બલિદાનો, સ્વેચ્છાપૂર્વક ગરીબાઈનો સ્વીકાર, સર્વસ્વનો ત્યાગ, પોતાના પ્રિય પતિના સહવાસનો પણ — એ બધું બાએ સ્વભાવસહજ નિરભિમાન વૃત્તિથી કર્યું છે.

બા છેલ્લાં જેલમાં ગયાં ત્યારે હું ત્યાં હતી. પોલીસ અમલદાર આવી પહોંચ્યો ત્યારે એટલી જ મીઠાશથી તેઓ પોતાની વસ્તુઓ બાંધવા મંડયાં. શિવાજી પાર્કની સભા, જેની જાહેરાત આગલે દિવસે થઈ હતી, ત્યાં જઈને બા બાપુનો સંદેશો આપવાનાં હતાં. ધરપકડનો વિધિ બહુ વિચિત્ર પ્રકારનો થયો. મોટો કદાવર અમલદાર બા સામે હાથ જોડીને ઊભો રહ્યો (અલબત્ત એ હિંદી હતો) અને નીચું મોં રાખી બાને પૂછવા લાગ્યો કે, "આપ ઘેર જ રહેશો કે સભામાં જવાનાં છો? આપનો શો હુકમ છે?" તેને પણ અડવું અડવું લાગ્યું હશે કે, પોતાના જેવો અલ્પાત્મા શરીરે આવો કદાવર છે અને બા જેવાં મહાત્મા શરીરે આટલાં નાનાં અને નાજુક છે. બાએ તો પોતાના એ જ મધુર સ્મિત સાથે ઝટ જવાબ આપ્યો: "હું તો સભામાં જ જવાની છું." પેલા અમલદારને વધારે મૂંઝવણ થઈ. છેવટે તે બોલ્યો: "ત્યારે આપ આ મોટરમાં બેસશો? હું આપને બાપુ પાસે લઈ જઈશ." બાની ધરપકડનો આ વિધિ. આશ્રમના એક નાના છોકરાને મન થયું અને બાની સાડીએ 'કરેંગે યા મરેંગે'ની એક કાપલી લગાડવા ગયો. બાએ હળવેથી એને ખસેડી નાખીને કહ્યું: "આવું મને ન શોભે." બાની આ છેલ્લી યાત્રા. ત્યાંથી તેઓ પાછાં ન ફર્યાં. એમણે તો પેલા સૂત્રનું પાલન કશા ડોળદમામ વિના કર્યું. મેં સાંભળ્યું છે કે, આગાખાન મહેલના એ વરવા વાતાવરણમાં એમને ગમતું ન હતું. આશ્રમના સાદા પણ સ્વચ્છ ઝૂંપડાને એ ટેવાયલાં હતાં. અંદર પાર વિનાની ધૂળ ભરાઈ રહે એવું મોટું ફર્નિચર તેમને નહોતું ગમતું. ત્યાંનું વાતાવરણ તો પ્રતિકૂળ હતું જ. તેમાં વળી મહાદેવભાઈનું થોડા જ વખતમાં ત્યાં મૃત્યુ નીપજ્યું.

મેં તેમને છેલ્લાં જોયેલાં તે બાપુના છેલ્લા ઉપવાસ વખતે. ચોક્કસ તારીખ આપું તો ૧૮મી ફેબ્રુઆરી ૧૯૪૩ના રોજ. બાપુના ખરાબ દિવસોમાંનો એ પહેલો દિવસ હતો. ૨૧મીને રવિવારથી વળતાં પાણી થયાં. બાના ચહેરા ઉપરનું તે દિવસનું દુ:ખ હૃદયવિદારક હતું. આખા દેશના — ગરીબ તેમ જ તવંગર — સૌના હૃદયમાં વ્યાપેલાં દુ:ખ અને ગ્લાનિનાં તેઓ પ્રતીક સમાં હતાં. જાણે એવું લાગતું હતું કે આખા દેશની વતી બા એમ ન બોલતાં હોય કે: "ના, ના, હે ભગવાન, આટલો ભોગ ન હોય. આ અંધકાર અને ભયંકર અટવીમાંથી અમારા દેશને પ્રકાશ અને શાંતિને માર્ગે દોરવા અમારા એ નેતાને બચાવ." બાપુ તો શાન્ત હતા અને

કહેતા કે, "કોઈ મૂંઝાશો નહિ. આ પાર કે પેલે પાર બધું એક જ છે. હું તૈયાર છું." આવા પરિત્યાગ અને આવી ઈશ્વરશ્રદ્ધા આગળ શોકને માટે અવકાશ જ ન હોય. પણ પોતાના વીરતાભર્યા સ્મિતની પાછળ છુપાયેલું બાનું દુઃખ અસહ્ય હતું. આગાખાન મહેલ આગળ ઊભા કરેલા બબ્બે ચોકીપહેરામાંથી બહાર નીકળતાં મારા સાથી અને હું તો ભાંગી જ પડયાં. બાપુ કદાચ જશે તેના દુઃખ કરતાં બાને શું થશે એ વિચાર વધારે દુઃખકારી હતો. આ છેલ્લું ચિત્ર ભૂલવા હું બહુ મથું છું. રાષ્ટ્રીય ઝંઝાવાતની અગાઉ થોડા દિવસ પહેલાં હું સેવાગ્રામ ગઈ હતી ત્યાંનું બાનું ચિત્ર મનમાં સંઘરી રાખવાનું મને બહુ ગમે છે. પ્રાર્થનાના ચોકમાં પડતા એમના ઝૂંપડાના ઓટલા ઉપર બા બેઠાં હોય, એમની આસપાસ બહેનોનો દરબાર ભરાયો હોય અને બા પોતાની વિલક્ષણ અને અનુપમ ઢબે બધાંની સાથે વાતો કરતાં હોય. તે વખતના બાના સ્મિતમાંથી મળતો પ્રકાશ જેટલો અદ્‌ભુત હતો, તેટલું જ અદ્‌ભુત કેટલાંયને માટે કામ કરી કરીને થાકેલા બે હાથ જોડીને બા બધાંને આવકાર અથવા વિદાય આપે તે હતું. હવે તો અમર અને વિભૂતિમય એવા ભારતીય નારી-મંડળમાં સીતા અને સાવિત્રીને પડખે બા બેઠાં છે. હજારો વર્ષો સુધી હિંદીઓને આશ્વાસન અને ધીરજનું એ ધામ બની રહેશે.

# ગાંધીજીનાં પુસ્તકો

| | |
|---|---|
| આત્મકથા | ૨—૦—૦ |
| ,, (હાથ કાગળમાં) | ૩—૦—૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦—૮—૦ |
| ધર્મમંથન | ૧—૮—૦ |
| ત્યાગમૂર્તિ | ૧—૦—૦ |
| સો ટકા સ્વદેશી | ૧—૪—૦ |
| દેશી રાજ્યોનો પ્રશ્ન | ૧—૦—૦ |
| હિંદ સ્વરાજ | ૦—૪—૦ |
| અનાસક્તિયોગ | ૦—૪—૦ |
| ગીતાબોધ | ૦—૩—૦ |
| गीतापदार्थकोष | ૦—૪—૦ |
| મંગળપ્રભાત | ૦—૧—૦ |
| આશ્રમવાસી પ્રત્યે | ૦—૨—૦ |
| સર્વોદય | ૦—૩—૦ |
| રચનાત્મક કાર્યક્રમ | ૦—૨—૦ |
| એક સત્યવીરની કથા | ૦—૨—૦ |
| ગોસેવા | ૦—૫—૦ |
| ગામડાંની વહારે | ૦—૨—૦ |
| અહિંસા | |
| ખરી કેળવણી | |
| કેળવણીનો કોયડો | |
| દ. આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | |
| વ્યાપક ધર્મભાવના | |
| વર્ણવ્યવસ્થા | |
| યરવડાના અનુભવ | |

# અમારાં અન્ય પ્રકાશનો

| | |
|---|---|
| મારી જીવનકથા | ૪—૦—૦ |
| બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ | ૧-૧૨—૦ |
| વિરાજવહુ | ૦-૧૦—૦ |
| ત્રણ વાર્તાઓ | ૧—૦—૦ |
| સંત ફ્રાન્સિસ | ૦—૩—૦ |
| એક ધર્મયુદ્ધ | ૦—૬—૦ |
| જીવનનો આનંદ | ૩—૦—૦ |
| સ્મરણયાત્રા | ૨—૦—૦ |
| જીવતા તહેવારો | ૧—૦—૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧—૮—૦ |
| લોકમાતા | ૦—૮—૦ |
| ઓતરાતી દીવાલો | ૦—૬—૦ |
| सद्बोधशतकम् | ૦-૧૨—૦ |
| ગીતાધર્મ | ૧—૦—૦ |
| संकलिता गीता | ૧—૪—૦ |
| ગાંધીવિચારદોહન | ૦-૧૪—૦ |
| ગીતામંથન | ૨—૦—૦ |
| સ્ત્રી-પુરુષ-મર્યાદા | ૦-૧૨—૦ |
| નવલગ્રંથાવલિ | ૨—૦—૦ |
| ચૂપ નહીં રહેવાય | ૨—૦—૦ |
| જગતના ઇતિહાસનું રેખાદર્શન | ૫—૦—૦ |
| ખાદીવિદ્યાપ્રવેશિકા | ૧—૮—૦ |
| ઇન્દુને પત્રો | ૧—૪—૦ |
| સ્વદેશી સમાજ | ૦—૮—૦ |
| બાપુ | ૦-૧૨—૦ |
| હિંદુ જીવનદર્શન | ૦-૧૦—૦ |

